સાહિત્યના નિરૂપણુ અને સમાલોચનાનુ કાર્ય અસ્તવ્યસ્ત અને કંઇક 'અહોરૂપ અહો ધ્વનિ' જેવું કંઇક અગત આક્ષેપ ભર્યુ પણુ વિશેષે ચાલે છે.

ઘણા લેખકો મોટે ભાગે કાવ્યલેખનમા મચ્યા જણાય છે ગુજરાતમાં પ્રતિભાશાલી કવિત્વનાં ઝરણાં ઘણા જ આછા અને તેય વિરલ તેમ જ છૂટાછવાયા વહે છે, એમ કહ્યા વિના ચાલતું નથી. આથી કાઈ અમારા સામાન્ય કવિબન્ધુઓની કાવ્યકૃતિઓને ઉનારી પાડવાનો કે તે પ્રતિની લોકની માનબુદ્ધિ કમી કરાવવાનો અમારો આશય લેશમાત્ર પણુ નથી ગયે વર્ષે "સમાલોચકે" કાવ્યોનો જે સત્કાર કર્યો છે તે આ આરોપનો નિરાસ કરવા બસ છે પરન્તુ જાણે કેવળ કાવ્યલેખન જ સાહિત્યપ્રવૃત્તિનું સર્વસ્વ હોય તેમ જે તે કોઈ બધાયે, પોતાનામાં કાવ્યપ્રતિભા ન હોય તોયે, તેમા મચ્યા જ રહે અને ગદ્યલેખન, વસ્તુવાહુલ્યવાળાં ભાષણો આદિ આવશ્યક કાર્યમાં પોતાની શક્તિ વાપરે જ નહીં ત્યારે તેમની અતિપ્રવૃત્તિ વિષે શુભ હેતુપુર સર જ ટકોર કરવાની ફરજ પડે છે. ઉપર જણાવ્યુ છે તેમ આપણા અવિકસિત ગુજરાતમા હજી, ઔદ્યોગિક, રાજ્યકીય, સામાજિક, વ્યાપારી, સાહિત્યવિષયક, ધાર્મિક, સાસારિક આદિ અનેકાનેક પ્રવૃત્તિઓ ઉત્તેજવાની અને તેના ઉત્કૃષ્ટ આશયોનાં આંદોલનોથી ગુજરાતને હલમલાવાની અંયત અપેક્ષા છે. જ્યાંસુધી આવો ઉત્સાહ અને આંદોલનોને પ્રકટાવનારૂં સાહિત્ય રચાશે અને પ્રસારાશે નહીં, ત્યાંસુધી ગુજરાતનાં સતાનો ભારતીય પ્રજાના અગરૂપે અગ્રેસર પ્રજાઓમાં પોતાને અનુરૂપ સ્થાન પ્રાપ્ત કરી શકે, એ માનવાજોગ નથી જ.

"સમાલોચક"ની મનોરંજક સાધનસામગ્રીમાં ગયે વર્ષે ચિત્રદર્શને કઈ વિશેષ હિસ્સો આપ્યો છે. પરન્તુ નાણાંની સદ્ધર સ્થિતિ વિના તેમ જ ગ્રાહકોની બહોળી સખ્યા વિના યથાયોગ્ય રીતે ઉચ્ચ ભાવના પ્રેરનારા, ચિત્રકલાનાં આદર્શભૂત ચિત્રો, તેમ જ નૈસર્ગિક દેખાવો રજુ કરી શકે, એવી સ્થિતિમા આપણાં પામર માસિકો હજી આવ્યાં નથી, એટલે અમારી ચિત્રસામગ્રી ૮ક લાગે તે તે નિભાવી લેવા અને ઉત્તેજન આપવાને યોગ્ય છે, એમ જણાવવાની અગત્ય છે

"સમાલોચક" ગયે વર્ષે જે સુધારાવધારા કરવા સમર્થ થઈ શક્યુ છે, તેમ કદની સવાઈ વૃદ્ધિ ખાસ ધ્યાન ખેંચે છે શરૂઆતમાં અમે ચાર ફારમની મજુરી કરીને માસિક આવૃત્તિ કાઢવા તત્પર થયા હતા. પરંતુ માત્ર સાહસ તરીકે જ પાચ ફારમથી આરભ કર્યો હતો, પણ ધીરે ધીરે વાચકોની અભિરૂચિ વધતી જણાતાં તેમજ લેખો પણ વિશેષ પ્રમાણમાં આવતા અમે ગયા ઑક્ટોબરથી છ ફારમનુ કદ કર્યું છે અને પ્રભુકૃપા હશે તો તે પ્રમાણુ વર્તમાન વર્ષમાં ચાલુ રહેશે વળી ગયા ડીસેમ્બરથી "સમાલોચક"નો બાહ્ય દેખાવ પણુ સુંદર કર્યો છે, એ પ્રતિ વાચકોનું લક્ષ ખેંચવુ યોગ્ય લાગે છે.

"સમાલોચક"ના તંત્રમાં વર્તમાન વર્ષથી અમારા સ્નેહી રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ. એલ. એલ. બી. હાઇકોર્ટ-પ્લીડરને પ્રકટ રીતે સંયુક્ત કર્યા છે. 'પ્રકટ રીતે' એમ એટલા માટે કહેવુ પડે છે કે તેઓ શરૂઆતથી જ આ કાર્યમાં સક્રિયપણે સામેલ તો હતા જ. છતાં હવે રા. રા. ચન્દ્રશંકર આ પ્રકટ સહાનુભૂતિથી "સમાલોચકને" કંઇક વિશેષ આવેગ મેળ આપવા શક્તિવાન થશે, એવી આશા રહે છે.

આટલી સૂચના અને વસ્તુસ્થિતિના નિદર્શન સાથે, "સમાલોચક" ને વિષયવિવિધતાથી તેમ જ કાવ્ય, વાર્તા આદિ મનોરંજક સાહિત્યસામગ્રીઓથી સહાયતા આપનારા લેખકબન્ધુઓ અને તેના પ્રસારમાં ઉત્તેજન આપનારા ગ્રાહક બન્ધુઓનો આભાર માની અહીં વિરમવુ પ્રાપ્ત થાય છે. અંતમાં વર્તમાન વર્ષે "સમાલોચક" ઇષ્ટ પ્રવૃત્તિ વિશેષ પ્રગતિ સાથે દાખવવા સમર્થ થવા સાથે ગુજરાતના પ્રજાજીવનના નવીન સસ્કરણમાં યથાશક્તિ સેવા બજાવવા સમર્થ થાઓ, એવી પ્રાર્થના પરમાત્માને અમે કરીએ છીએ.

---

# નવ સંવત્સરે ઉષાને સ્વાગત.

લેખક—રા. દિનેશ.

[ માથે મટુકી ને મહીડાની ગોળી—એ લોકગીતનો રાહ.]

સરખી સમાણી આવો સાહેલી.
ફૂલભરી છાબ રૂડી વેરાવો—
સાહેલી ! નવલ વર્ષને વધાવો.

કુંકુમ કેસર કેરા સાથીઆ પૂરાવો.
બારણીએ ફૂલડાં વેરાવો—
સખીરી ! નવલ વર્ષને વધાવો

આસો પાલવ કેરાં તોરણો બધાવો.
આંગણીએ મંડપ રચાવો—
ઓ વ્હાલાં ! નવલ વર્ષને વધાવો.

હાથ ધરી જુઓ બ્હેનો ફૂલડાંનો માળા,
હર્ષભર્યા ઉષા દેવી આવે
રસીલી ! નવલ વર્ષને વધાવો.

હસિત–વદન–ઉષા આજ મંડપે પધાર્યા,
છાબ ભરી ફૂલડે વધાવ્યા—
ઉષાએ રૂડાં આંગણાં દીપાવ્યા.
સાહેલી ! નવલ વર્ષને વધાવો.

---

# સ્વદેશ ઉત્કર્ષ.

લેખક —લલિત.

*"Into that Heaven my Lord !"*
*"Let my Country awake."*—*Ravindra Nath.*

( ગીતાજલિગત ભાવદર્શમયી )

૧.

અહા ! જ્યાં અભયભર્યાં મન ખીલે,
અને જ્યાં ઉર્ધ્વજ્યોત શિર ઝીલે;
અહા ! જ્યાં જનકુટુમ્બ વિહરે
અને જ્યાં સત્યમોતી મુખસરે.
પિતા ! એ સ્વતંત્રતાને સ્વર્ગ,
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ !

૨.

અહા ! જ્યાં પૂર્ણોદય સહુ પૂરે,
અને જ્યાં વિવેકસર નિર્ઝરે
અહા ! જ્યાં મન તુંમય વિચરે,
વિચારો, વિશાળ વર્તન ધરે:
પિતા ! એ સ્વતંત્રતાને સ્વર્ગ,
પ્રભુ ! હો મુજ સ્વદેશ ઉત્કર્ષ !

# *ગુજરાતમાં ઈસ્લામી ઉપદેશકો.

લેખક—રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ એલ્એલ. બી.



**ધર્મોપદેશ માટે કોરાનનું ફરમાન**

ઇસ્લામને માથે સાધારણ રીતે એવો દોષ મૂકવામાં આવે છે કે પોતાના ધર્મમાં વટલાવવા માટે કાફરો ઉપર ગમે તેવી રીતે જુલમ કરવો, એવું હઝરત મહમદનું મુસલમાનોને ફરમાન હતું, પરંતુ એ વાત ખોટી છે. કોરાને શરીફમાં ઠેકાણે ઠેકાણે એવાં વચન છે કે ખરા મુસલિમની ફરજ તો એ છે કે જે પરધર્મનો હોય તેને સમજાવી સાચો માર્ગ બતાવવો, જો તે સમજે તો ઠીક છે ને ન સમજે તો અલ્લાહ તેને જોઈ લેશે આવા ફરમાનમાંથી માત્ર નમુના તરીકે એક જ અત્રે ઉતારી લીધું છે કોરાને શરીફના ત્રીજા પ્રકરણમાં (૩, ૧૯) માં હઝરત મહમદ કહે છે કે "જેઓ અભણ (અને અજ્ઞાની) છે તેઓને કહે કે તમે મુસલમાન થશો? (એટલે કે તમે ઈસ્લામ ધર્મ માનો) પછી જો તેઓ મુસલમાન થાય તો તેઓએ ખરેખર સીધો રસ્તો મેળવ્યો છે, અને જો તેઓ પોતાની પીઠ ફેરવે તો તારી ઉપર માત્ર સંદેશો પહોંચાડવાનું (કામ) છે, અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે."

**સમજ આપી ધર્માંતર કરાવવું, જુલમથી નહિ**

એક તરફ કોરાન અને બીજી તરફ શમશેર, મતલબ કે કાં તો મુસલમાની ધર્મમાં આવો અથવા તો મૃત્યુને શરણ થાવ, એવો જુલમ પાછલા વખતમાં જનૂની ઈસ્લામીઓને હાથે થતો હતો, તેને માટે ખુદ કોરાને શરીફમાં કોઈ પણ રીતનું ફરમાન નથી મળતું, તેમ જ હઝરત મહમદની આખી જીંદગી એ વાતને ખોટી પાડે છે એઓ પોતે કહે છે કે "ધર્મ સંબંધે કાંઈ દબાણ કરવાનું નથી" (પ્રકરણ ૨ ૨૫૬) એઓ પોતાને ખુદાના રસૂલ એટલે પરમેશ્વરના કાસદ કહેવડાવતા હતા, અને તેના તરફથી મળેલો સંદેશો પહોંચાડવો, એટલી જ પોતાની ફરજ સમજતા હતા. શરૂઆતમાં ઈસ્લામમાં જે જે પુરૂષ અને સ્ત્રી વટલેલા તે એમના સગામાંથી અથવા તો સ્નેહીઓમાંથી હતા તે વખતે એમની પાસે કશી સત્તા નહોતી કે જેને જોરે તેમને પોતે વટલાવી શકે, તેમ જ જ્યારે એમના મતને અનુસરનારાની

* સુરતની પાંચમી સાહિત્યપરિષદ માટે લખાએલો આ નિબંધ પરિષદના કાર્યવાહકો પાસેથી "સમાલોચક" માટે ખાસ મેળવવામાં આવ્યો છે. સ. ઓ.

સંખ્યા સેંકડોની ને હઝારોની થઈ, ત્યારે પણ તેમણે તો પોતાની અસલ સમજાવટ-(*Persuasion*)ની પદ્ધતિ જ ચાલુ રાખેલી એમણે કોઈને કડવો શુકન યા ક્રોધનું વચન કહેલું નહીં તો પછી કાં કોરાન કબૂલ કરો કા તો મોત કબૂલ કરો, એવી જુલમી વર્તણુક તો ક્યાંથી જ ચલાવી હોય. અંગ્રેજીમા આપણે જેને *Missionary* અથવા (ધર્મ) પ્રચારક કહીએ છીએ તેનું જ કામ એમણે કરેલુ અને પોતાની પાછળ થનારાઓને પણ તે જ કામ કરવાનો બોધ આપેલો, છતા જનૂને આગળ જતા વધારે જોર પકડ્યુ અને શાતિથી સમજાવીને લોકોને ધર્મના ફેરફાર કરાવવાની નીતિને પડતી નાખી, સત્તાવાન મુસલમાનોએ શમશેર અને જોરજુલમને અગાડી કરી, હજરત મહમ્મદના આપેલા અસલ સદેશાને વિરૂપ કરી નાંખી, આખી દુનીઆમાં ઇસ્લામને એક ઘાતકી, ક્રૂર ધર્મ તરીકે ઓળખાવ્યો

ગુજરાતમા, બલ્કે આખા હિન્દુસ્તાનમાં ખ્રીસ્તી ધર્મનો બે રીતે અથવા તો ત્રણ રીતે **ખ્રીસ્તી ધર્મપ્રચારની ત્રણ રીતિ.** પ્રચાર થયો છે, એક સમજાવટથી (*Persuasion*), બીજે સ્વાર્થ ને અગે અને ત્રીજે જોરજુલમથી (*Persecution*). દાખલા તરીકે ગોવાના સેંટ ઝેવીએરે સમજાવીને અને પોતાના મોજેઝા-ચમત્કાર (*Miracles*) થી લોકોને કેથલીક બનાવ્યા એ પેહેલી રીત વળી ઘણા લોકો ખ્રીસ્તી થવાથી પોતાની હલકી ન્યાત તજી, સરકારમા વધારે માન મળે, નોકરી મળે, એવી મતલબથી પોતાનો ધર્મ છોડી દેતા હતા. એ બીજી રીત, જેવા કે ઢેડ, હાલીઆ, અથવા મદ્રાસ તરફના પારીઆ, અને બીજા અંત્યજો. છેલ્લો પોરચ્યુગીઝ પ્રજાનો પૂર દોર ચાલતો હતો ત્યારે તેના પાદરીઓએ વસઈ તરફના આખા ગામ ને ગામ, નિર્દોષ હિન્દુઓના છાપરાપર અને તેમનાં જ્ઞાતિભોજન વખતે અથવા તેમના મહોલ્લાના કુવામા માસના કટકા નાંખી અને બીજી રીતે જોરજૂલમ કરી વટળાવેલા, એ ત્રીજી રીત ગુજરાતમાં ઇસ્લામનો ફેલાવો થવામાં પણ એ ત્રણે રીત કામમાં આવી છે

ઈ. સ ના તેરમાચૌદમા સૈકા સુધીમા જોકે લગભગ બસેં ત્રણસેં વર્ષ થયા મુસલમાનોના **તેવી જ ઇસ્લામની** હુમલા સામે ટક્કર ઝીલી ઝીલી હિન્દુઓ ખોખરા થઈ ગયા હતા તોપણ મુસલમાનોને તેમણે ગુજરાતમા પગભર થવા દીધેલા નહીં, અને તેમ હોવાથી ત્યારસુધીમા સત્તાને જોરે જૂલમથી હિન્દુઓને વટળાવવાના તેમને ઝાઝા પ્રસંગો મળેલા નહીં. અલબત્ત છૂટી છવાઈ તક મળતી હતી, પરંતુ મારીને મુસલમાન કરવાના (*Persecution*) દાખલા આ સુધીમા થોડા જ મળી આવે છે. તે ઉપરાંત આ લેખનો આશય જોરજૂલમથી વટાળ-થયેલા તે બતાવવાનો નથી, પરન્તુ લોકોના મગજ ઉપર અસર કરી, તેમને સમજાવી યા તેમની બુદ્ધિ તે તરફ વાળી, રાજીખુશીથી, ઇસ્લામી ધર્મપ્રચારકોએ કેવીરીતે હિન્દુને મુસલમાન બનાવ્યા તે બતાવવાનો છે. કેટલાક રાજાઓ, દાખલા તરીકે ફીરોજશાહ તુઘલખ (ઈ. સ ૧૩૫૧-૧૩૮૮)

---

કેળવણીનુ શાસ્ત્ર અને તેની કલા, ભાગ ૨ જો. રૂ. ૨–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

પોતાની હિન્દુ પ્રજાને એવી લાલચ આપતા કે તમે મુસલમાન થાઓ તો તેમને જઝીઆ કરમાથી મુક્ત કરીશુ, યા તો તમને મોટા હોદ્દા આપીશું, અને સરકારી નોકરીમાં દાખલ કરીશુ વગેરે, અને તેને લીધે હજારો માણસો ઈસ્લામ ઈખ્તીઆર કરતા, એ ઉપર જણાવેલી ત્રણ રીતમાની બીજી રીત છે, પરતુ તે પણ અત્રે પડતી મૂકી, માત્ર પહેલી રીતપર જ ધ્યાન આપવામાં આવ્યુ છે.

**હિન્દુસ્તાનમાં ઇસલામની શરૂઆત**

અસલના વખતમા આરબો ઘણા મોટા વેપારીઓ હતા, અને વેપારને અગે ઘણા પ્રદેશોમા તેઓ જઈ રહેતા હતા. ઈ સ ના સાતમા આઠમા સૈકામા ઘણા આરબો એ જ કામ માટે મલબારના કિનારા ઉપર આવીને વસેલા અને ઘરબાર કરીને રહેલા, અને જેમ વખત જતો ગયો તેમ તેમ તેમના ધર્મપ્રચારકોએ પણ ત્યા આવવા માડ્યુ તે ભાગના રાજાઓએ આરબ વેપારીઓની કીમત સમજતા હતા, તેમ પોતાના રાજ્યમા પોતાની પ્રજાને જે ધર્મ પાળવો હોય તે પાળવા દેવો, એ પોતાની ફરજ સમજતા હતા તેથી મુસલમાનોના ધર્મની અથવા તો ધર્મના પ્રચારની આડે તેઓ આવતા નહીં આનુ પરિણામ એ આવ્યુ કે, મલબારમા માપલા મુસલમાનોની એક મોટી જાત હસ્તીમા આવી

**ગુજરાતમાં ઇસ્લામી-ઓનો પગપેસારો**

ઈ.સ. ના સાતમા આઠમા સૈકામા મુસલમાનો તરફથી સિંધ, કાઠીઆવાડ, ખભાત, ભરૂચ વિગેરે દરીઆ કીનારાપર આવેલા પ્રદેશ અને શહેરો પર હુમલા કરવામા આવેલા તેમાં સિંધમા તેમનો વિશેષ પગપેસારો થયેલો અને તેથી મુસલમાન ધર્મપ્રચારકમાના કેટલાકના પ્રચારની અસર સિંધ, મુલતાનને રસ્તે કચ્છ થઈને ગુજરાતમા થએલી. દાખલા તરીકે, બગદાદના રહેવાશી સૈયદ યૂસુફઉદ્દીન કાદરીના (ઈ. સ. ૧૪૨૧) વ્યાખ્યાનો તથા અદ્ભુત કામો જોઈ આશરે દશ વર્ષમા સાતસે હિન્દુ લુહાણા કુટુંબો મુસલમાનપથ તરફ વળ્યા, તેમ જ ખોજાઓના મહાન્ પીર, પીર સદરુદ્દીને પણ પોતાનુ કાર્ય ત્યાં જ શરુ કરેલું. પાછળથી દીલ્હી, અજમેર વગેરે પ્રસિદ્ધ મુસલમાની રાજધાનીઓમાં થઈ ગયેલા મ્હોટા મ્હોટા પીર અને ખાજાઓના પ્રયત્નની અસર પણ ગુજરાતના હિન્દુઓપર થયેલી અને તેઓએ પોતાનો ધર્મ છોડી દીધેલો.

**ગુજરાતમાં ઇસ્લામ કેમ ફાવ્યો**

ગુજરાતમા એ પ્રચારકો ફાવેલા તેનું મુખ્ય કારણ ગુજરાતના તે વખતના હિન્દુ રાજાઓનો પોતાની પ્રજાપર સમાનભાવ રાખવાનો પ્રશસાયુક્ત સદ્ગુણ હતો. ઈ સ ના દશમા બારમા સૈકા સુધીના ખુદ મુસલમાન મુસાફરો લખી ગયા છે કે ગુજરાતનાં મુખ્ય શેહેરો અણહીલવાડ, ખભાત વગેરેમાં હજારો મુસલમાનો વસતા હતા, અને વગર અડચણે પોતાની મસ્જિદો બાધી તેમાં નિમાઝ પઢતા હતા

સિદ્ધરાજ જયસિંહ (ઇ. સ. ૧૦૯૪-૧૧૪૩) માટે તો એવું કહેવાય છે કે એક વખતે ખંભાતમાં હિન્દુ, પારસી અને મુસલમાનને તકરાર થતાં જૈન તથા પારસીઓએ મુસલમાનની મસ્જિદ ભાંગી નાંખી. મુસલમાનોએ તે બાબતની ફરીઆદ સિદ્ધરાજને કરતાં તેણે જૈન તથા પારસીઓને સજા કરી, પોતાની મસ્જિદ ફરી બાંધવા તેમને થોડા પૈસા સુદ્ધાં આપ્યા. આ મુસલમાનો તે તે વખતના આરબ તથા ઇરાની વેપારીઓ હતા એટલું જ નહીં પણ તે વખતના રાજાઓના લશ્કરમાં નોકરી કરતા કેટલાક સૈનિકો પણ ખરા.

**ઇસ્લામના ધર્મ-પ્રચારકો**

મુસલમાન ધર્મપ્રચારકોમાં ત્રણ ચાર ઘણી જ નામનાવાળા થઈ ગયા છે, અને બાકીના બીજા નાના નાના તો ઘણા જ છે. ખ્વાજા મઈનુદ્દીન ચીસ્તી (ઈ. સ. ૧૧૫૫), જેની દરગાહ અજમેરમાં છે, અને જેના ઓરસ પર લાખો હિન્દુ અને મુસલમાનો એકઠા થાય છે, તેમના ઉત્તરાધિકારી, ગંજશકર, શેખ જલાલ ઇમામશાહ અને સૈયદ મહમદ જુઆનપુરી એવા એવા કેટલાક મોટા પીરોએ વગર જુલમે હિન્દુઓને મુસલમાન બનાવેલા. શાહ આલમ, શાહ તાહેર વગેરે નાના નાના પીર તો એટલા બધા છે કે ગુજરાતના લગભગ દરેક ગામમાં તેમાના કોઈને કોઈની દરગાહ નીકળશે

મલેક અબ્દુલ લતીફ ઉર્ફે દાવલશાહ પીર નામના પીરને કચ્છમાં બહુ મુસલમાનો માન આપે છે, તે પીર પણ આ જ વર્ગના હતા

પ્રખ્યાત ફારસી ઇતિહાસલેખક ફિરસ્તાની તારીખને અંતે તેણે ઘણા પીર અને શેખ અને બીજા મુસલમાન ધર્મપ્રચારકોના ચરિત્ર આપ્યાં છે, તેમાં સૌથી લાંબાં ખ્વાજા મૈયનુદ્દીન ચીસ્તી અને ગંજશકરનાં છે અલબત્ત તેમાં તેમનાં પરાક્રમો—અર્થાત્ તેમણે બતાવેલા ચમત્કારોની ઘણી અદ્ભુત વાતો લખી છે કે જે માત્ર શ્રદ્ધાવાન માણસો જ સાચી માની શકે, પરંતુ તેમની પવિત્ર જીંદગી અને તેમના વ્યાખ્યાનોની એવી સચોટ અસર સહજમાં થઈ જતી કે સેંકડો હિન્દુઓ પોતાનો ધર્મ તજી તેમના અનુયાયીઓ થઈ જતા. મિરાતે અહમદી નામના ગુજરાતના ફારસી ઇતિહાસને છેડે પણ ગુજરાતના એવા ઘણા પીર તથા શેખના વૃત્તાંત આપ્યા છે જેવી રીતે એ ધર્મનો પ્રચાર ગુજરાતમાં થયો તેવી જ રીતે કાઠીઆવાડમાં પણ એ જ પ્રચારકોને લીધે થયો છે.

એ પ્રમાણે વટલેલી લગભગ એંશી જાતો છે, એમ કહેવામાં આવે છે. તેમાની મુખ્ય વટલેલી હિંદુ જ્ઞાતિઓ ચાર પાંચ છે. મેમણ, ખોજા, વોરા, મતીઆ અથવા આરીઆ, મોલે સલામ, કસબાતી અને મલેક બાકીની કેટલીક એવી જાતો છે કે જે હિન્દુ તથા મુસલમાન બંનેમાં જોવામાં આવે છે તાઈ, રંગારા, દુધવાળા, પખાલી, હજામ, હીજડા, ખાટકી, નાલબંધ, સતાર, સોની, મણીઆર, લુહાર, સુતાર વગેરે.

આમાથી મુખ્ય જાતિઓ શી રીતે હિન્દુ ધર્મ તજી મુસલમાન ધર્મમા વટળી તેની ટુકમા જ અત્રે રૂપરેખા ચીતરી છે

મેમણ—અસલ શબ્દ મોઅમિન, એટલે ઈમાન લાવનાર અથવા માનનાર છે એમ કહેવાય છે કે ખોજાઓ અસલ ભાટીઆ હતા અને મેમણો અસલ લોહાણા હતા બંને જાતો ઉત્તરમાં પંજાબમાથી સિંધમાં આવી ત્યાથી કચ્છ થઈ કાઠીઆવાડમા પેઠી અને પછી ગુજરાતમા અને ત્યાથી દક્ષિણ હિન્દુસ્તાનમા પથરાઈ ગઈ ઈ સ. ૧૧૬૫ માં બગદાદના એક મ્હોટામા મ્હોટા પીર નામે મૌલાના અબ્દુલ કાદર મોહીઉદ્દીન ગીલાની મરણ પામ્યા તે વખતે તેમણે પોતાના એક પુત્ર તાજઉદ્દીનને એવી ઇચ્છા દર્શાવી કે તારે હિન્દુસ્તાનમા જઈ, ત્યા રહેવુ અને ઈસ્લામનુ નૂર લોકોમા ફેલાવવુ તેના પાંચમા વંશજ સૈયદ યસુફઉદ્દીનને.પરમેશ્વરે સ્વપ્નામા પ્રેરણા કરી કે તારે સિંધ જવુ, અને ત્યાંના રહેવાશીઓને સાચે માર્ગે ચઢાવવા તે મુજબ ઈ સ. ૧૪૫૮ ના અરસામાં સૈયદ યૂસુફે સિંધના મુખ્ય શહેર નગર ઠઠ્ઠામાં પગ મૂકયો, અને તે વખતના ત્યાના રાજા જેનું નામ રાયરાયધણ અને ખેતાબ મરકબખાન હતો એમ ધારવામા આવે છે તેણે તેનો સત્કાર કર્યો, અને સૈયદના સમજાવવાથી મુસલમાન ધર્મ કબૂલ રાખ્યો. તે વખતે માણેકજી નામના એક લોહાણાનું ત્યાંની દરબારમાં ઘણું ચલણ હતુ, તેણે તથા તેની પછવાડે સાતસેં લોહાણા કુટુંબોએ પોતાના રાજાનું અનુકરણ કરી ઈસ્લામ સ્વીકાર્યો આ બનાઓને લોહાણાને બદલે મોઅમિન-મેમણ કહેવામાં આવ્યા હજુ સુધી લોહાણા અને મેમણોની કેટલીએક બાબતોમા માન્યતા એક જ તરેહની છે. ઉડેરાલાલ, દરિયાલાલ અથવા લાલસાંઈને જેટલુ લોહાણા માન આપે છે તેટલુ જ મેમણો આપે છે. સિંધમાં નસરપુરમા દરિયાસ્થાનની જગામાં હિન્દુ પૂજારી અને મુસલમાન મુજાવર રહે છે ઉડેરાલાલ સખરબખરમાં પ્રગટ થયા હતા ત્યાં સિન્ધુ નદીની વચમાં એમનું સ્થાન બનાવેલું છે, તેને જીંદા પીરને નામે બન્ને કોમ માને છે. લોહાણા ગોપીચંદને નામે જેને પુજે છે, તેને મુસલમાનો પીરો પીર કહી પુજે છે. કાઠીઆવાડના કેટલાક કાછીઆ પણ મેમણ થયા છે અને આગળ જતા તેમનામાં કચ્છી અને હાલાઈ એવા બે મ્હોટા વિભાગો પડ્યા. પોતાનુ કામ કરી યૂસુફઉદ્દીન પાછા ઈરાન તરફ ચાલ્યા ગયા પણ તેના વંશજો હજુ સુધી કચ્છ મુંદ્રામા પોતાની ગાદી જાળવી રહ્યા છે

ખોજા—ખોજા કોમના મુરશદ નામદાર આગાખાનના પૂર્વાધિકારીઓનો ઇતિહાસ જાણીતો છે હુસનસબાહ, શેખ ઉલજબલ નામની એક વ્યક્તિએ પોતાની બાહોશીથી ઈરાન, મિસર વગેરે દેશોમા રાજકિય ઉથલપાથલનો લાભ લઈ પોતે કેવી રીતે સત્તા પ્રાપ્ત કરી તે એ કોમને લગતા દરેક ઇતિહાસમાથી મળી આવે છે વળી હજરત મહમ્મદના જમાઈ હજરત

આલીના મોત પછી મુસલમાન કોમના સુન્ની અને શિયા એવા બે વિભાગ પડી ગયા અને હઝરતઅલી અને બીબી ફાતમાના પુત્રો હુસન હુસેન પર કેવો કેર ગુજર્યો અને તેમના વંશજો ઈમામ થઈ કેવી રીતે શિયા કોમપર કાબુ મેળવતા થયા, તે પણ અત્રે જણાવવું જરૂરનું નથી એ ઈમામમાં સાતમા ઈમામ ઇસ્માયલ નામે હતા, અને તેમને કેટલાએક છેલ્લા ઈમામ માને છે. આવી માન્યતાવાળા ઇસ્માઈલી કહેવાય છે અને એ પંથવાળાઓએ પોતાની ખલાફત મિસર દેશના કેરો શેહેરમાં સ્થાપી. એ ખલીફાઓ બની ફાતમા ( ફાતમાના વંશજો ) કહેવાય છે. એ ઇસ્માઈલી પંથને લગતી બાબતોનો અભ્યાસ મિસર દેશમાં કરી, હુસન સબ્બાહે ઈરાનમાં પાછા આવી અલમોતના કીલ્લામાં પોતાની ગાદી સ્થાપી, અને એ ગાદીના સિલ સિલાબંધ વારસ હાલના નામદાર આગાખાન છે. એ પંથના એક ઈમામ નામે હુસન ઝકરીઆ એ એક પ્રચારક–ઉપદેશક–દાઈ* (*missionary*) જેનું નામ નુરસત ગુરૂ ( નુરદીન ) આપવામાં આવે છે. તેને ઈ.સ ૧૦૦૧ માં હિન્દુસ્તાન તરફ મોકલ્યો તેણે પંજાબી, કાબુલી, અને ચીત્રાલી લોકોને ઇસ્માઈલી બનાવ્યા, વળી પીર શમ્સ નામના શખ્સે કાશ્મીરીઓને પણ એ જ પંથમાં આણ્યા. કેટલાએક કહે છે કે નૂર સતાગરે અથવા પીર સતગુરુ નૂરે પાટણમાં સીધરાજ સોલંકીને ખાનગીમાં વટલાવ્યો હતો, કોઈ કહે છે કે તેમ કરી તે ઈરાન પાછો જતો રહ્યો અને ફરી આવી નવસારીના રાજા સૂરચંદની છોકરી વેરે લગન કર્યાં. એને એના ચેલાઓએ મારી નાખ્યો. ત્યાર પછી પીર શમ્સુદીન અને પીર સદરૂદ્દીને પોતાનો ઉપદેશ ચાલુ રાખ્યો. ખરેખરી રીતે ખોજાઓની કોમની સંખ્યાનું જોર પીર સદરૂદ્દીનના વખતથી ( ઇ. સ. ૧૪૩૦ ) વધવા લાગ્યું. ઇસ્માઈલી પંથ ફેલાવવામાં બે નિયમ પાળવામાં આવતા હતા.

૧ પોતાના ધર્મના વિચારો છુપા રાખવા

૨. જેઓને પોતાના ધર્મમાં લાવવા માગતા હોય તેમના ધર્મનો મોટો ભાગ પોતાનો કહી કબૂલ રાખવો

આ મુજબ સદરૂદ્દીને હિન્દુ ધર્મનો ઘણો બારિક અભ્યાસ કર્યો, પોતાનું નામ સહદેવ અથવા હરચંદ રાખ્યું, હિન્દુ ધર્મના બધા અવતાર કબૂલ રાખી માત્ર છેલ્લો કલકી–અવતાર તે હઝરત અલીનો છે એવી રીતનો ઉપદેશ આપ્યો આ પ્રમાણે પારકા ધર્મમાં ભળી જઈ, પોતાને હિન્દુ કહેવડાવી, કેટલાક ખ્રીસ્તી ઉપદેશકોએ પણ હિન્દુઓને ભ્રમમાં નાખી વટાળ્યા છે. મદ્રાસ તરફના પ્રખ્યાત પાદરી એબી ડયુબો ( *Abbe Dubosc* ) ના પુસ્તકમાંથી એવા દાખલા મળી આવે

* ઉપદેશ કરી અથવા તો જુલમ કરી, એમ તે રીતે ઇસ્લામમાં વટલવાનું આમંત્રણ તેને દાવત કહે છે, અને ઉપદેશ કરી વટલાવવા જે માણસ આવે છે તેને દાઈ એટલે અમુક ચીજ માગનાર અને તે ઉપરથી ઉપદેશક,' પ્રચારક,' કહે છે

છે જેમ નૂર સતાગર અને પાછળથી બીજા પીરોએ હિન્દુઓને લાયક થઈ પડે તેવા ભજનો વગેરે રચી પોતાના કાર્યમાં મદદ મેળવેલી, તેવી એ પાદરીઓએ તે પ્રદેશની ભાષામા પુરાણો લખી ખ્રીસ્તી ધર્મ ફેલાવવામા મદદ લીધેલી એવા એક પુરાણ વિષે દા કુન્હાએ *Origin of Bombay* નામના ગ્રથમાં કહ્યુ છે પુરાણકારનુ નામ ફાધર ગીમારીસ ( *Father Gumaraes* ) છે એ પુરાણ ઈ. સ ના સોળમા સૈકામા લખાયલ, અને તેમા ઈસુ ખ્રીસ્તની જીંદગીનો અહવાલ છે એને ક્રાઇસ્ટ પુરાણ કહે છે નમુના તરીકે બે ચાર શ્લોકો અત્રે આપેલા છે.

क्रिस्ताओ बदा आइका तुमी
एके चित्तीम कथा साद्रविणीर्त्ता

*   *   *

लामार्चीआ नाहिं बगावे हाला
मनुष्य वह्रन अमगैर दिस्ते सवाई

*   *   *

માતા પથીઓ માને છે કે નકલક ( કલંકી ) અવતાર સાથે પાચ પાડવો આવશે એ વાતને ઈસમાઈલી ઉપદેશકોએ કેવી ખૂબીથી પોતાના લાભાર્થ પોતાનાં કાવ્યોમાં જોડી દીધી છે તે નીચેની પંક્તિઓપરથી સમજાશે

અન પાણીના તનગરા લેશે,
લુખ પાણીના હિસાબ લેશે,
ખરા ખોટાના પટતરા લેશે,
લાખ ટકો દઈબાવો પાટ ધારશે,
નુગરાને ધાલી ધાલી પીવશે,
એણે સમે પાચ પાડવ આવશે,
પાચ પાડવના નામ ધરાવશે,
ઈસો ને આલબદીન,
ઓમો ને કમલદીન,
મકરદીન . . . .

વળી બીજા ભજનમા કહ્યુ છે કે,
" છરે ભાઈ આજ કલયુગના ઈશ્વર આદમ નામ ભણાયાં,
" ગુરૂ બ્રહ્મા તે નબી મહમદ કહાવ્યા, હોછરે ભાઈ,

આલીના મોત પછી મુસલમાન કોમના સુન્ની અને શિયા એવા બે વિભાગ પડી ગયા અને હઝરતઅલી અને બીબી ફાતમાના પુત્રો હસન હુસેન પર કેવો કેર ગુજર્યો અને તેમના વંશજો ઈમામ થઈ કેવી રીતે શિયા કોમપર કાબુ મેળવતા થયા, તે પણ અત્રે જણાવવું જરૂરનું નથી. એ ઈમામમાં સાતમા ઈમામ ઇસ્માયલ નામે હતા, અને તેમને કેટલાએક છેલ્લા ઈમામ માને છે. આવી માન્યતાવાળા ઇસ્માઈલી કહેવાય છે અને એ પંથવાળાઓએ પોતાની ખલાફત મિસર દેશના કેરો શેહેરમાં સ્થાપી. એ ખલીફાઓ બની ફાતમા ( ફાતમાના વંશજો ) કહેવાય છે. એ ઇસ્માઈલી પંથને લગતી બાબતોનો અભ્યાસ મિસર દેશમાં કરી, હસન સબ્બાહે ઈરાનમાં પાછા આવી અલમૌતના કીલ્લામાં પોતાની ગાદી સ્થાપી, અને એ ગાદીના સિલ સિલાબંધ વારસ હાલના નામદાર આગાખાન છે. એ પંથના એક ઈમામ નામે હસન ઝકરીઆ એ એક પ્રચારક-ઉપદેશક-દાઈ* (*missionary*) જેનું નામ નુરસત ગુરૂ ( નુરદીન ) આપવામાં આવે છે તેને ઈ.સ ૧૦૦૧ માં હિન્દુસ્તાન તરફ મોકલ્યો. તેણે પંજાબી, કાણબી, અને ચીત્રાલી લોકોને ઇસ્માઈલી બનાવ્યા. વળી પીર શમ્સ નામના શખ્સે કાસ્મીરીઓને પણ એ જ પંથમાં આણ્યા. કેટલાએક કહે છે કે નૂર સતાગરે અથવા પીર સતગુરૂ નૂરે પાટણમાં ભીમ સોલંકીને ખાનગીમાં વટલાવ્યો હતો, કોઈ કહે છે કે તેમ કરી તે ઈરાન પાછો જતો રહ્યો અને ફરી આવી નવસારીના રાજા સૂરચંદની છોકરી વેરે લગન કર્યાં. એને એના ચેલાઓએ મારી નાંખ્યો. ત્યાર પછી પીર શમ્સુદીન અને પીર સદરૂદ્દીને પોતાનો ઉપદેશ ચાલુ રાખ્યો. ખરેખરી રીતે ખોજાઓની કોમની સંખ્યાનું જોર પીર સદરૂદ્દીનના વખતથી ( ઇ. સ. ૧૪૩૦ ) વધવા લાગ્યું. ઇસ્માઈલી પંથ ફેલાવવામાં બે નિયમ પાળવામાં આવતા હતા.

૧. પોતાના ધર્મના વિચારો છુપા રાખવા

૨ જેઓને પોતાના ધર્મમાં લાવવા માગતા હોય તેમના ધર્મનો મોટો ભાગ પોતાનો કહી કબૂલ રાખવો

આ મુજબ સદરૂદ્દીને હિન્દુ ધર્મનો ઘણો બારિક અભ્યાસ કર્યો, પોતાનું નામ સહદેવ અથવા હરચંદ રાખ્યું, હિન્દુ ધર્મના બધા અવતાર કબૂલ રાખી માત્ર છેલ્લો કલંકી-અવતાર તે હઝરત અલીનો છે એવી રીતનો ઉપદેશ આપ્યો. આ પ્રમાણે પારકા ધર્મમાં ભળી જઈ, પોતાને હિન્દુ કહેવડાવી, કેટલાક ખ્રીસ્તી ઉપદેશકોએ પણ હિન્દુઓને ભ્રમમાં નાખી વટાળ્યા છે. મદ્રાસ તરફના પ્રખ્યાત પાદરી એબી ડ્યુબો ( *Abbe Dubosc* ) ના પુસ્તકમાંથી એવા દાખલા મળી આવે

* ઉપદેશ કરી અથવા તો જુલમ કરી, ગમે તે રીતે ઇસ્લામમાં વટલવાનું આમંત્રણ તેને દાવત કહે છે, અને ઉપદેશ કરી વટલાવવા જે માણસ આવે છે તેને દાઈ એટલે અમુક ચીજ માગનાર અને તે ઉપરથી ઉપદેશક,' પ્રચારક,' કહે છે.

છે. જેમ નૂર સતાગર અને પાછળથી બીજા પીરોએ હિન્દુઓને લાયક થઈ પડે તેવાં ભજનો વગેરે રચી પોતાના કાર્યમાં મદદ મેળવેલી, તેવી એ પાદરીઓએ તે પ્રદેશની ભાષામા પુરાણો લખી ખ્રીસ્તી ધર્મ ફેલાવવામા મદદ લીધેલી. એવા એક પુરાણ વિષે દા કુન્હાએ *Origin of Bombay* નામના ગ્રંથમા કહ્યું છે. પુરાણકારનુ નામ ફાધર ગીમારીસ ( *Father Gumaraes* ) છે એ પુરાણ ઈ. સ ના સોળમા સૈકામાં લખાયલુ, અને તેમા ઈસૂ ખ્રીસ્તની જીંદગીનો અહવાલ છે એને ક્રાઇસ્ટ પુરાણ કહે છે નમુના તરીકે બે ચાર શ્લોકો અત્રે આપેલા છે.

किस्ताओ बदा आइका तुर्मा
एके चित्तीम कथा साइबिणींचा
* * *
आमाचीआ नहि बगाये ताला
मनुष्य असुन अमगीर दिस्से सवाई
* * *

માતા પથીઓ માને છે કે નકલંક ( કલંકી ) અવતાર સાથે પાચ પાડવો આવશે. એ વાતને ઈસમાઇલી ઉપદેશકોએ કેવી ખુબીથી પોતાના લાભાર્થે પોતાનાં કાવ્યોમાં જોડી દીધી છે. તે નીચેની પંક્તિઓપરથી સમજાશે

અમ પાણીના તનગરા લેશે,
લુણ પાણીના હિસાબ લેશે,
ખરા ખોટાના પટતરા લેશે,
લાખ ટકો દઈબાવો પાટ ધારશે,
નુગરાને ધાલી ધાલી પીલશે,
એણે સમે પાચ પાડવ આવશે,
પાચ પાડવનાં નામ ધરાવશે,
ઈસો ને આલબદીન,
ઓઝો ને કમલદીન,
મકરદીન ..

વળી બીજા ભજનમા કહ્યુ છે કે,

"જીરે ભાઈ આજ કલયુગના ઈશ્વર આદમ નામ ભણાયાં,
"ગુરૂ બ્રહ્મા તે નબી મહમદ કહાવ્યા, હોજીરે ભાઈ,

છરે ભાઈએ પુરૂષ ઉત્તમ વિષ્ણુજી અલી રૂપે નામ ભણાર્યાં,
" તે તો નામ રખીસરે મારાં, હોજીરે ભાઈ "

ખોજાઓની દશાવતાર નામની ચોપડી તથા મોમીન ચેતામણીમાંથી આવા ઘણા દાખલા જડી આવે છે પાછલી ચોપડીમાં દરેક શ્લોકને " ચેતામણ " કહ્યો છે તેમાંથી એક " ચેતામણ " અત્રે આપી છે

એજી તેણે ( નૂરસત ગુરનૂરે ) બોધીને ખોજા કરીઆ,
અને આપીઓ તે ધરમ આચાર,
સાથી સત પથ ચાલીઓ,
દસોદ તણું વહેવાર — ચેતા : ૨૦૦

પીર સદરદ્દીને પોતાનું થાણુ સિંધના કોટરા ગામમા કર્યું હતુ. એ થાણાને જમાતખાનુ અથવા ખાના કહે છે.

વોરા—ઇસ્માઇલી પંથના નઝારી નામના ફાંટામાંથી ખોજા કોમને હસ્તીમાં લાવનાર ઉપદેશકો નીકળ્યા, તેમ એ જ પંથના મુસ્ત અલી નામના ફાંટામાંથી વોરા કોમ ઉદ્ભવી. વોરા કોમના બે મ્હોટા વિભાગ છે, એક દાઉદી ને બીજી સુલેમાની. વોરા કોમની શરૂઆત અબદુલ્લા નામના એક જાણીતા ઉપદેશકને હાથે ( ઇ. સ. ૧૦૬૭ માં ) થયેલી કહેવાય છે. એ અબ્દુલ્લાનું મુખ્ય મથક અરબસ્તાનમા યમન શહેર હતુ, ત્યાંથી સુન્ની શિયાના ઝઘડાને લીધે એ પંથના ઉપદેશકોને મિસર નાસી જવુ પડેલું, ત્યાંથી સિંધ વગેરે પ્રદેશો પર ધીમે ધીમે એમની સત્તા વ્યાપતી ગઈ અને હિન્દુઓ વટળાતા ગયા. મૂળ ખંભાતના બંદરમા એમના ઉપદેશકે પગ પેસારો કરેલો, અને એવુ કહેવાય છે કે કેટલાક વિસ્મય પમાડે એવા ચમત્કારો બતાવી રાજા સિદ્ધરાજ જયસિંહને મુસલમાન ધર્મનો સ્વીકાર કરાવ્યો, અને પછી વખત જતાં વોરાઓની સંખ્યામાં વધારો થતો ગયો પણ હિન્દુ રાજાઓના રાજ્યમા જે દુ:ખ વોરાઓને સહન ન કરવા પડેલા તે દુ:ખ સુન્ની મતવાળા મુસલમાન બાદશાહોના વખતમા તેમને સોસવા પડ્યા એમના વડા મુલ્લાજીની ગાદી પહેલાં યમનમાં હતી તે પાછળથી ( ઇ. સ. ૧૫૩૯ મા ) ગુજરાતમાં આણવામા આવી હીજરી સને ૧૨૯૮ માં લખાએલા એક વોરાઓના ગ્રંથ નામે મૌસમે બહાર–મા એ કોમનો અહેવાલ ઘણા વિસ્તારથી આપવામા આવ્યો છે ઠેઠ હઝરત મહમ્મદના વખતથી માંડી, સિદ્ધપુર અને સુરતના તેમ જ માળવા, ઉજ્જન વગેરે જગાના મ્હોટા મ્હોટા મુલ્લાજી અને વિદ્વાનોનો અહેવાલ તવારીખી રસમપર લખવામા આવ્યો છે. એ ચોપડીની લિપિ ફારસીને ભાષા–વોરાસઈ ગુજરાતી છે અને તેમાંથી વોરા કોમ સબંધી ઘણી માહીતી મળે છે એમા વપરાયેલી ભાષાનો નમૂનો–ગદ્ય ને પદ્યનો નીચે આપ્યો છે

બેત

અલીના નામસે અલિમ પલે છે,
અલીના નામસે લોહુ ગલે છે,
અલીના નામસે દુશ્મન જલે છે,
અલીના નામસે મુશ્કેલ ટળે છે.
અલીના નામ જિન્નતના કિધારા,
અલીના નામ છે રબના પિયારા

ગદ્ય—અકસર એ અખબાર કુતબે અખબાર કુતબે અરબી યા લુગતે ફારસીમાંહી હોય છે, અને અખબાર તો અનવાર છે દિલોરી અનવાઅ અને અકસામની કસાફતને ધુએ છે, તે વાસ્તે અગર એ અખબાર રાતદીન જે અવામના મહાવરાની ઝબાન છે તેમાંહી નકલ થાય અને ગુજરાતી લુગતના ફૂઝમાંહી એ અખબારના જરિના સમાય, તો અનભત્ત સધતાએ અનવારસે મુનાફેલે હાસન કરે

દાઉદી અને સુલેમાની વોરાઓનો મુખ્ય ભાગ વેપારમા રોકાયલો છે, એ સિવાય ગુજરાતમા એટલે ભરૂચ–સુરત વિગેરે જીલ્લાઓમા ગામડીઆ વોરાઓ, અથવા જેઓ ખેતીનુ કામ કરે છે, તે વોરાઓ જો કે બોલીચાલી, રીતરિવાજ અને પહેરવેશમાં તદ્દન હિન્દુઓ જેવા છે, તે વોરા સુન્ની મતના છે એ વોરાઓ તે જોર જુલમથી વટલેના ઘણાખરા ઉતરતી કોમના હિન્દુઓ પહેલા અહમદશાહ અને સુલતાન મહમૂદ બેગડાના વખતમા હિન્દુઓને મુસલમાન બનાવવા માટે જે રાજકીય સત્તા વાપરવામાં આવી હતી, તેનું પરિણામ તે એ જાત.

મતીઆ—જે ઈસમાઈલી પથના પીર સદરૂદ્દીને હિન્દુઓને બલકે ભાટીઆઓને વટલાવી ખોજા બનાવ્યા તે જ સદરૂદ્દીનના પુત્ર કુતબુદ્દીનના પુત્ર હઝરત ઈમામશાહ બાવાએ મુલતાનથી ગુજરાતમા આવી ઘણા હિન્દુઓને–ઉચ્ચ તથા નીચ–બનેને મુસલમાન બનાવ્યા. એ ઈમામશાહ અમદાવાદ પાસે પીરાણા ગામમાં રહેતા હતા અને એમની કબર ગીરમથામા છે એમ કહેવાય છે. કેટલાએક કહે છે કે એ સૈયદ ઈમામ શાહને હાથે જે બ્રાહ્મણ તથા લોહાણા વટલાયા તે ખોજા કહેવાયા. "શ્રી ઈમામશાહ બાવાના પ્રગટ" એ નામના પુસ્તકમા લખ્યુ છે કે,

પ્રબોધ દીધા પ્રેમથી, જનોઈ [ લુવાણાએ અને બ્રાહ્મણોએ ] ઉતારી છે ત્યાંયજી,
નામ રૂપી જનોઈ પહેરીએ, એવું બોલ્યા સો ત્યાંયજી.
પ્રગટ પ્રબોધ ગોર ઈમામના. ૯૪

સર્વે જનોઈયું ઉતારીયું, ઉતરામણુ તે સવાએજી,
ત્યાંથી સૌએ ગોર થાપીઆ, સેવક બન્યા સૌ ત્યાંયજી
પ્રગટ પ્રભો રે ગોર ઈમામનો. ૯૫
ગોરે સૌ સેવક તણા, ખોજા ઠક્કર ધરાવ્યા નામજી,
જગતતારણુ છે રે જાણીતો, ધણી મારો કેવા કરે કામજી,
પ્રગટ પ્રભો રે ગોર ઈમામનો ૯૬
પૂજે ગોરનો કાયમ છે, નાના રોજાની માહેજી,
હાલ જનોઈ છે કાયમ તહીં, જુઓ સૌ વારવારજી,
પ્રગટ પ્રભો રે ગોર ઈમામનો. ૯૭.

મતીઆ અને ખોજાઓના ધર્મ સંબંધી મત તથા આચારવિચાર કેટલેક ભાગે મળતા આવે છે. મિરાતે અહમદીના લેખકનુ મત એવું છે કે આ મતીઆ, અથવા મોમણુ અથવા આદીઆ પથમાથી એક શાખા તરીકે ખોજા થએલા. મતીઆમાંથી ઘણાએક કણબી- માંથી (જલાલપોર, બારડોલી તરફના) વટલેલા અને કેટલાએક અમદાવાદ તરફના કાછીઆઓ જોકે બીજી બધી રીતે હિન્દુ રીતરિવાજ તથા ધર્મને વળગી રહ્યા છે, તોપણ પીરાણાં રોજા તથા ઈમામને પૂજે છે અને પોતાના મુડદાને બાળતી વખત જમણા હાથના અગુઠા પાસેની આંગળીનુ ટેરવુ કાપી લઈએ રોજાની નજદીકમાં દાટવા માટે રાખી મૂકે છે.

પીરાણાવાળા સંપ્રદાયમાં સૈયદ એટલે ઈમામશાહના વશજો ધર્મગુરુનો દરજ્જો ભોગવે છે. કાકા નામના તેમના મતાનુયાયીઓ ખોજાઓના મુખી એટલે નાણાં સબંધી કારભાર કરવાનુ કામ કરે છે અને મુરીદ–શિષ્યવર્ગ–જેમા મુસલમાન (જેને મોમણા કહે છે) અને હિન્દુ (ઘણો ભાગ અમદાવાદ તરફના કાછીઆઓનો) બને આવી જાય છે, તે અમુક પ્રકારનો કર આપી સૈયદોનુ તથા રોજાની મરામત, ઉરસવારી વગેરેનુ ખર્ચ પુરૂં કરે છે ઈ સ ૧૬૯૧ ના અરસામાં મતીઆના સૈયદ નામે શાહજીને તે વખતના અમદાવાદના કાજી સાહેબને મળવાનુ ફરમાન થએલું ખરૂ જોતાં એમની રીતભાત તે વખતના સુન્ની બાદશાહોને ગમતી ન હોવાથી તેમને ઠપકો આપવા માટે બાદશાહના હુકમથી કાજીએ તેડાવેલા તેમને મળવા જતાં શાહજીનું મોત થયુ કોઈ કહે છે કે તેમણે પોતે ઝેર ખાધુ, કોઈ કહે છે કે, રાજના કોઈ માણસે ખવડાવ્યું. પરતુ તે ઉપરથી મતીઆઓને ઘણો ગુસ્સો ચઢયો, અને તેમણે બાદશાહ સામે બંડ ઉઠાવી ભરૂચનો કિલ્લો સર કર્યો એ બંડ દબાવી દેતાં બાદશાહને ઘણો શ્રમ પડયો. એ બડની હકીકત કહેવામાં જ મિરાતે અહમદીના લેખકને લગભગ બારપાના ભરવાં પડયા છે, એવું જનુની બંડ એ હતું

બાકરઅલી નામના પીરાણાના સૈયદ ઈ. સ. ૧૮૪૩–૪૪ મા ગુજરી ગયા તેમણે વળી જે બોધ કર્યો તે પ્રમાણે હઝરત મહમદ તે બ્રહ્માનો અને અલી તે વિષ્ણુનો અવતાર કહેવાય છે પોતે પોતાને સતગુરૂ અથવા ઈમામ ( અથવા ભગવાન ) કહેવડાવતા અને એક કાકાના કહેવા મુજબ બાકરઅલી રામ અને પોતે લક્ષ્મણનો અવતાર હતા. એમનો પ્રવર્તાવેલો મત કેટલેક ભાગે વેદાંતને મળતો આવે છે, જે કે કલમો પઢવાથી પાપ ધોવાઈ જાય છે, એવુ એમનું શિક્ષણ તો હતુ જ એ પંથના હિંદુઓ ગુપ્તી ( ગુપ્ત રીતે મુસલમાન અને બહારથી હિંદુ ) કહેવાય છે અને મુસલમાનો પ્રગટી ( એટલે ખુલ્લી રીતે મુસલમાની ધર્મ પાળનારા ) કહેવાય છે

**મોલેસલામ કસબાતીઓ**—ખરૂ જોતા ધર્મના ઉપદેશને લીધે મુસલમાન ધર્મમાં ભળેલા **મોલેસલામ કસબા-** નહીં, પરતુ સુલતાન અહમદશાહ પહેલા અને મહમૂદ બેગડાના **તીઓ, અને મલેક** જુલમ તથા ત્રાસથી જે રાજપૂતો વટલ્યા તે મોલેસલામ કસબાતી કહેવાયા, અને કેટલાક કપોલ બ્રાહ્મણો વટલ્યા તે મલેક કહેવાયા સૈયદ મહમદ જોનપુરી નામના એક ઉપદેશકે મહેદવી ( એટલે છેલ્લા ઈમામ મહેદી જે હજુ પ્રગટ થવાના છે તેના નામનો ) પંથ ચલાવ્યો હતો, પોતે જ **મહેદવી** હોવાનો દાવો કર્યો હતો (ઈ. સ. ૧૪૯૭) એ પંથને પણ હિન્દુ ધર્મમાથી નીકળી જઈ મુસલમાન બની ટેકો આપનારા નીકળ્યા એ પંથ મહેદવી નામે પ્રખ્યાત છે, અને તેને લગતું થોડુ બ્યાન સને ૧૯૧૪ ના ડીસેમ્બરના "ગુજરાતી" ન્યુસપેપરના અકમા એક મહેદવીએ લખેલુ હતુ સૈયદ મહમદ જોનપુરીના ચમત્કારનુ વિસ્તારપૂર્વક વર્ણન મિરાતે સિકદરી નામના ઈતિહાસમાં આપેલુ છે. મરેલાને જીવતદાન, આંધળાને આંખ, મુગાને વાચા આપી શકવાનો પોતે દાવો કરતા હતા પાલણપોરમા મહેદવીનો દાયરો એટલે પીરજાદા અથવા સૈયદની ગાદી છે ઔરંગજેબના વખતમા મહેદવીઓ ઉપર ઘણો જુલમ ગુજારવામાં આવેલો

**ઘાંચીવોરા**—આ ઉપરાંત જે લોકો **ઘાંચીવોરા** કહેવાય છે તે પણ વટલેલા હિંદુઓ છે, અને મનસૂરીનથના હોઈ વળી બીજા મુસલમાનોને ધિક્કારે છે.

ઉપર જણાવેલો ટૂક અહવાલ નીચેના પુસ્તકોની મદદ લઈ ઉપજાવી કાઢયો છે

(૧) ધી બોંબે ગેઝીટીઅર પુસ્તક નવમુ અને ગુજરાતના જીલ્લાનાં બીજા ગેઝીટીઅર

(૨) Bird's History of Gujarat

(૩) Brigg's Cities of Gujarat

(૪) લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઈતિહાસ, લખનાર ઠકકર ઉદ્ધવજી તુલસીદાસ તન્ના.

(૫) ખોજા કોમનો ઇતિહાસ, લખનાર, મર્હૂમ અબ્દુલભાઈ રહેમતુલ્લા બા. એ. સી.

(૬) મિરાતે સિકંદરી ( ઇ. સ. ૧૮૩૧ ની મુબાઇમાં છપાયેલી નકલ )

(૭) મિરાતે અહમદી ( ઈ. સ. ૧૯૦૭ માં મુંબઈમાં છપાયેલી નકલ )

(૮) મૌસમે બહાર—વોરા ઉપદેશકોનો ઇતિહાસ.

(૯) અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોરટનો દીવાની મુકદમો ના ૭/૧૯૦૧ તેમાં પીરાણાની ગાદી વિષે આપેલો મી. દયારામ ગીડુમલનો ફેસલો.

(૧૦) The Preaching of Islam by T. W. Arnold.

(૧૧) સીંધનુ ગેઝીટીઅર.

(૧૨) રાસમાળા

(૧૩) તારીખે ફિરસ્તા.

(૧૪) શેખ મહમ્મદ ઇસ્ફહાનીનું ફારસી શરીફનું ગુજરાતી ભાષાંતર

મુંબઈ,
ફેબ્રુઆરી ૧૯૧૫.

---



श्रीसमी हिन्दी राष्ट्रीयसभाना स्वयंसेवको.

फोटोग्राफर-गुरुदास एन्ड कंपनी, मुंबाई

The Manoranjan Press, Bombay

# હિન્દનું ઐક્ય.

લેખક—પ્રો૦ કાન્તિલાલ છગનલાલ પંડયા, એમ. એ.




હિન્દની એકતા સંબન્ધી જ્યારે જ્યારે જાહેરમાં ચર્ચા કરવામાં આવે છે ત્યારે ત્યારે તે એકતાને ભૂતકાળનો કશો આધાર નથી, વર્તમાનનો પણ નહિ જેવો છે, અને ભવિષ્યમાં એથી વિશેષની આશા વૃથા છે, એવો પક્ષ લેનાર વ્યક્તિઓ નિકળ્યા વિના રહેતી નથી. આ પક્ષના મત પ્રમાણે હિન્દ એ માત્ર ભૂગોળની એક સંજ્ઞા છે—"*India is a mere geographical expression*," અને ભૂગોળના વર્ણનની સગવડને ખાતર જ તે સંજ્ઞા ઉપજાવી કાઢવામાં આવી છે હાલમાં "હિન્દ" થી જે સૂચવાય છે તેવું પ્રાચીન કાળમાં કશું વસ્તુતઃ હતું જ નહિ; "હિન્દ"નો પ્રાચીન ઈતિહાસ એ પણ ભિન્ન ભિન્ન પ્રજાઓની ભિન્ન ભિન્ન દન્તકથાઓ, બોલીઓ ને બનાવોનો ખીચડો જ છે, બાકી એની તળે એક પ્રજાના વ્યક્તિત્વ-*nationhood*—જેવું તો કશું છે જ નહિ; એક જ સંસ્કૃતિનો ક્રમશઃ વિકાસ કે પરિપાક હોય એવું કાંઈ નથી. ભૂગોળરચનાની દૃષ્ટિએ પણ હિન્દ એક દેશ નથી, પણ વિસ્તારથી તેમ જ સ્વરૂપથી અનેક દેશોનો સમૂહ—એક ખંડ રૂપ જ છે. વર્તમાન સમયમાં પણ સેંકડો જુદી જુદી બોલીઓ, જુદી જુદી સાહિત્યરચનાઓ, જુદી જુદી પ્રજાઓ, જુદી જુદી રીતિઓ, દન્તકથાઓ વગેરે દૃષ્ટિએ પડે છે. આ પક્ષના મત પ્રમાણે હિન્દના ઐક્યનો કશો આધાર નથી ભૂતકાળના વૃત્તાન્તથી જડી આવતો કે નથી વર્તમાન સ્થિતિના દર્શનથી પ્રાપ્ત થતો. આ પક્ષના સત્યાસત્યની વાત અલગ રાખીએ તોપણ એટલું તો સ્વીકારવું પડશે કે આ પક્ષ હિન્દમાં વારવાર રજુ થયો છે, ઘણો બળવાન છે, હિન્દનું ઉપરછલ્લું દર્શન તેને ઘણો ટેકો પણ આપે છે, અને "હાલના રાજ્યકર્તાઓ તો"–મિ રામસે મૅકડોનલ્ડની ભાષામાં કહીએ તો–"ઉઘાડે છોગે લંકાથી અફઘાનિસ્તાન સુધી એ પક્ષનો ડંકો પીટે છે." આની અસર વર્તમાન હિન્દના રાજ્યતંત્ર ઉપર, હિન્દના સામાન્ય પ્રજાજનના મન ઉપર અને પરદેશી વિચારકો તથા આગન્તુક ગૃહસ્થો ઉપર કેવી થાય તે સમજવું કઠિન પડે એમ નથી સંક્ષેપમાં કહીએ તો આ પક્ષ રાજ્યકર્તાઓનો, અધિકારીઓનો તથા ઘણા અંગ્રેજોનો છે, તેથી જ હાલ તે બળવાન છે.

અને તે છતાં આ બળવાન ને વજનદાર થઈ પડેલા પક્ષની સ્હામે બીજો પક્ષ નથી એમ નથી. એટલું ખરૂં છે કે આ બીજો પક્ષ પહેલાના જેટલો સમર્થ ને અસરકારક દેખાતો

નથી. રાજ્યકર્તાના આશ્રયને અભાવે તે પક્ષનો સત્કાર ઓછો થાય છે ને વજન થોડું પડે છે તેમ હિન્દના ઐક્યનાં મૂળ ભૂત, વર્તમાન ને ભાવિ દશામાંથી તારવી કાઢી, તે સર્વને પ્રમાણસહિત સમગ્ર રૂપમાં રચી, એક હિન્દમૂર્તિનું વિશિષ્ટ સ્વરૂપ પ્રજા આગળ રજુ કરનાર કોઈ વિભૂતિવાન લેખક કે વક્તા પણ હજી નિકળ્યો નથી. આ સર્વ કારણોને લીધે બીજો પક્ષ કોઈએ તેટલો—હેની સત્યતાના પ્રમાણમાં—જાણીતો થયો નથી પણ તે પક્ષ પ્રજાજનોએ અર્ધ વિચારથી-અર્ધ સાહજિક સસ્કારોથી સ્વીકાર્યો છે.

સામાન્ય, સમજુ, "નવી" વિદ્યાથી તેમ જ નવા પ્રશ્નોથી જેઓનાં મન ડોળાયાં નથી, એવા સાધારણ બુદ્ધિવાળા હિન્દુઓના મનના સસ્કાર યુક્તિથી તપાસીશુ તો "હિન્દુસ્થાન"ની એમની કલ્પનામા માત્ર એમનુ ગામ અથવા પ્રાન્ત જ નહિ હોય, પરન્તુ તેમાં કાશી, કલકત્તા, જગન્નાથ, રામેશ્વર, દ્વારકા, અટક, ને હરદ્વાર સુધીનો પ્રદેશ આવ્યો સમજાશે. ચીન કે ઈરાન કે તુર્કસ્તાન કે યૂરોપનાથી આ સર્વ પ્રદેશો એને જુદા લાગશે, અને હિન્દુસ્થાન ને પરદેશ વચ્ચેના ભેદનો એનો સહજ ખ્યાલ આટલા ઉપરથી કાંઈક સમજાશે. અને આ ખ્યાલ અનેક સસ્કારોના આધાર ઉપર રચાયો છે એ પણ સમજી શકાય એમ છે તે જ પ્રમાણે એવા સામાન્ય મુસલમાનોના ખ્યાલ મુસલમાની શહેનશાહતના સમ્બન્ધમા જાણ્યા હોય તો તે પણ પહેલો પક્ષ ધારે તેવી સકુચિત સીમાવાળા નહિ નિવડે.

પરન્તુ પ્રથમ પક્ષ જેમ હિન્દના ઐક્યમૂલક આન્તર તત્ત્વોથી અજ્ઞાન છે—કે જે તત્ત્વો એવાં ઉંડાં રોપાયલાં છે કે સૈકા ને સૈકાઓ થયા છતાં તે કાયમ રહ્યાં છે—તેમ જ અત્યારે જે બાહ્ય શક્તિઓની અસર હિન્દ ઉપર થઈ છે, તે અસરનું બળ પણ, ઐક્યસિદ્ધિ સમ્બન્ધમાં તેઓ ઓછુ આંકે છે. ઈંગ્લન્ડ જેવા મહાન રાજ્ય સાથેના આવા ગાઢ સમ્બન્ધને લીધે અમુક એકતા આવી છે એમ કબુલ કરવા છતાં, તે એકતા, હિન્દી નાયકોના સ્વરાજ્યના તથા એકરાષ્ટ્રીયતાના વ્હાલામાં વ્હાલા અભિલાષોને તૃપ્ત કરવા જેટલી દૃઢ તો નહિ થાય એમ તેઓનું માનવુ છે. આવું કહેનારાઓએ યુરોપનો—પોતાના જ ખંડનો ઇતિહાસ બરોબર વાંચ્યો છે એમ શી રીતે કહી શકાશે ? કારણ કે યુરોપનાં લગભગ સર્વ મહારાજ્યો, ખાસ કરીને જર્મની, ઑસ્ટ્રીઆ, રશીઆ, બ્રિટન, અને અમેરિકાનુ યુનાઈટેડ સ્ટેટ્સ—એ સર્વ મહારાજ્યોની પ્રજાઓ કાંઈ એક જ જાતિની, એક જ બોલી બોલતી, એક જ ધર્મ, એક જ આચાર વિચાર, એક જ રીતરિવાજ પાળનારી નથી, પરન્તુ આમાંની પ્રત્યેક મહાપ્રજા જુદી જાતિ, જુદો ધર્મ, જુદી બોલી, ને ઘણી જાતના જુદા આચાર વિચારવાળી અનેક જુદી જુદી પ્રજાઓની બનેલી છે. આ ઐતિહાસિક સત્યની વિસ્મૃતિ અથવા અવગણના પ્રથમ પક્ષને ઘણી સગવડ કરી આપે છે, અને બીજા પક્ષને ઘણી વાર ભ્રાન્તિમાં નાંખે છે."

આ ચર્ચામાં બીજા પક્ષ તરફથી હિન્દી રાજકીય નેતાઓએ અત્યાર સુધી ભાગ લીધો હતો, અને તેઓએ આ સમ્બન્ધમાં મુખ્યત્વે બે પ્રકારનું કાર્ય કર્યું. એક તો વર્તમાન હિન્દ એટલું બધુ વિભક્ત નથી કે જેટલુ પ્રથમ પક્ષ જાહેર કરે છે, એ વાત તેઓએ સારી રીતે બતાવવા માંડી. તે અર્થે ઐક્યની વર્તમાન ગ્રન્થિઓ વિશેષ પ્રકાશમાં આણી અને ત્હેમને વિશેષ દઢ કરવા પ્રયાસ કર્યો. બીજું કાર્ય કે યુરોપ આદીના દૃષ્ટાન્તથી તેમ જ અન્ય દલિલો વગેરેથી તેઓએ "ભાવિ ઐક્ય અશક્ય છે" એ પ્રથમ પક્ષના સિદ્ધાન્તને તોડવાનો તથા ભાવિ ઐક્ય આવશ્યક તથા શક્ય જ નહિ પણ અનિવાર્ય છે, એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો. ત્હેની સાથે તેઓએ રાષ્ટ્રીય પરિષદ્ જેવી સંસ્થાઓ રાજકીય, સામાજિક તથા ઔદ્યોગિક કાર્ય માટે રચવા માંડી, જેથી એ વચનને પોષણ મળ્યુ. તે ઉપરાંત કેટલાક એવા બનાવો પણ હિન્દમા બનવા લાગ્યા કે જેથી ભેદોપભેદની વૃત્તિઓ તથા શક્તિઓ અમુક અંશે ઓછી થઈને એકતાની વૃત્તિઓ તથા શક્તિઓ અમુક અંશે દઢ થઈ. આ બનાવો ઘણી જાતના હતા સ્વામી શ્રી વિવેકાનન્દ અને મિસિસ એની બેસન્ટના પ્રબલ વ્યક્તિત્વના પ્રાદુર્ભાવથી માંડીને, રાજરાજેન્દ્ર જ્યોર્જનું આગમન, દક્ષિણ આફ્રિકામા વીર ગાંધીનું શાન્ત યુદ્ધ, (અમુક અંશે) રવીન્દ્રનાથ ઠાકુરનું યુરોપમા સન્માન અને હાલની યુરોપીય યાદવાસ્થળી સુધીના મહાબનાવો એવા છે કે ત્હેમણે, જાતિ, પ્રાન્ત, બોલી વગેરેના સર્વ ભેદોપભેદને સમાવીને, આખા હિન્દને એક જ લાગણીથી હલમલાવ્યું છે, અને પ્રજાને એકતાનું સચોટ ભાન કરાવ્યુ છે

પરન્તુ આ સર્વેની પૂરેપૂરી કીમત આંકવા છતા પણ એટલું તો કબુલ કરવુ પડશે કે ભાવિ ઐક્યનો પ્રશ્ન તો ઘણો ગહન ને કઠિન છે. વળી તે એટલો દૂર તથા અસ્ફુટ છે કે તે સમ્બન્ધી અત્યારે બહુ હિમ્મતથી કશુ બોલી શકાય નહિ. પરન્તુ ભૂતકાળના તથા વર્તમાનના ઐક્યનો પ્રશ્ન એવો નથી ભૂતકાળમા ઐક્ય હતુ કે નહિ એ પ્રશ્નના સમ્બન્ધમાં ઐતિહાસિક વિદ્વત્તા, નિષ્પક્ષ વિવેચનો, સત્યશોધકવૃત્તિ, પર્યેષકબુદ્ધિ, પરિશ્રમની શક્તિ, પ્રજાના વિભૂતિમત્ વ્યક્તિત્વનું ગ્રહણ કરવાની શક્તિ આદિ તત્ત્વોની જ આવશ્યકતા છે, અને વર્તમાન સમયમા ઐક્યની પ્રતીતિ કરવાને તે તત્ત્વો ઉપરાંત સત્ય અવલોકન, જુદા જુદા પ્રાન્તવાસીઓનો સમાગમ, વિચાર તથા આચારના જીવનના તત્ત્વો ઝીણી તેમ જ વિશાળ દૃષ્ટિએ ખેંચી કાઢવાની શક્તિ, વિગેરે અન્ય તત્ત્વો પણ આવશ્યક છે.

તેમ આ કાર્ય ઘણા જુદા જુદા પ્રકારે થઈ શકે એમ છે. ધર્મના અભ્યાસી, વૈદિક કાળથી માંડીને અત્યાર સુધી હિન્દમાં હિન્દુ ધર્મની એકતા કહેવા જેટલાં પ્રમાણ મળી આવે છે કે હિન્દમાં તો જુદાં જુદાં વિરોધી માન્યતાઓ, વહેમો, ભાવનાઓ, પન્થો વગેરેનો શમુમેળો જ છે,

પરન્તુ વર્તમાન ને ભવિષ્યના પ્રશ્નો આ પુસ્તકથી દેખાય તેટલા રહેલા ને સરલ નથી. પ્રો૦ મુકરજીએ પ્રાચીન હિન્દુ ઐક્યનું પ્રતિપાદન ઘણી સારી રીતે કર્યું છે, પણ વર્તમાન ને ભાવિ હિન્દમા હિન્દુ એ સૌથી વધારે મહત્ત્વની વ્યક્તિ હોય તો પણ એકલી એક જ વ્યક્તિ નથી વર્તમાન હિન્દમાં જ મુસલમાન, પારસી અને અંગ્રેજ એ ઓછામાં ઓછી ત્રણ વ્યક્તિઓની ગણત્રી કરવી પડશે. એટલું જ નહિ પણ ઈસ્લામી તથા ખ્રિસ્તી સસ્કૃતિના કેટલાક અંશો વર્તમાન હિન્દમાં વણાઈ પણ ચૂકયા છે. મિ૦ રામસે મેકડોનલ્ડ આ મુદ્દા ઉપર બરોબર લક્ષ ખેંચે છે અને અર્વાચીન હિન્દનાં કલા સાહિત્ય ને વિચારના જીવનમાં હિન્દુ ઉપરાંત આ ત્રણ અંશો પણ કેટલે બધે અંશે ઉતર્યા છે તે સારી રીતે સૂચવે છે.

આ ઐક્યની ભાવના ઘણા સકુચિત દૃષ્ટિવાળા મનુષ્યને હિન્દમાં અશાન્તિપોષક લાગે છે. પણ વાસ્તવિક રીતે તે એવી નથી એટલું જ નહિ પણ તે અર્વાચીન કાલમા પ્રજાના શિષ્ટ વર્ગમાં ઉતરીને તેઓના આચાર વિચાર ઉપર ઘણી સારી અસર કરે છે એ ભાવનાનો યોગ્ય સાક્ષાત્કાર એ હિન્દી પ્રજાની પ્રગતિનુ લક્ષણ છે.

આ વિષયનુ મહત્ત્વ જોતાં, પ્રો૦ રાધાકુમુદે ત્હેનું કેવી રીતે પ્રતિપાદન કર્યું છે તે જોવા, એમના ગ્રન્થનું વિશેષ વિસ્તારથી દર્શન કરીશુ

## ઐક્યનાં તત્ત્વો: સ્વદેશપ્રેમ એ સૌથી મ્હોટું તત્ત્વ.

૧ આરભમા પ્રો. રાધાકુમુદ મુકરજી પ્રશ્ન પૂછે છે કે કોઈ પણ પ્રજાનુ ઐક્ય કીયાં તત્ત્વોથી બધાય છે? સાધારણ રીતે એમ કહેવાય છે કે એક સામાન્ય ભાષા, એક સામાન્ય ધર્મ, એક સામાન્ય રાજ્યતંત્ર, એક સામાન્ય શિષ્ટતા અને એક સામાન્ય સામાજિક રચના એટલા અંશો વિના કોઇ પ્રજા એકતા પામી શકે નહિ. પરંતુ આ બધાના આધારરૂપે એક વિશેષ તત્ત્વ હાજર હોવુ જ જોઈએ, અને તે એ છે કે એક જ દેશના સૌ વતનીઓ છીએ એવુ ભાન તથા અભિમાન પ્રજામા હોવુ જોઈએ પ્રો. મુકરજી કહે છે કે આ તત્ત્વ સૌના પાયારૂપ છે, અને અસલની ભટકતી આરબ ટોળીઓના જેવી ઘણી પ્રજાઓ ઉપર મણાવેલી [1]બીજી ગ્રન્થિઓ હોવા છતા પણ એ સ્વદેશાભિમાનની ગેરહાજરીમાં કાંઈ પણ સિદ્ધિ પામી શકી નથી જેમ આત્માને દેહ જોઈએ, તેમ રાષ્ટ્રીયતાના ભાવને પણ અમુક દેશ-રૂપી અમુક રાષ્ટ્રરૂપી સ્થાયી દેહની અનિવાર્ય આવશ્યકતા છે. જન્મભૂમિ ઉપરની પ્રીતિ વિના એકતા અશક્ય છે એટલુ જ નહિ પણ એ પ્રીતિ બળવાન હોય તથા ઊંડી ઉતરી હોય તો, સામાન્ય ભાષા આદિ ઉપર ગણાવેલાં તત્ત્વોમાથી કોઈ તત્ત્વ ન હોય તો પણ ત્હેની ખોટ

[1] બર્નિયરનો પ્રવાસ રૂ. ૧–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ.

એ પૂરી શકે, અને ભાષા કે ધર્મ કે સામાજિક રચનાના વિરોધોને ડબાવી દઈ રાષ્ટ્રીય ઐકય સિદ્ધ કરી શકે.

**આખા હિન્દ માટે સ્વદેશપ્રેમ થઇ શકે ખરો કે?**

૨. પરંતુ હિન્દુસ્થાનના સમ્બન્ધમાં આવું દેશાભિમાન થઈ શકે ખરૂં કે? હિન્દુસ્થાન જો એક ખંડ હોય, અનેક દેશોનો સમૂહ હોય, જો હિન્દ એ શબ્દ ફકત હાલની ભૂગોળની તથા રાજકર્તાઓની સગવડને ખાતર જ વપરાતો હોય તો પછી હિન્દ તરફ આવી લાગણી શી રીતે જન્મે? બહુ બહુ તો ગુજરાતીઓને ગુજરાત તરફ એવી લાગણી થાય, બંગાળીઓને બંગાળા તરફ થાય, દક્ષણીઓને પોતપોતાના દાક્ષિણમાના પ્રાન્ત સમ્બન્ધી થાય. અને આ દરેક પ્રસંગમાં બોલી, રીતરીવાજ, દન્તકથાઓ, વગેરેનું બળ આ લાગણીને પુષ્ટ કરી શકે. પરંતુ આખા હિન્દ તરફ આ લાગણી થવાને માટે શો સંભવ છે? ઘણા વિદ્વાનોના મત પ્રમાણે હિન્દમાં ભૌગોલિક વૈવિધ્ય એટલું બધું છે કે તે પણ આખા હિન્દને સ્વદેશ ગણતાં હિન્દની પ્રજાને અટકાવે. જે દેશનો વિસ્તાર જ ઉત્તરથી દક્ષિણ સુધી ૨૦૦૦ માઇલથી વધુ છે અને પૂર્વથી પશ્ચિમ સુધી ૧૯૦૦ માઈલથી વધુ છે, જેનું આખું ક્ષેત્રફળ કાઢીએ તો યૂરોપખંડનો લગભગ પોણો ભાગ સમાઈ જાય, જે ગ્રેટબ્રિટનના કરતાં ચૌદગણો અને ફ્રાન્સ જર્મની કરતાં ૭ ગણો મ્હોટો છે, ત્હેને એક દેશમાં શી રીતે ખપાવી શકાય? જેમાં હિમાલયના સનાતન બરફની તદ્દન સુક્કી ઠંડીથી માંડીને તે કોકણ ને કોરોમંડલના કીનારાની ભીની બાફી દે એવી ગરમી સુધીની સર્વ ઋતુઓ દર્શન દે છે, જેની સપાટી દરિયાથી માંડીને વાદળ વર્ષાદ ને પવનના તોફાનની યે ઉપર, વનસ્પતિ ઉગી શકે તેથી ય ઉંચે, શાશ્વત સૂર્ય પ્રકાશવાળા ઉચ્ચ પ્રદેશો સુધી ચડે છે, જ્યાં સિન્ધના વાર્ષિક ૩ ઇંચના વર્ષાદથી માંડીને ચેરાપુંજીના ૪૬૦ ઇંચ (તથા ઘાટના ૫૦૦ ઈંચ) સુધીની વૃષ્ટિની અસાધારણ સીમાઓનું દર્શન થાય છે, જ્યાં વનસ્પતિ ફળફુલ પશુપક્ષી વગેરેની પણ એટલી વિસ્મયકારક વિવિધતા મળી આવે છે, કે તેટલી આખા યુરોપમાં પણ દૃષ્ટિએ પડતી નથી, જ્યાં, આ સર્વ ઉપરાંત કરોડો માણસો વસીને મનુષ્યજાતિના પાંચમા ભાગની સંખ્યાને પહોંચે છે, જ્યાં લગભગ ૧૫૦ જુદી જુદી બોલીઓ બોલાય છે, જગતના દરેક મહાધર્મને માનનારાં લાખ્ખો માણસો રહે છે, અને સામાજિક વિકાસની અસંખ્ય જુદી જુદી પંગથીઓ ઉપર ચઢેલી પ્રજાના નમૂનાઓ મોજૂદ છે, તેવા હિન્દને એક રાષ્ટ્રનું નામ આપવું એ તદ્દન અશકય છે, તો પછી એકતાનો ભાવ તે પ્રેરી શકે એ આશા—એ આકાંક્ષા જ નિરાધાર છે.

૩. આવું ઘણા અંગ્રેજો લખી ગયા છે. પરન્તુ વિન્સેન્ટ સ્મિથ, સર હર્બર્ટ રિઝલિ જેવા વિદ્વાનોએ તેથી ઉલટો મત આપ્યો છે તેઓ કહે છે કે આ બધી વિવિધતા, જેથી હિન્દ

# ગીત.

લેખક—રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

( કુન્જન બનમેં શ્યામ મુરલિ બજાવે—એ રાહ )

મોર બોલે—ન બોલે.

ચન્દનવનમાં મોર બોલે—ન બોલે:

ચન્દનવનમાં, એ નન્દનવનમાં મોર બોલે— ન બોલે.

ફૂલી રહી ચન્દનની વાડી રમી અંગછટા:

ખીલી રહી ઓઢણીની શામળી કંઈ મેઘઘટા.

બોલે મોરલો—કે નહીં?—

એ જોબનના વનમાં!

મોર બોલે—ન બોલે.

ચન્દનવનમાં મોર બોલે—ન બોલે.



संसारसुधारा परिषदना प्रमुख प्रो कर्वे.



मुस्लीम लीगना प्रमुख

मि. मझरूल हक.

# આપણા વાર્ષિક સમારંભો.

## રાષ્ટ્રીય સપ્તાહ.

લેખક :—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

ચિરંજીવ હો તે હિન્દી રાષ્ટ્રીય ચેતન કે જેનાથી ડીસેમ્બર માસનું છેલ્લું અઠવાડીયું "નાતાલનું અઠવાડીયું–Christmas Week"–એ પ્રચલિત નામને બદલે "રાષ્ટ્રીય સપ્તાહ –National Week" એ નામથી ઓળખાવા માંડ્યું છે. એ રાષ્ટ્રીય સપ્તાહમાં અનેક દેશભક્ત હિન્દીઓની યાત્રાનું પરમ તીર્થ એ પવિત્ર સ્થાન બને છે કે જે ધન્ય નગરમાં "ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસનું સમેલન થવાનું હોય છે, કારણ કે "ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ" એ હિન્દના રાષ્ટ્રીય ચેતનનો મુખ્ય પ્રવાહ હોઈ દેશભક્ત હિન્દીઓના હૃદયમાં અદ્વિતીય સ્થાન ભોગવે છે એટલું જ નહિ, પરન્તુ હિન્દના રાષ્ટ્રીય ચેતનના અન્ય અનેક ઉપપ્રવાહો તે સપ્તાહમાં તે નગરમાં વહે છે. રાષ્ટ્રીય ચેતનના વિવિધ પ્રવાહોના સંગમના આ પરમ પ્રસંગે પ્રત્યક્ષ રહેવાનું જેઓનું સદ્ભાગ્ય નથી હોતું તેઓ વર્તમાનપત્રો દ્વારા પરોક્ષ રીતે એ પરમ પ્રસંગનું પવિત્ર જ્ઞાન પ્રાપ્ત કરવા ઉત્કંઠા રાખે છે. આ સ્થિતિ ભારતવર્ષના ભાવિની ઉજ્જ્વલતાનું જેવું તેવું સુચિહ્ન નથી.

ઈ. સ. ૧૯૧૫ ના રાષ્ટ્રીય સપ્તાહના ઉદ્યાપન માટે મુંબાઈ નગરી પસંદ કરવામાં આવી હતી, અને "ધી ઑલ ઇન્ડિયા મોસ્લેમ લીગ" નો એક શોચનીય પ્રસંગ બાદ કરીએ તો એકંદરે એ ઉદ્યાપન એવું તો સફલ હતું કે તે માટે મુંબાઈ યોગ્ય રીતે અદ્વિતીય હોવાનું અભિમાન લઈ શકે. "ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ," "ધી ઇન્ડિઅન નૅશનલ સોશિઅલ કૉન્ફરન્સ," "ધી ઇન્ડિઅન ઇન્ડસ્ટ્રિઅલ કૉન્ફરન્સ," "ધી ઇન્ડિઅન કમર્શિઅલ કૉંગ્રેસ," "ધી ઑલ ઇન્ડિઆ મોસ્લેમ લીગ," "ધી ઑલ ઇન્ડિઆ હિન્દુ કૉન્ફરન્સ," "ધી ઑલ ઇન્ડિઆ ટેમ્પરન્સ કૉન્ફરન્સ," "ધી ઑલ ઇન્ડિઆ થીઇસ્ટિક કૉન્ફરન્સ" "થીઑસૉફિકલ કન્વેન્શન" આદિ ન્હાની મ્હોટી થઈને લગભગ દસપંદર પરિષદો એક અઠવાડીયામાં ભરાઈ હતી હિન્દના લોકોની જાગૃતિનું એક પ્રબલ પ્રમાણ આ રાષ્ટ્રીય સપ્તાહની અનેક પ્રવૃત્તિઓ અનિવાર્ય સ્પષ્ટતાથી આપે છે, છતાં એક બાબત ઉપર સવિશેષ લક્ષ ખેંચવા જેવું છે. હિન્દના સાચા, સંગીન અને સંપૂર્ણ ઉદ્ધાર માટે ત્હેના જીવનની સર્વ દિશાઓમાં વિકાસની આવશ્યકતા છે, તથાપિ હિન્દના જીવનની બીજી દિશાઓની તુલનામાં હિન્દની રાજકીય પ્રવૃત્તિઓને જેઓ ઉતારી

પાડવાનો પ્રયાસ કરે છે ત્હેમનું ધ્યાન બીજી પરિષદોના પ્રમાણમાં સિદ્ધિ કૉંગ્રેસ માટે જે અદ્વિતીય ઉત્સાહ દર્શાવે છે તે તરફ ખેંચવા જેવું છે. હિન્દના લોકો સારી રીતે સમજે છે કે રાજકીય સ્વતંત્રતા સિવાય હિન્દનો સાચો ઉદ્ધાર સંભવતો નથી

## ૧. ધી ઇન્ડિઅન નૅશનલ કાગ્રેસ.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ. બી

રાષ્ટ્રીય સપ્તાહની પ્રવૃત્તિઓમાં પ્રધાન સ્થાન "ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ" ભોગવે છે કૉંગ્રેસનું ત્રીસમું સમેલન ઇ સ ૧૯૧૫ ના ડીસેમ્બર માસની તા. ૨૭, ૨૮ અને ૨૯ એ ત્રણ દિવસોએ મુમ્બાઈમા ભરાયુ હતુ યુરોપમાં ચાલી રહેલા મહાયુદ્ધનો અન્ત આવ્યા પછી બ્રિટિશ સામ્રાજ્યની નવે ધોરણે પુનર્વ્યવસ્થા થવાનો સંભવ છે. તે પ્રસગે સામ્રાજ્યમા કેવા પ્રકારના સ્થાનની હિન્દ આશા રાખે છે તે સ્પષ્ટ રીતે જણાવવાની જરૂર પડશે. "ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ" એ હિન્દના લોકોની મુખ્ય સંસ્થા હોવાથી ત્હેમની ઇચ્છાઓ જાણવાનું તે મુખ્ય સાધન છે આવી સ્થિતિમાં કૉંગ્રેસની માગણીઓ એવા ગૃહસ્થ દ્વારા રજુ કરાવી જોઈએ કે જેમનુ સરકાર પાસે વજન પડે. તેટલા માટે નામદાર વાઇસરૉયની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના પ્રથમ હિન્દી સભાસદ સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહને આ સમયના સમેલનના પ્રમુખ તરિકે ચુટી કાઢવામા આવ્યા હતા તેઓ તા. ૨૬ મી એ બોરીબંદર સ્ટેશને ઉતર્યા ત્યાંથી આરંભીને તેઓ નેપિઅન્સી રોડ ઉપર આવેલા ગાયકવાડ સરકારના "જયમહાલ" બંગલા ઉપર પ્હોંચ્યા ત્યા સુધી ત્હેમને મુંબાઈની પ્રજાએ જે ઉમળકાભર્યું માન આપ્યુ હતુ તે ખરેખર એવુ તો અપૂર્વ હતુ કે મહારાજાઓને પણ તે જોઈને ઈર્ષ્યા થયા વિના રહે નહિ તે સમયનો દેખાવ જે ભાગ્યશાલી મનુષ્યોએ પ્રત્યક્ષ જોયો હશે ત્હેમના સ્મરણપટમાંથી તે કદાપિ ભૂસાવાનો નથી સર સત્યેન્દ્રને આવકાર આપવા, પોતાની રાજકીય માગણીઓને સરકાર સમક્ષ રજુ કરનાર પોતાના અગ્રેસરનો સત્કાર કરવા જે અસખ્ય લોકોની મેદની જામી હતી તે જે હિન્દનિન્દકો કૉંગ્રેસની માગણીઓને મૂઠીભર મનુષ્યોની માગણીઓ કહે છે ત્હેમનાં મુખ બન્ધ કરવા માટે સબલમા સબલ પ્રમાણરૂપ હતી.

હાજરી, કરવામાં આવેલુ કાર્ય, અને લોકોત્સાહ એ ત્રણે દૃષ્ટિથી કૉંગ્રેસનુ ત્રીસમું અધિવેશન અતિશય સફલ હતુ, "સર ફીરોજશાહ અને શ્રીયુત ગોખલે એ બન્ને વિદ્યમાન હોત તો આ અધિવેશનની સફલતા જોઈને કેટલા બધા રાજી થાત" એ વિચાર સ્વાભાવિક રીતે સ્ફુરી આવે છે પોતાના બે મ્હોટામાં મ્હોટા નેતાઓનાં મર્મભેદક અવસાનોના અસહ્ય

આઘાત હજી તાજા હોવા છતાં મુંબાઈએ જે સફલતા પ્રાપ્ત કરી છે તે માટે હેને કેવલ અભિનન્દન જ ઘટે છે. જુદા જુદા પ્રાન્તોના માનનીય નેતાઓ મ્હોટી સખ્યામાં હાજર હતા એટલું જ નહિ, પ્રતિનિધિઓની સખ્યા કૉંગ્રેસની કારકીર્દીમાં પ્હેલી જ વાર લગભગ ૨૨૫૯ ની થઈ હતી એટલું જ નહિ, પરંતુ હાજર રહેલાં સ્ત્રીપુરુષોની સખ્યા લગભગ ૧૫,૦૦૦ ની હશે. મુંબાઈની સરકારે આખરે છૂટી આપવાથી અનેક સરકારી અમલદારો પણ પ્રેક્ષક તરીકે આવ્યા હતા. હાજરી ઉપરાંત, કરવામાં આવેલા કાર્યની દૃષ્ટિથી પણ કૉંગ્રેસનું ત્રીસમુ અધિવેશન અતિશય સફલ હતું. એક બાજુથી મીસીસ બેસન્ટે, "હોમ રૂલ લીગ"ની સ્થાપનાને માટે સમસ્ત દેશમાં ભારે આન્દોલનો જગાવી "સ્વરાજ્ય"ના પ્રશ્નને અદ્વિતીય પ્રાધાન્ય આપ્યું હતુ, અને બીજી પાસથી મુંબાઈના નેતાઓએ મીસીસ બેસન્ટની પ્રવૃત્તિ તરફ મ્હોટે ભાગે વિરોધનું વલણ સ્વીકાર્યું હતું આવી સ્થિતિમા કૉંગ્રેસનુ કાર્ય કેવું સ્વરૂપ લેશે એ જોવાને સર્વે અત્યત ઇંતેજાર હતા. આ મહાપ્રશ્નનું સમાધાન એકદરે એવું તો સંતોષકારક રીતે થયુ છે કે હેને માટે જે જે લોકો જવાબદાર હોય તે સર્વને અભિનન્દન ઘટે છે. બીજો મહાપ્રશ્ન મિનવાદી અને ઉદ્દામ પક્ષો વચ્ચેના સમાધાનનો હતો. આ મહાપ્રશ્નનુ સમાધાન પણ જે રીતે કરવામાં આવ્યું છે તે માટે કૉંગ્રેસના નેતાઓને અભિનન્દન ઘટે છે આ બન્ને મહાપ્રશ્નોનો ઉકેલ સમાધાનીથી કરી કાર્ય નિર્વિઘ્ન રીતે પાર ઉતારવામાં કૉંગ્રેસના નેતાઓએ સ્તુતિપાત્ર કાર્યદક્ષતા દર્શાવી છે. "બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દી સ્વરાજ્ય" એ સાધ્ય વધારે સ્પષ્ટતાથી અને વધારે સમર્થતાથી રજુ કરવામાં આવ્યુ હતું એટલું જ નહિ, પરન્તુ તે સાધ્યની સિદ્ધિ માટે દેશના લોકોમાં આન્દોલનો પ્રેરવાનો કૉંગ્રેસે સ્પષ્ટ રીતે સ્વીકાર કર્યો હતો. આ સંબન્ધી ઠરાવ હિન્દના ઉત્તમ વક્તા શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજીએ પોતાના લાક્ષણિક વકતૃત્વથી રજુ કર્યો હતો અને મીસીસ બેસન્ટે હેને પોતાના લાક્ષણિક વકતૃત્વથી અનુમોદન આપ્યુ હતું "સ્વરાજ્ય" બાબતનો આ ઠરાવ ૩૦ મા અધિવેશનનો વધારેમા વધારે અગત્યનો ઠરાવ હતો. આ ઉપરાંત "ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ" અને "ઑલ ઇન્ડિઆ મૉસ્લેમ લીગ" એ બે વચ્ચે જે પરસ્પર સદ્ભાવવિનિમય થયો હતો તે આપણી રાષ્ટ્રીય એકતાની દૃષ્ટિથી અત્યત સ્તુતિપાત્ર હતો, અને તે માટે બન્ને પક્ષના નેતાઓને અભિનન્દન ઘટે છે. હાજરીની અને કરવામા આવેલા કાર્યની દૃષ્ટિઓ ઉપરાંત લોકોત્સાહની અને લોકજાગૃતિની દૃષ્ટિથી જોતાં પણ ત્રીસમું અધિવેશન ઘણું સફલ હતું વકતૃત્વની દૃષ્ટિથી જોતાં શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજી અને મીસીસ બેસન્ટનાં ભાષણો બાતલ કરીએ તો વકતૃત્વ સાધારણ હતું શ્રીયુત બૅનરજી, મીસીસ બેસન્ટ, સર ફીરોઝશાહ,

શ્રીયુત અમ્બિકાચરણ મોઝુમદાર, પંડિત મદન મોહન માલવીય, શ્રીયુત લાલ મોહન ઘોષ જેવા પ્રથમ પંક્તિના વક્તાઓની વાત તો દૂર રહી, પરન્તુ શ્રીયુત ગોખલે, લાલા લજપતરાય જેવા બીજી પંક્તિના વક્તાઓ પણ મ્હોટી સખ્યામાં જોવામાં નથી આવતા એ જરા શોચનીય છે. બંગાળાના કેટલાક પ્રતિનિધિઓ તરૂણ હોવા છતાં એકંદરે ઠીક બોલ્યા હતા તેમ જ એક બે હિન્દી વક્તાઓએ પોતાનાં રમુજી ભાષણોથી લોકોને પુષ્કળ હસાવ્યા હતા. લોકશાસનના આ જમાનામાં ઉંચા પ્રકારનું વક્તૃત્વ એ સાર્વજનિક જીવનની એક આવશ્યક સામગ્રી છે. એકંદરે ભાષણોમાં ઉંચા વક્તૃત્વની ન્યુનતા ઉપરાંત અભ્યાસ, અનુભવ અને વિશ્વાસપાત્ર માહિતીની ન્યૂનતા પણ ઉંચી દૃષ્ટિથી જોનારનું ધ્યાન ખેંચે એવી હતી કૉંગ્રેસનું કાર્ય સરકાર સમક્ષ તથા લોકો સમક્ષ આદર પામે તે માટે જરૂરનું છે કે જુદા જુદા ઠરાવો ઉપર બોલનારાઓ સારા અસરકારક વક્તાઓ હોવા જોઈએ એટલું જ નહિ, પરન્તુ જે વિષય ઉપર તેઓ બોલતા હોય ત્હેના તેઓ સારા અભ્યાસીઓ હોવા જોઈએ. ઉંચી દૃષ્ટિથી જોતા આવી કેટલીક ન્યૂનતાઓ હોવા છતાં કૉંગ્રેસનું અધિવેશન એકંદર અતિશય સફલ હતુ

તા. ૨૭–૧૨–૧૯૧૫ ને દિવસે બપોરે એક વાગે દક્ષિણી, ગુજરાતી અને પારસી સુન્દરીઓના મનોહર સંગીતથી કૉંગ્રેસના કાર્યનું મંગલાચરણ થયુ હતું. કૉંગ્રેસના અધિવેશનને માટે તૈયાર કરવામાં આવેલો ભવ્ય મંડપ ઉમળકાભર્યાં દેશભક્ત હૃદયોથી ચીકાર ભરાઈ ગયો હતો. સંગીત સમાપ્ત થયા પછી તાળીઓના ગડગડાટ વચ્ચે સ્વાગત મંડળના માનનીય પ્રમુખ પી. ઍ. સી. દીનશા એદલજી વાચ્છાએ થોડાં વાક્યોમાં મહેમાનોને આવકાર આપી, શ્રીયુત ગોખલે, સર ફીરોજશાહ અને સર હેન્રી કૉટન એ ત્રણ કૉંગ્રેસના સ્તમ્ભોના અવસાન માટે લાગણીભર્યાં વાક્યોથી શોક પ્રદર્શિત કરી, પોતાની આંખોની નબળાઈને લીધે પોતાનું ભાષણ વાંચવા ત્હેમના પુત્ર મિ. કેખશરૂ વાચ્છાને-"વાચ્છા જુનિઅર"ને આજ્ઞા કરી મિ. કેખશરૂએ સાધારણ મ્હોટા અવાજથી સ્પષ્ટ રીતે તે ભાષણ વાચ્યું હતું. તે ભાષણની શરૂઆત સ્વાભાવિક રીતે સત્કાર વચનોથી કરવામાં આવી હતી અને તે પછી કૉંગ્રેસના વ્યોમમાંથી ત્રણ જ્વલંત તારાઓ અદૃશ્ય થવા માટે દિલગીરીથી શોક દર્શાવ્યો હતો લડાઇના સમ્બન્ધમાં બોલતાં હિન્દે યુદ્ધ સામ્રાજ્ય ભક્તિથી પોતાનો હિસ્સો કેવી રીતે આપ્યો છે તે સ્પષ્ટ રીતે કહ્યા પછી લશ્કરી કેળવણી માટે હિન્દીઓને તક આપવામાં નથી આવતી તે માટે ઊંડી નીરાશા હિન્દીઓ અનુભવે છે એમ જણાવવામાં આવ્યું હતું. ત્હેમણે કહ્યુ હતુ કે "*I do trust and hope that wiser counsel will prevail at the seat of the Government and a broad and statesmanlike policy will be soon adopted which will dismiss for ever this un-English spirit of mistrust and remove that galling disappointment that millions*

*feel* ” હિન્દના આન્તર પ્રશ્નો ઉપર બોલતાં મોર્લી-મીન્ટો સુધારાએ પ્રજાકીય તત્વનો માત્ર “હોમિઓપેથિક ડોઝ” જ આપ્યો હતો અને એકંદરે જોતાં લોકોની વધતી જતી લાયકાતના પ્રમાણમાં તે કાંઈ વિસાતમા ન્હોતો એમ ત્હેમણે જણાવ્યું હતુ “ ધી ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન”ના રીપોર્ટના સમ્બન્ધમા બોલતાં ત્હેમણે જણાવ્યુ કે તેથી લોકોમા બહુ જ નિરાશા ઉત્પન્ન થઈ હતી. રૉયલ કમિશનોના સમ્બન્ધમા ત્હેમણે નીચેની સચોટ પંક્તિઓ ટાંકી હતી.

“ *Promise, pause, prepare, postpone,*
*And end by letting things alone* ”

“ પબ્લિક સર્વિસીસ કમિશન”ના સંબન્ધમાં ત્હેમણે જણાવ્યુ કે હજી ત્હેનો રીપોર્ટ બ્હાર પડેલો ન હોવાથી તે સમ્બન્ધમાં કલ્પનાઓ કરવી નિરર્થક છે. હાલ તો માત્ર એટલું જ ઇચ્છવા જેવું છે કે તે રીપોર્ટમા એવુ કાંઈ પણ ન હોય કે જેથી ત્હેના પ્રકટ થવાથી ફરીથી સક્ષોભ શરૂ કરવો પડે દક્ષિણ આફ્રિકાના પ્રશ્નના સંબન્ધમાં બોલતાં ત્હેમણે નામદાર વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજનો ઉપકાર માન્યો હતો અને જણાવ્યુ હતુ કે “ બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ ભાગમાં બ્રિટિશ નાગરિકત્વના હક હિન્દીઓને મળવા જોઈએ” એ સિદ્ધાન્ત હજી જોઈએ એટલો સ્વીકારાયો નથી. અન્તમા, હિન્દી મહેચ્છાઓનુ સાધ્ય અને સ્વરાજ્ય એ વિષે તેઓ બોલ્યા હતા. ત્હેમણે જણાવ્યુ હતુ કે “ *It is of course in consonance with the constitutional creed laid down by the Congress, that Self-Government under the British Rule is its ultima thule,*” ... ..“*Self-Government is bound to come, I venture to say albeit, by measured stages, from precedent to precedent.*” એક બાજુથી લોકોની આગળ વધતી જતી સ્વાભાવિક મહેચ્છાઓને સતોષવાને ત્હેમણે રાજ્યકર્તાઓને સૂચના કરી હતી અને બીજી બાજુથી સ્વરાજ્યને માટે સજ્જ થવાને અને ધૈર્યથી પોતાનુ કાર્ય કર્યે જવાને ત્હેમણે લોકોને વિજ્ઞપ્તિ કરી હતી. એકંદરે, ધી ઑ. મિ. વાચ્છાનું ભાષણ વ્યાવહારિક અને ઠરેલ હતુ. જે મિતવાદી કાર્યક્રમના તેઓ પક્ષવાદી છે ત્હેનું ત્હેમનું ભાષણ એક દૃષ્ટાન્ત હતુ.

ધી ઑ. મિ. વાચ્છાનુ ભાષણ સમાપ્ત થયા પછી સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહને પ્રમુખ તરિકે ચુટી કાઢવાની ધી ઑ. મિ. ચીમનલાલ સેતલવાડની દરખાસ્તને શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજી, પંડિત મદન મોહન માલવીય, વગેરેનું અનુમોદન મળ્યા પછી તે મજુર થઈ એટલે સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહે તાળીઓના ઉત્સાહભર્યા ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન સ્વીકાર્યું અને પોતાનું ભાષણ વાંચવાનો આરમ્ભ કર્યો. પોતાને પ્રમુખ તરિકે ચુટી કાઢવા ઉચી માન

આપવા માટે કૉંગ્રેસનો ઉપકાર માની, આ વર્ષે પ્રમુખપદનું કાર્ય સવિશેષ જોખમદારી ભર્યું છે તે તરફ શ્રોતૃવર્ગનું ધ્યાન ખેંચી, ત્હેમણે અત્યન્ત વિનયથી જણાવ્યું કે તેઓ કૉંગ્રેસના એક નમ્ર સૈનિક (*a humble camp-follower of the Congress*) હતા અને તેવા જ રહેવાનું તેઓ પસંદ કરત, પરન્તુ પોતાની માતૃભૂમિ પ્રતિના પોતાના કર્તવ્યના આમંત્રણને માન આપીને ત્હેમણે પ્રમુખપદ સ્વીકારવા હા પાડી હતી. મહારાજાધિરાજ જ્યૉર્જ પ્રતિ રાજભક્તિ દર્શાવ્યા પછી લડાઈના સમ્બન્ધમાં બોલતાં ત્હેમણે હિન્દી સૈનિકોએ બજાવેલી સેવાને ઉદ્દેશીને યોગ્ય અભિમાનથી કહ્યું હતું કે "*In the great galaxy of heroes, in the imperishable Roll of Honour, there are now and there will never cease to be beloved Indian names testifying to the fact that our people would rather die unsullied than outlive the disgrace of a bastard civilisation*" લડાઈ પછી હિન્દના રાજ્યવહીવટમાં સુધારા કેવા પ્રકારના થવા જોઈએ તે વિષે ત્હેમણે કાઢેલા ઉદ્ગાર ત્હેમના સમગ્ર દૃષ્ટિબિન્દુના સૂચક છે "*The problem before us is how, without asking for any violent departure from the line of constitutional development which far-sighted statesmen–English and Indian–desire for India, we can still press for a substantial advance towards the development of free institutions in this country*" ત્યાર પછી ત્હેમના ભાષણના એક અગત્યમાં અગત્યના ભાગ ઉપર–કૉંગ્રેસના સાધ્ય ઉપર–તેઓ ઉત્સાહથી, સ્પષ્ટતાથી અને દૃઢતાથી બોલ્યા હતા કૉંગ્રેસનું સાધ્ય બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દી સ્વરાજ્ય એ છે એમ સ્પષ્ટ કરતા તેઓએ કહ્યું હતું કે "*It seems to me that the only satisfactory form of self-government to which India aspires cannot be any thing short of what President Lincoln so pithily described as 'government of the people, for the people, and by the people.'*" આ સાધ્યની કલ્પના માત્ર એક હૃદયની ખાલી ઊર્મિ જ છે એમ નહિ, પરન્તુ ઇતિહાસનો એક સ્પષ્ટ ઉપદેશ છે, એમ ત્હેમણે ભાર દઈને કહ્યું હતું તે ઉપરાંત, ઉદાર બ્રિટિશ રાજપુરૂષોએ પણ હિન્દનું આ રાજકીય સાધ્ય સ્વીકાર્યું છે એવું બતાવનાર પ્રમાણો ત્હેમણે આપ્યા હતાં પરન્તુ જેટલી સ્પષ્ટતાથી અને દૃઢતાથી "સ્વરાજ્ય એ હિન્દનું સાધ્ય છે" એમ ત્હેમણે જણાવ્યું હતું તેટલી જ સ્પષ્ટતાથી અને દૃઢતાથી ત્હેમણે એ પણ જણાવ્યું હતું કે એ સાધ્યની સિદ્ધિ હજી દૂર છે અને તે માટે અનહદ શ્રમ આવશ્યક છે. ત્હેમણે બહુ સૂચક રીતે કહ્યું હતું કે

" *Day will not break the sooner because we get up before the twilight* " હેમણે પુકારીને જણાવ્યું હતું કે " આપણું સાધ્ય પણ એક જ છે અને તે સિદ્ધ કરવાનો માર્ગ પણ એક જ છે, સ્વરાજ્ય એ આપણું સાધ્ય છે અને ક્રમિક વિકાસ એ આપણો માર્ગ છે. " પોતાના કથનનું પ્રતિપાદન કરતાં હેમણે જણાવ્યું કે સ્વરાજ્યનો કીમતી ખજાનો આપણે ત્રણ રીતે મેળવી શકીએ, ( ૧ ) એક તો બ્રિટિશ પ્રજા તરફથી દાન તરિકે; ( ૨ ) બીજું, બ્રિટિશ પ્રજા પાસેથી તે છીનવી લઇને; અને (૩) ત્રીજું, આપણી માનસિક, નૈતિક અને આર્થિક સ્થિતિમાં ક્રમશઃ એવો પ્રાગતિક સુધારો કરીને કે જેથી એક પાસથી સ્વરાજ્ય માટે આપણે યોગ્ય થઇએ અને બીજી પાસથી આપણા રાજ્યકર્તાઓ આપણને ના પાડી શકે જ નહિ પ્રથમ રીત લાભકારક નથી, કારણ કે બ્રિટિશ પ્રજા તેવું દાન આપવા ખુશી હોય તોપણ તેવું દાન લેવું એ હિતકારક નથી. હેમણે પોતાના મતના સમર્થનમાં જણાવ્યું કે "*It is a commonplace of politics that nations like individuals must grow into freedom,* " બીજી રીત તો કેવલ અશક્ય જ છે એ કોઈ પણ વિચારશીલ પુરૂષ જોઈ શકે એમ છે. એટલે માત્ર ત્રીજી રીત જ હિન્દને માટે ખુલ્લી છે અને તે ઉત્તમ છે. તે સંબન્ધમાં બોલતાં હેમણે જણાવ્યું હતું કે " *The regeneration and reconstruction of India can take place only under the guidance and control of England, and while we admit that the goal is not yet, we refuse to believe that it is so distant as to render it a mere vision of the imagination We deprecate the impatience of those who imagine that we have only to stretch our hands to grasp the coveted prize but we differ equally from those who think that the end is so remote as to be a negligible factor in the ordinary work of even present-day administration.*" આ વાક્યોમા મિતવાદી દેશનેતાઓનું દષ્ટિબિન્દુ તેઓએ રજુ કર્યું હતું અને એક બાજુથી પોતાના અધીરા ભાવનાદર્શી દેશબન્ધુઓનાથી તથા બીજી બાજુથી સ્થિતસ્ય સ્થિતિ સમર્થનીયા કહેનાર અનુદાર અંગ્રેજી રાજ્યકર્તાઓનાથી કૉંગ્રેસની ભિન્નતા તેઓએ દર્શાવી હતી. તે પછી " કૉંગ્રેસને શું જોઈએ છિએ ? "—એ વિષે તેઓ વિસ્તારથી અને નિશ્ચયથી બોલ્યા હતા. હેમણે મ્હોટે સ્વરે ઉત્સાહ પુર્વક કહ્યુ હતુ કે " *I appeal to the British nation to declare their ungrudging approval of the goal to which we aspire and their unflexible resolution to equip India for her journey to the goal and to furnish her escort on the long and weary road* " પોતાની રાજ્યનીતિનું સ્પષ્ટ કથન કરવા ઉપરાંત હિન્દીઓને સર્વત્ર વધારે સત્તા આપવાનો આરંભ સરકારે કરવો

જોઈએ એવી માગણી ત્હેમણે કરી હતી તે પછી બીજી માગણીઓનો નામનિર્દેશ કરીને નીચેની ત્રણ માગણીઓ વિષે તેઓ વિસ્તારથી બોલ્યા હતા (૧) લશ્કરી નોકરી તથા સ્વયસેવા એ બે હિન્દીઓને માટે ખુલ્લાં મૂકવાં, (૨) સ્થાનિક સ્વરાજ્યનો વિસ્તાર કરવો; અને (૩) વેપાર, ઉદ્યોગ અને ખેતીવાડીનો વિકાસ કરવો. રાષ્ટ્રીય સૈન્ય (*National Militia*) ના સમ્બન્ધમાં બોલતા ત્હેમણે કહ્યું હતું કે "*Of course, I am not suggesting that the army should be nationalised in a day any more than that the government of the country should be nationalised by a stroke of the pen. But I urge in all humility that the time has come for making the beginning of a National Army in India*" સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહના લાક્ષણિક દેશ દૃષ્ટિબિન્દુનું આ વચનો વિશેષ સમર્થન કરે છે. સરકારે શુ શુ કરવાનું છે તે જણાવ્યા પછી લોકોએ શું કરવુ જોઇએ તે વિષે બોલતા ત્હેમણે જણાવ્યું હતુ કે "*And how much could we not do by our efforts, if only we cared to organise ourselves? I venture to suggest that we should lay down a constructive and continuous programme of work in all these directions as a part of our Congress activities, and that Provincial and District Committees all over the country should occupy themselves through out the year in some one or more of these manifold directions, so as to show the achievement of some result, however small, at the end of each year*" "સ્વાશ્રયનો કાર્યક્રમ" એ વિષેનાં ત્હેમનાં વચનો જેટલાં વ્યાવહારિક છે તેટલાં જ પ્રવૃત્તિપ્રેરક છે. "આપણું ભવિષ્ય" એ વિષે બોલતાં ત્હેમણે અન્તમા ઉત્સાહપૂર્વક જણાવ્યું કે "*It seems to me that under the benign dispensation of an inscrutable Providence, we shall emerge into the era of peace and good will, and our Motherland will occupy an honoured place in the Empire with which her fortunes are indissolubly linked, and we shall be the free and equal citizens of that great Empire, bearing its burdens, sharing its responsibilities and participating in its heritage of freedom and glory as comrades and brethren.*" આ શ્રદ્ધાભર્યાં વચનો બોલીને તાળીઓના કર્ણભેદી અવાજ વચ્ચે સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહે પોતાનું વ્યાખ્યાન સમાપ્ત કર્યું અને ત્હેની સાથે કૉંગ્રેસનું પ્રથમ દિવસનું કાર્ય પણ સમાપ્ત થયુ.

સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહના ભાષણ માટે જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓથી જોનાર પુરુષો

જુદા જુદા મત આપે એ સ્વાભાવિક છે. તાત્કાલિક સ્વરાજ્યના પક્ષવાદીઓને હેમનુ ભાષણ અલ્પેચ્છુ લાગશે, પરન્તુ દેશના સુશિક્ષિત વર્ગનો મ્હોટો ભાગ જોઈ શકશે કે સર સત્યેન્દ્રનું ભાષણ કોઈ પણ દેશભક્તને શોભા આપે એવુ છે. એ ભાષણ માત્ર સાવધતાભરી રીતે હિમ્મતભર્યું ( *Cautiously courageous* ) છે એટલું જ નહિ, પરન્તુ હિમ્મતભરી રીતે સાવધતાભર્યું ( *courageously cautious* ) છે. સર સત્યેન્દ્રે પોતાને જે સત્ય લાગ્યું છે તે હિમ્મતથી, સ્પષ્ટતાથી અને દૃઢતાથી કહ્યુ છે, અને તે માત્ર સરકારને જ નહિ પરન્તુ પોતાના દેશબન્ધુઓને પણ " *I would sooner take the risk of displeasing than injuring my countrymen* ", એ હેમણે કહેલું વચન પોતાની દેશભક્તિમાં નિશ્ચલ શ્રદ્ધાવાળા પુરૂષો જ બોલી શકે છે. એ સત્ય છે કે જો તેઓ પ્હેલેથી જ આપણા દેશનાયકોની સાથે સપૂર્ણ હૃદયથી કાર્ય કરતા હોત તો કદાચિત્ આથી પણ વધારે સબલ રીતે હિન્દની માગણીઓ તેઓ રજુ કરત, પરન્તુ હેમના વિચારશીલ, વ્યાવહારિક, દરેલ અને દેશભક્તિભર્યા ભાષણને ઉતારી પાડવાનો પ્રયત્ન તો અમને કેવલ અન્યાયવાળો જ લાગે છે. સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ એક અનુભવી વક્તા નથી તોપણુ તેઓ સાધારણ કરતાં સ્હેજ વધારે મ્હોટા અવાજે સ્પષ્ટતાથી અને એક પ્રકારની મોહક છટાથી બોલી શકે છે. એમ આશા છે કે તેઓ જતે દિવસે કૉંગ્રેસના એક અસરકારક વક્તા થશે એટલું જ નહિ, પરન્તુ પોતાની બુદ્ધિ, પ્રતિષ્ઠા અને દરેલપણાથી કૉંગ્રેસના એક " નૈતિક ધન ( *Moral asset* ) " રૂપ બની શ્રીયુત સુરેન્દ્રનાથની સ્તુતિને સત્ય પાડશે

બીજે દિવસે પણુ સુન્દરીઓના સગીતથી જ કાર્યક્રમનો પ્રારમ્ભ કરવામાં આવ્યો હતો. શ્રીયુત ગોપાલ કૃષ્ણ ગોખલે, મિ. કેર હાર્ડી, સર હેન્રી કૉટન અને સર ફીરોજશાહ મહેતા એ ચાર હિન્દસેવકોના અવસાન માટે શોકદર્શક ઠરાવો અને તે પછી હિન્દની વફાદારી, મિત્રરાજ્યોના વિજય માટે શુભેચ્છા અને લૉર્ડ હાર્ડિંજની કારકીર્દીનો વિસ્તાર એ ત્રણુ બાબતો વિષેના ઠરાવો પ્રમુખે પોતે રજુ કર્યા હતા અને તે તાળીઓના અવાજો વચ્ચે મંજુર થયા હતા. તે પછી લશ્કરી નોકરી અને સ્વયસેવા વિષેનો ઠરાવ સર નારાયણરાવ ચંદાવરકરે રજુ કર્યો હતો. જો સર નારાયણરાવ વધારે વિચારશીલતા, પ્રસ્તુતતા અને સક્ષિપ્તતાથી બોલ્યા હોત તો હેમના ભાષણની કદર વધારે થાત. રા. એમ. વી જોશી, બાબુ આર સી બૅનરજી અને શ્રીયુત ગોકરણનાથ મિશ્રે તે ઠરાવને અનુમોદન આપ્યા પછી તે ઠરાવ મંજુર થયો હતો. બાબુ બૅનરજીનું બોલવુ મુદ્દાસર, ટુંકુ, સીધું અને દલિલવાળુ હોવાથી ઘણું જ અસરકારક નીવડ્યું હતું, જ્યારે શ્રીયુત મિશ્રનાં હાસ્યજનક ભાષણે પણ જુદી દૃષ્ટિથી રસ ઉત્પન્ન કર્યો હતો. " હિન્દ અને સંસ્થાનો " વિષેનો ઠરાવ પ્રસિદ્ધ દેશભક્ત શ્રીયુત મોહનલાલ ગાંધીએ હેમની



इन्डस्ट्रीयल कोन्फरन्सना प्रमुख

**सर दोराब ताता.**

The Manoranjan Press, Bombay



कमर्शीयल कोन्फ्रेसना प्रमुख

**सर फाजलभाई करीमभाई.**

સાક્ષણિક અસરકારક રીતે મૂકયા હતા. શ્રીયુત ગાંધી મ્હોટી સભાઓ માટે બહુ અસરકારક વકતા નથી, બાકી સાધારણ કદની સભાઓમાં ત્હેમનું ઉંચનું સાદું અને સીધું વકતૃત્વ કાંઈ અજબ અસર કરે છે. ત્હેમણે જણાવ્યું કે ૧૯૧૫ ના સમાધાનથી જો કે કેટલાક હક હિન્દીઓને આપવામાં આવ્યા છે છતાં બ્રિટિશ નાગરિક તરિકેના હકો સંસ્થાનોમાં હિન્દીઓને મળે તે માટે હજુ ઘણું કરવાનું બાકી છે. મિ. નાટેસને અને મિ. જહાંગીર પીટીટે અનુમોદન આપ્યા પછી ઠરાવ મંજુર થયો હતો. મિ. પીટીટનું બોલવું સ્વતંત્ર, છટાદાર અને જુસ્સાભર્યું હોવાથી અસરકારક થયું હતું. સામ્રાજ્ય પરિષદમાં ઓછામાં ઓછા બે લોકપ્રતિનિધિઓ મોકલવાનો ઠરાવ 'ધી બૉમ્બે ક્રૉનિકલ'ના તંત્રી મિ. હૉર્નિમેને સ્વતંત્ર અને હિમ્મતભર્યા ભાષણમાં રજુ કર્યો હતો. અંગ્રેજી અધિકારીઓની આપખુદી ઉપર ત્હેમણે સચોટ ટીકા કરી હતી અને સામ્રાજ્યપરિષદને કાંઈ પણ અધારણ હોય અને હિન્દુસ્તાનનું સ્થાન સંસ્થાનોની દયા ઉપર આધાર રાખતું હોય એવું બોલવામાં લાર્ડ હાર્ડિંજ ખોટા હતા એમ ત્હેમણે કહ્યું હતું. ધી ઑ. મિ. એ. એસ કૃષ્ણરાવના અને મિ. ડી. સી. ઘોષના અનુમોદન પછી ઠરાવ મંજુર થયો હતો. તે પછી સંયુક્ત પ્રાન્તોને માટે કારોબારી કાઉન્સિલ સ્થાપવાનો અને તે પ્રાન્તોને ઇલાકાની ભૂમિકાએ મૂકવાનો ઠરાવ ડૉ. તેજ બહાદુર સપ્રુએ રજુ કર્યો હતો. આખી હીલચાલ કેવી રીતે જન્મે અને વિકાસ પામી અને હાઉસ ઑફ લૉર્ડઝમાં તે વિષેની દરખાસ્ત કેવી રીતે નામંજુર થઇ વગેરે ઇતિહાસ ત્હેમણે કહ્યો હતો. ધી ઑ. મિ. વી. જે. પટેલ, મિ. કે. બી. દત્ત, મિ. સી. પી. આર અય્યરના અનુમોદન પછી ઠરાવ મંજુર થયો હતો. તે પછી ધી ઑ. મિ. શ્રીનિવાસ શાસ્ત્રીએ ગીરમીટની પદ્ધતિ કાઢી નાંખવાને સરકારને અરજ કરવાનો ઠરાવ રજુ કર્યો હતો. મિ. વી. એન. તીવારી અને મિ. એમ. કે. પાધ્યેના અનુમોદન પછી ઠરાવ મંજુર થયો હતો. કારોબારી અને ન્યાયખાતાં જુદાં પાડવાનો ઠરાવ પ્રમુખે પોતે જ રજુ કર્યો હતો. તે પછી પંજાબ અને બીજા પ્રાન્તોમાં હાઇકોર્ટો સ્થાપવાનો ઠરાવ લાલા નાનક ચંદે રજુ કર્યો હતો, અને રાવ બહાદુર વી. આર. પંડિત તથા ડૉ. પી. જે. મહેતાના અનુમોદન પછી તે મંજુર થયો હતો. તે પછી સ્વદેશી હિલચાલના સમ્બન્ધમાં મિ. કે. એચ. વકિલે ઠરાવ રજુ કર્યો હતો, અને બાબુ સચીન્દ્ર પ્રસાદ બોઝ, મિ. બી. પી. સોનાલામૈયા, તથા શેઠ દામોદરદાસ રહીના અનુમોદન પછી તે પસાર થયો હતો. બાબુ સચીન્દ્ર પ્રસાદનું ભાષણ જુસ્સાદાર અને લાગણી ઉશ્કેરે એવું હતું. તે પછી બીજા દિવસનું કાર્ય સમાપ્ત થયું હતું.

કૉંગ્રેસનો ત્રીજો દિવસ એ અગત્યમાં અગત્યનો દિવસ હતો, કારણ કે લાંબા વખતથી હિન્દીઓના મનમાં સ્વરાજ્યના જે વિચારે નિવાસ કર્યો છે ત્હેને તે દિવસે રાષ્ટ્રસભામાં નિશ્ચિત

સ્વરૂપ મળવાનુ હતુ તેમ જ તે ઉપરાંત હિન્દના કેટલાક ઉત્તમ વક્તાઓ સ્વરાજ્યના ઠરાવ વિષે બોલવાના હતા. કાર્યક્રમનો આરંભ સુન્દરીઓના સંગીતથીજ કરવામાં આવ્યો હતો, અને જ્યારે वन्दे मातरम्‌નું રાષ્ટ્રગીત ગવાયુ હતુ ત્યારે સર્વે ઉભા થઇ ગયા હતા. પ્રેસ ઍક્ટ રદ કરવાનો ઠરાવ મિ. હૉર્નિમૅને રજુ કર્યો હતો. પ્રેસ ઍક્ટને લીધે જોઇએ તેટલી છૂટથી અને સ્વતંત્રતાથી સાર્વજનિક વિષયોની ચર્ચા થઇ શકતી નથી અને પ્રેસ ઍક્ટનો પ્રયોગ અયોગ્ય રીતે કરવામાં આવે છે એમ એમણે જણાવ્યુ હતુ. મિ. આઈ. બી. સેને ઠરાવને અનુમોદન આપતાં બહુ જ વિલક્ષણ દૃષ્ટિબિન્દુ રજુ કર્યું હતું. ત્હેમણે કહ્યુ કે પ્રેસ ઍક્ટથી પત્રોના તંત્રીઓના મગજમાં ખોટું ધોરણ ભરાઈ ગયું છે, કારણ કે ત્હેમણે તો સાર્વજનિક હિત શેમાં છે ત્હેનો જ વિચાર કરવો જોઇએ ત્હેને બદલે તેઓ કાયદાના પંજામાંથી કેમ બચી જાય ત્હેનો જ વિચાર તેઓ હાલમાં કરે છે મિ. કે. એન. ઐયા આયરના અનુમોદન પછી ઠરાવ મંજુર થયો હતો. તે પછી "આર્થિક વહીવટના સ્વાતંત્ર્ય" વિષેનો ઠરાવ સર ઇબ્રાહિમ રહિમતુલ્લાએ રજુ કર્યો હતો ત્હેમણે જણાવ્યુ હતું કે જ્યાં સુધી આપણી આર્થિક નીતિનો નિર્ણય કરવામાં આપણને સ્વતંત્રતા મળશે નહિ ત્યાં સુધી આપણો ખરેખરો આર્થિક વિકાસ થવાનો નથી. પ્રો. કાલે અને મિ. પેટ્રોના અનુમોદન પછી ઠરાવ મંજુર થયો હતો. તે પછી સ્વરાજ્યનો ઠરાવ શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજીએ પોતાના બુલંદ અવાજે અને પોતાના આશ્ચર્યકારક વક્તૃત્વથી રજુ કર્યો હતો. કેવલ વક્તૃત્વની દૃષ્ટિથી તેમ જ લોકોમાં ઉત્સાહ ઉત્પન્ન કરવાની શક્તિની દૃષ્ટિથી શ્રીયુત બૅનરજીનુ ભાષણ સર્વોત્તમ હતું 'હાલમાં લડાઇ ચાલે છે તેવે વખતે શાન્તિ પછીના રાજકીય સુધારાનો વિચાર કરવો એ સરકારને હરકત કરવા સમાન છે' એ દલિલનો રદીયો શ્રીયુત બૅનરજીએ બહુ અસરકારક રીતે આપ્યો હતો. ત્હેમણે જણાવ્યુ હતું કે હાલની લડાઇ એ પુનર્વ્યવસ્થાને માટે લડાઇ છે એટલે લડાઈ પછીની પુનર્વ્યવસ્થામા હિન્દને શું સ્થાન મળશે ત્હેનો વિચાર અત્યારથી જ કરવો જોઇએ. ઠરાવના સમ્બન્ધમાં બોલતાં ત્હેમણે જણાવ્યુ કે "સ્વરાજ્ય એ જ હિન્દનુ સાધ્ય" છે અને સાધ્યની સિદ્ધિ તરફ હવે નિશ્ચયપૂર્વક પ્રગતિ કરવાનો સમય આવી ચૂક્યો છે. જેઓ એવી દલિલ કરે છે કે સ્વરાજ્યને માટે હિન્દીઓ લાયક નથી ત્હેમને શ્રીયુત બૅનરજીએ બહુ સચોટ જવાબ આપ્યો હતો. પ્રાન્તિક સ્વરાજ્ય વિષે બોલ્યા પછી ત્હેમણે મોસ્લેમ લીગ તરફ કૉંગ્રેસનો સદ્ભાવ દર્શાવ્યો હતો. શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજીએ રજુ કરેલા ઠરાવને મીસીસ બેસન્ટે પોતાના જુસ્સાભર્યા, પ્રભાવશાલી અને વિચારોત્તેજક વક્તૃત્વથી અનુમોદન આપ્યુ હતુ. ત્હેમણે જણાવ્યુ કે કૉંગ્રેસે પોતાની ત્રીસ વર્ષની ઉજ્જ્વલ કારકીર્દિમાં પણ આટલી અગત્યનો ઠરાવ આગળ ઉપર મંજુર કર્યો નથી, કારણ કે આ ઠરાવથી "હિન્દનું સાધ્ય સ્વરાજ્ય છે' એટલું જ માત્ર કૉંગ્રેસ કહેતી નથી, પરન્તુ એ સાધ્યની સિદ્ધિનાં સાધનો

એવા રૂપમાં રજુ કરે છે કે જેથી સ્વરાજ્ય એ માત્ર દૂરના ભવિષ્યની કલ્પના જ ન રહે પરન્તુ થોડા સમયમાં સિદ્ધ કરવાના કાર્યનું રૂપ લે સે. તે ઉપરાંત, તે સમ્બન્ધમાં લોકમત કેળવવાને માટે યોજના કરવાને ઑલ-ઇન્ડિઆ કમિટીને સત્તા સોંપવામાં આવી છે. તે પછી હિન્દને સ્વરાજ્ય શા માટે મળવું જોઈએ તે માટે ત્રણ બાબતો મીસીસ બેસન્ટે રજુ કરી હતી. સર ઈબ્રાહિમ રહિમતુલ્લા, દિવાન બહાદુર ગોવિન્દ રાઘવ આયર, મીસીસ સરોજિની નેડુ, ધી ઑ. રા. બ. મુધોળકર અને પંડિત મદન મોહન માલવીયના અનુમોદન પછી તાળીઓના કર્ણભેદક ગડગડાટ વચ્ચે ઠરાવ મંજુર કરવામાં આવ્યો હતો. મીસીસ સરોજિની નેડુ પોતાની લાક્ષણિક મોહકતા અને આકર્ષકતાથી બોલ્યાં હતાં, અને પંડિત મદન મોહનના મનોહર મીઠા અવાજમાંથી મીઠાશ કમી થઇ ગયા છતાં તેઓ ઘણી અસરકારક અને ઉત્સાહજનક રીતે બોલ્યા હતા.

ઉપરના અપૂર્વ અને અપરિમેય ઉત્સાહ ઉત્પન્ન કરનાર ઠરાવ પછી ધી ઑ. મિ. બી. મુડલીઆરે જમીનની મહેસુલ વિષે ઠરાવ રજુ કર્યો હતો. રાય બહાદુર હીરાનંદ ખેમસિંગે અને રાવસાહેબ ડી. લક્ષ્મીનારાયણે ત્હેને અનુમોદન આપ્યા પછી તે મંજુર થયો હતો. તે પછી શ્રીયુત મુધોળકરે "ઔદ્યોગિક વિકાસ" વિષેનો ઠરાવ રજુ કર્યો હતો અને ત્હેને મિ. કૃષ્ણરાવે તથા રાય બહાદુર દ્વારકાનાથે અનુમોદન આપ્યા પછી તે મંજુર થયો હતો. રાય બહાદુર દ્વારકાનાથે હિન્દીમાં બહુ રમુજી અને અસરકારક ભાષણ આપ્યું હતું. તે પછી "ઇંગ્લંડમાં રહેનાર હિન્દી વિદ્યાર્થીઓ" વિષેનો ઠરાવ પ્રો. પ્રાંજપે એ રજુ કર્યો હતો, અને ત્હેને ડૉ. જીવરાજ મહેતા તથા મિ. જમનાદાસ મહેતાએ અનુમોદન આપ્યા પછી તે પસાર થયો હતો. તે પછી "બ્રિટિશ કમિટી ઑફ કૉંગ્રેસ" અને "ઇન્ડિઆ," મંત્રીઓની નિમણુક, અને બંધારણમાં ફેરફાર એ ત્રણ વિષેના ઠરાવો પ્રમુખે પોતે રજુ કર્યા હતા અને તે મંજુર થયા હતા. તે પછી પંડિત મદન મોહન માલવીયે આવતે વર્ષે કૉંગ્રેસ લખનૌમાં ભરવાનું આમંત્રણ આપ્યું હતું અને મિ. મઝહરૂલહકે ત્હેને અનુમોદન આપ્યું હતું. ત્યાર બાદ મિ. હોરમસજી વાડીઆએ પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત વિસ્તારથી રજુ કરી હતી અને ત્હેને સર નારાયણરાવે અનુમોદન આપ્યા પછી તે મંજુર થઈ હતી. સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહે ઘણા જ લાગણીભર્યા અને મર્મસ્પર્શી શબ્દોમાં પોતાનો ઉત્તર આપ્યો હતો. ત્હેમણે કહ્યું હતું કે *"Fortunate do I consider myself that I have lived to this day,—never shall I forget it."* મુંબાઇની પ્રશંસા કરતા ત્હેમણે કહ્યું હતું કે *"Bombay set the political fashion, she has been the leader of political thought not only for the last 30 years but for all the time that there has been any political thought in British India. Long live Bombay."* અન્તમા ત્હેમણે ઘણી જ લાગણીથી કહ્યું હતું કે દેશના ખરેખરા શત્રુઓ

ગરીબાઈ, અજ્ઞાન અને રોગ છે અને તે દૂર કરવા ઘણો શ્રમ કરવાની જરૂર છે. હેમણે કહ્યું હતું કે *"Never mind self-government, never mind national militia, run to the rescue of the poor and the weak."* ત્યાર બાદ પ્રમુખે કૉંગ્રેસના ૩૦ મા સંમેલનનું વિસર્જન કર્યું હતું.

## ૨. ધી ઇન્ડિઅન નૅશનલ સોશિઅલ કૉન્ફરન્સ.

લેખક—રા. મનસુખલાલ આત્મારામ માસ્ટર બી. એ., એલએલ. બી.

*"I know opposition, hatred, bitterness have a sincerity of life about them, and if life is one in the main, they must ultimately subserve the ends of life and turn into love. I therefore welcome all methods of reform and all workers in the cause from the old cautious orthodox to the go-ahead heterodox. Every one of them can, according to his lights, help the cause onwards. All that I would insist upon is thorough sincerity. With that stamped upon us, we may go forward each one in his own way."*

**Prof. Karve.**

તા. ૩૦ મી ડીસેમ્બર ૧૯૧૫ ને દિને કૉંગ્રેસના ભવ્ય મંડપમાં પૂનાના વિધવા-આશ્રમના તથા મહિલાવિદ્યાલયના પિતા તથા સ્ત્રીઓની ઉન્નતિ માટે જીવન અર્પણ કરનાર અડગ સુધારક પ્રૉફેસર ધોંડુ કેશવ કર્વેના પ્રમુખપણા હેઠળ ૨૯મી હિન્દી રાષ્ટ્રીય સંસાર-સુધારા પરિષદ્ ભરવામાં આવી હતી. આ દેશની રાજકીય પ્રવૃત્તિઓની માતા કૉંગ્રેસને માટે જનસમાજમાં જે ઉત્સાહ, આદરભાવ, શ્રદ્ધા અને પ્રેમ દૃષ્ટિગોચર થાય છે તેવો ઉત્સાહ, આદરભાવ, શ્રદ્ધા અને પ્રેમ સંસારસુધારાપરિષદ્‌ને માટે જોવામાં આવતાં નથી. આપણું રાજકીય વાતાવરણ આપણા જીવનને કંઈ એવી તો રીતે સ્પર્શે છે કે રાજકીય ક્ષેત્રમાં જન-સમાજમાં જે એકતા જણાય છે તેવી એકતા સંસારસુધારાના ક્ષેત્રમાં દેખાતી નથી. આનાં કારણો ઘણાં છે. એક તો મનુષ્યસ્વભાવ જ એવો છે કે જે ચીલામાં પોતાના જીવનનું ગાડું ગબડતું હોય તેમાંથી તેને બ્હાર કહાડી અન્ય ઇષ્ટ માર્ગ તરફ વાળવાનું મન થતું નથી. વળી પ્રચલિત હાનિકારક રૂઢિઓનાં બન્ધનોને તોડીને આ યુગના ધર્મો પ્રમાણે વર્તવા જેટલા આત્મ-બળ અને કર્તવ્યબુદ્ધિની પ્રતીતિ આપણા જનસમાજમાં બહુ વિરલ છે. સંસારસુધારાપરિષદે અત્યાર સુધી જે કાર્ય કર્યું છે તે માટે હેને અભિનંદન ઘટે છે. પરંતુ જનસમાજની જુદી જુદી ભૂમિકા પર વસતા લોકોની સ્થિતિ સમજી, અવલોકી, તેઓની ઉન્નતિ કેમ કરાય, તેઓની મુશ્કેલીઓ

કેમ દૂર થાય, તથા તેઓના જીવનના ન્હાના મોટા પ્રશ્નોની ગુંચો કેમ ઉકલાય-એવી વિશાલ દૃષ્ટિ અનુસાર સંસારસુધારાપરિષદે જો પોતાના સિદ્ધાન્તો બાંધ્યા હત તથા પોતાનો કાર્યક્રમ રચ્યો હત તો "આ પરિષદ્ હમારી છે" એવી લાગણી જનસમાજના મ્હોટા ભાગને થયા વગર રહેત નહિ. સંસારસુધારાના વિષયમાં વિચારોની પ્રામાણિક ભિન્નતા છે એ વાતનો જોઇએ તેટલો સ્વીકાર પરિષદ્ તરફથી થયો હોય એમ લાગતું નથી, કારણકે પ્રતિવર્ષે જે *Stereotyped* ઠરાવો પસાર કરવામાં આવે છે તથા તેના ઉપર જે લોકો અમુક પ્રકારના જ વિચાર ધરાવતા હોય ત્હેમને જ બોલવાનું નિમન્ત્રણ કરવામાં આવે છે તે પરથી એટલું તો લાગે છે કે શુદ્ધ વિચારવિનિમયની કિંમત આ પરિષદે હજી જોઇએ તેટલી આંકી નથી. તેઓને આ લેખને મથાળે ટાંકેલા પ્રોફેસર કર્વેના અનુભવના ઉદ્‌ગારો ઉપર મનન કરવાની હમે વિનંતિ કરીએ છીએ. સંસારસુધારાના ક્ષેત્રમાં સર્વ કાર્યકર્તાઓને-*old cautious orthodox* થી *go-ahead heterodox*-સુધીના સર્વેને પ્રો. કર્વે સરખી રીતે સ્વાગત કરે છે. માત્ર એક જ બાબત પર તેઓ ભાર દે છે કે તેઓ શુદ્ધ બુદ્ધિથી પ્રેરાયલા હોવા જોઇએ. સંસારસુધારાના કાર્યક્રમમાં આ ઉદાર સમભાવની પદ્ધતિ વધારે ને વધારે દાખલ થયેલી જોવાને કયો પુરૂષ નહિ ઇચ્છે?

સંસારસુધારાપરિષદ્ પ્રતિ જનસમાજની ચિત્તસ્થિતિ સામાન્ય રીતે ઉપર જણાવી તેવી હોય છે, પરન્તુ એ ઘણા આનન્દની વાત છે કે અત્ર ભરાયેલી પરિષદ્‌માં લોકોમાં ઉત્સાહ વધારે જણાતો હતો. પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો મળીને ત્રણથી ચાર હજાર મનુષ્યોએ ત્હેમાં ભાગ લીધો હતો. પરમ સંતોષની બાબત તો એ છે કે લગભગ એક હજાર દક્ષિણી અને ગુજરાતી સન્નારીઓએ પોતાની હાજરીથી પરિષદ્‌ના કાર્યને વધાવી લીધું હતું એટલું જ નહિ, પણ ચાર પાંચ સન્નારીઓએ અસરકારક શૈલીમાં પોતાના વિચારો દર્શાવ્યા હતા. આ દૃષ્ટિએ પરિષદ્‌નું કાર્ય સફળ થયું હતું. એક બીજી બાબત પણ નોંધ કરવા જેવી છે. આ પરિષદ્‌માં સ્ત્રીઓનું સ્વાગત કરવાને સ્ત્રી સ્વયંસેવકો હાજર હતાં. સાર્વજનિક જીવનમાં સંગીન રીતે ભાગ લેવો હોય તો આવી બધી બાબતોમાં પુરૂષોની મદદ વિના સ્વતન્ત્ર કાર્ય કેમ કરવું તે સ્ત્રીઓએ શીખવા જેવું છે.

પ્રમુખનું ભાષણ.

પ્રમુખનું ભાષણ એ પરિષદ્‌ના કાર્યનો આત્મા છે. પ્રોફેસર કર્વે માત્ર બોલનારા નથી, પણ સંગીન કાર્ય કરનારા છે. તેઓની ભાવનાઓ અનુભવ અને વસ્તુસ્થિતિના પાકા પાયા

પર બધાયથી છે. સસારસુધારાના મહાન સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવામાં તેઓએ પોતાનું વકતૃત્વ દાખવ્યુ નથી. એક સાચા દેશસેવકને શોભે તેવી રીતે પોતાના કાર્ય અને અનુભવનો નિષ્કર્ષ તેઓએ પોતાના ભાષણમાં ભર્યો છે. આથી પરિષદ્‌ના પ્રમુખપદ ઉપરથી જે વિશાલ દૃષ્ટિએ જનસમાજની સ્થિતિનું અવલોકન થવુ જોઈએ તેનુ અવલોકન થયું નથી એ સત્ય છે, પણ તેથી કઈ ભાષણની ઉપયોગિતા ઓછી થતી નથી. પ્રોફેસર કર્વેના ભાષણનો મ્હોટો ભાગ સ્ત્રીકેળવણી વિષેનો છે. તેઓ દૃઢતાથી માને છે કે અત્યારે હિન્દુ સમાજની જે મ્હોટામાં મ્હોટી જરૂરીયાત છે તે કેળવણીના પ્રચારની છે. તેઓ માને છે કે જ્યાં સુધી દરેક માણસ, સ્ત્રી અને બાળકને લખતાં અને વાચતાં આવડશે નહિ ત્યાં સુધી આપણા સમાજની જોઈએ તેટલી ઉન્નતિ થવી શકય નથી. સ્ત્રીકેળવણીના સમ્બન્ધમાં બોલતાં સરકારે કેટલો કંગાળ ભાગ ભજવ્યો છે તે સ્પષ્ટ શબ્દોમાં ત્હેમણે જણાવ્યુ હતું.

સ્ત્રીકેળવણી વિષે બોલતાં તેઓએ બે બાબતો પર ખાસ લક્ષ ખેંચ્યુ હતું સ્ત્રીઓની વધારે ને વધારે સંખ્યા કેળવણીનો લાભ કેવી રીતે લઈ શકે તથા સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી? કેળવણીનો પ્રચાર વધારવાને માટે પ્રો૦ કર્વેની એવી સૂચના છે કે છોકરાઓ અને છોકરીઓને પ્રાથમિક કેળવણી એક જ શાળામાં સાથે આપવી માધ્યમિક કેળવણી વિષે પણ તેઓએ એવો મત દર્શાવ્યો હતો કે છોકરાઓની હાઈસ્કુલોમાં છોકરીઓને દાખલ કરવી. આ વિચાર જન-સમાજમાં કેટલે સુધી માન્ય થશે તે વિચારવા જેવી બાબત છે. ઉપરાંત છોકરાઓની શાળાઓ પણ એટલી બધી ભરચક હોય છે કે ત્હેમાં છોકરીઓની સારી સંખ્યાને સ્થાન મળે એવો સભવ નહિ જેવો છે—અને કેળવણી ખાતાના નિયમો એ બાબતમા આશાજનક નથી ઉપરાંત છોકરીઓ અને છોકરાઓના અભ્યાસક્રમમાં જે ફેરફાર રાખવાનું સૂચવે છે તેનો અમલ આવી રીતે છોકરીઓ અને છોકરાઓને સાથે શિખવામાં આવે તો કેવી રીતે થઈ શકે ત્હેની વ્યાવહારિક મુશ્કેલીઓ પ્રો૦ કર્વે જેવા કાર્યકર્તાને કેમ નહિ જણાઈ હોય તે સમજાતુ નથી.

છોકરીઓને કેવા પ્રકારની કેળવણી આપવી તે વિષે પ્રો. કર્વે બે નિયમોનું પ્રતિપાદન કરે છે પ્રથમ બધી કેળવણી માતૃભાષામાં આપવી અને અંગ્રેજી ભાષા ફરજીયાત ભાષા તરીકે શીખવવી બીજો નિયમ એ છે કે આપણી છોકરીઓ ૧૬-૧૭ વર્ષે પરણી જાય છે માટે તેઓને જીવનમાં જે કાર્યો કરવાનાં છે તે ધ્યાનમાં લઈ તેટલા વખતમાં તેઓને વધારેમાં વધારે લાભ કેમ મળે તેવી દૃષ્ટિથી તેઓનો અભ્યાસક્રમ ગોઠવવો જેઓને છોકરાઓ કેળવણી લે છે તેવી કેળવણી લેવી હોય તેઓ ભલે લે, પણ આપણા સસારની સ્થિતિ જોતાં જૅપાનમા જેવી રીતે વર્નાક્યુલર યુનિવર્સિટી કહાડી છે તેવા ધોરણપર આપણી છોકરીઓ અને સ્ત્રીઓની

કેળવણીનાં સાધનો ગોઠવવાં આ બાબત ઘણી અગત્યની છે, પણ સ્થળસંકોચને લીધે વિશેષ અમ્હે લખી શકતા નથી. પ્રો. કર્વેએ જે વિચારો સ્ત્રીકેળવણી વિષે દર્શાવ્યા છે તે બહુ ધ્યાનમાં લેવા જેવા છે

જ્ઞાતિના પ્રશ્ન વિષે બોલતાં તેઓએ જે વિચારો દર્શાવ્યા હતા ત્હેમાંથી એક વિચાર જ્ઞાતિગઢને સર કરવાને તથા તેને જમીનદોસ્ત કરવાને માટે અધીરા બની ગયેલા પણ પ્રામાણિક સુધારકોના ફાયદા માટે ત્હેમના જ શબ્દોમાં ટાંકવા જેવો છે"...*yet the gigantic task of welding different Indian communities into one homogeneous whole, will have to be gradually achieved by sympathetic attitude and social intercourse in ever increasing measure* "

ઠરાવો.

આ વર્ષે ઠરાવોને માટે સબજેક્ટ્સ કમીટી મળી નહિ હતી એ ખરેખર એક ગંભીર દોષ છે તા ૨૯ મી એ સાંજના સંસારસુધારા પ્રતિ સમભાવ દર્શાવનારા મિત્રોની એક સભા પ્રમુખે બોલાવી હતી, પણ ખેદની વાત તો એ છે કે વિચારોની આપલે કરવાને માટે તે સભા નહિ હતી આગળથી તૈયાર કરી રાખેલા ઠરાવો—જેની અંતર્ગત રહેલા સિદ્ધાન્તોમા કે શબ્દોમા ભેગા મળેલા મિત્રોથી કંઈ પણ ફેરફાર નહિ થઈ શકે એવું પ્રમુખનું રૂલિંગ હતુ—પર કોણે બોલવું તે નક્કી કરવાને માટે ! સંસારસુધારાના ક્ષેત્રમાંથી આવી બ્યુરોક્રસી સત્વર દૂર થાય તો સારૂ ! દૂર દેશથી આવેલા પ્રતિનિધિઓ સાથે મળી વિચાર વિનિમય નહિ કરી શકે તો પછી સબજેક્ટસ કમિટી કે એવી બીજી મિત્રોની સભાનો ફાર્સ રાખવાની શી જરૂર છે ? સમસ્ત વિચારનું કામ હમારે બદલે મંત્રીઓ જ કરે તો શી હરકત છે ?

આ વખતના ઠરાવોમાં કેટલેક ઠેકાણે પરસ્પર વિરૂદ્ધતા છે. એક ઠરાવમાં સરકારે સ્ત્રી કેળવણી ઉપર પૂરતુ ધ્યાન નથી આપ્યુ એમ કહ્યુ છે તો બીજી વખતે સરકારે જે કાર્ય કર્યું છે તે માટે સંતોષ દર્શાવ્યો છે ! આ ઠરાવો પર જે ભાષણો થયાં તેમાંથી ત્રણ ચારને બાતલ કરીએ તો હમારે ખેદ સાથે કહેવુ પડશે કે ત્હેમાં ઉંડા અભ્યાસના, પૂરતી માહિતીનાં, પાકા અનુભવના, કે દીર્ઘ દૃષ્ટિનાં તત્ત્વો ભાગ્યે જ દૃષ્ટિગોચર થતાં હતા. ઠરાવ એક હોય અને ભાષણ કંઈ બીજી જ બાબત પર હોય ! સંસારસુધારાના પ્લેટફૉર્મ પરથી બોલવાને અભ્યાસની જરૂર નથી ! અભ્યાસ, માહિતી, અનુભવ અને વિચાર આ ચારે વસ્તુઓના પટથી જ્યાં સુધી વકતાઓના ભાષણો રંગાશે નહિ ત્યાં સુધી તેઓના ભાષણોનું જીવન તાળીઓના નાદથી વધારે લખાશે નહિ

# ગ્રન્થસ્વીકાર.

૧. ચિત્રાંગદા—( શ્રી રવીન્દ્રનાથ ઠાકુર કૃત 'ચીત્રાંગદા'નુ ગુજરાતી ભાષાંતર, મૂળ બંગાળી ઉપરથી ) ભાષાન્તરકાર, રા. મહાદેવ હરિભાઈ દેસાઈ, બી. એ. એલ એલ. બી. અને રા. નરહરિ દ્વારકાદાસ પરીખ, બી એ. એલ એલ. બી અમદાવાદ. પૃષ્ઠ ૭૦. મૂલ્ય રૂ૦-૮-૦

૨. વનિતા વિનોદ—( શ્રી ઉપયોગી સટીક સાહિત્યસંગ્રહ ) સયોજક, રા. ઉમેદરામ જદુરામ સ્માર્ત, સુરત પૃષ્ઠ ૪૭૧ મૂલ્ય રૂ૦ ૧-૪-૦

૩. આત્મવૃત્ત—( પોતાના જીવનનુ આત્મવૃત્તાન્ત, મરાઠીમાં. ) કર્તા—ડૉ. ધોંડો કેશવ કર્વે, પ્રકાશકઃ—મનોરંજન પ્રેસ, મુંબાઈ, પૃષ્ઠ ૫૫૮. મૂલ્ય રૂ૦ ૧-૮-૦.

૪. રાસમન્દિર—( કાવ્યસંગ્રહ. ) કર્તા—રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા મુંબાઈ. પૃષ્ઠ ૭૮ મૂલ્ય રૂ૦-૮-૦

૫. રામાયણનો રસાત્મક સાર—( પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદનો ઈનામી નિબંધ ) કર્તા—રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ. મુંબાઈ પૃષ્ઠ ૪૬ મૂલ્ય રૂ૦-૪-૦.

૬. રજની—( બંકીમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત રજનીનું ગુજરાતી ભાષાંતર, મૂળ બગાળી ઉપરથી — ) ભાષાન્તર કર્તા, રા. મોહનલાલ મકનદાસ મહેતા અને રા. ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ કરનાર, મંત્રિ પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, પૃષ્ઠ, ૧૬૧. મૂલ્ય રૂ૦-૧૨-૦

૭. શ્રીમદ્ રાયચંદનું રાજપદ—સંશોધક, રા. મનસુખલાલ રેવજીભાઈ મહેતા મુંબાઈ, પૃષ્ઠ, ૧૧૬

૮. કર્તવ્ય-કૌમુદી —( પ્રથમ ગ્રન્થ, ખંડ ૧-૨-૩ ) કર્તા, પંડિત મુનિરાજ શ્રી રત્નચન્દ્રજી વિવેચક તથા પ્રકાશક, રા. ચુનિલાલ વર્ધમાન શાહ, અમદાવાદ, પૃષ્ઠ, ૪૧૯ મૂલ્ય રૂ૦-૮-૦

---




પુસ્તક ૨૧ મું. ] ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૨૬. [ અંક ૨.

# હિંદનું રાજકીય સાધ્ય.

"અલબત, 'બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય એ કૉંગ્રેસનું અન્તિમ સાધ્ય છે' એ નિવેદન કૉંગ્રેસે સ્વીકારેલા કાયદેસર સિદ્ધાન્તને અનુસરતું છે."

ધી. ઑ. મિ. દીનશા એદલજી વાચ્છા.

"દરેક પ્રમાણિક અને નિષ્પક્ષપાતી વિચારકને સ્પષ્ટ રીતે જણાવું જ જોઈએ કે કૉંગ્રેસે સ્વીકારેલું સાધ્ય જ્યાં સુધી પ્રથમ હૃદયનો અને પછી બુદ્ધિનો આદર નહિ પામે ત્યાં સુધી જાગૃત થતા હિન્દના આત્માની વ્યથાના ધબકારા સરકારના કે કૉંગ્રેસના હુકમથી શાન્ત પડવાના નથી. મ્હને લાગે છે કે સ્વરાજ્યના જે મતોધારક સ્વરૂપને માટે હિન્દનું હૃદય તલસે છે તે પ્રેસીડેન્ટ લિન્કને સંક્ષેપમાં નીચેના શબ્દોમાં વર્ણવેલા સ્વરૂપથી સ્હેજ પણ ન્યૂન નથી 'લોકો ઉપર લોકોના હિતને માટે લોકોનું રાજ્ય.'

સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહ.

"બેશક, એક નિમિષ માત્રમાં કોઈ અદ્ભુત પ્રક્રિયાથી હિન્દ ફરી જશે એવી આશા આપણે રાખી શકીએ નહિ, પરન્તુ આપણે એવી આશા રાખીએ છીએ કે એક નવી રાજ્યનીતિનો આરંભ થશે કે જેને અન્તે આપણને સ્વરાજ્ય મળશે અને આપણને જીવંત પ્રજાની પ્રતિષ્ઠા અને સત્તા મળશે."

મિ. મઝુર-ઉલ-હક.

# કૉંગ્રેસનો સ્વરાજ્ય વિષેનો ઠરાવ.

લેખક :—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

મુંબાઈમાં ભરાયેલી ત્રીસમી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસના કાર્યમાં વધારેમા વધારે અગત્યનો ઠરાવ જો કોઈ હોય તો તે સ્વરાજ્ય વિષેનો ઠરાવ હતો. મિસિસ ઍની બેસન્ટે આ ઠરાવને અનુમોદન આપતાં બહુ જ યોગ્યતાથી કહ્યુ હતું કે "પોતાની ત્રીસ વર્ષની ઉજ્વલ કારકીર્દીમા કૉંગ્રેસે જે ઠરાવો મંજુર કર્યા છે ત્હેમા કદાચિત્ આ સ્વરાજ્યનો ઠરાવ વધારેમા વધારે અગત્યનો છે." આ ઠરાવને આટલી બધી અગત્ય મળવાના સંયોગો જરા ધ્યાનમા લેવા જેવા છે. જ્યારથી લડાઈ જાગી ત્યારથી એવી માન્યતા સબલ રૂપમા પ્રચલિત થઈ છે કે લડાઈને અન્તે બ્રિટિશ સામ્રાજ્યની પુનર્વ્યવસ્થા થવી જ જોઈએ. એ પુનર્વ્યવસ્થા પ્રસંગે સામ્રાજ્યનાં સર્વ અંશો પોતાની જરૂરિયાતો બરાબર રીતે રજુ કરી શકે તે માટે જરૂરનું છે કે તે સમ્બન્ધી અત્યારથી વિચાર અને ચર્ચા શરૂ થાય. સંસ્થાનોએ એવી ચર્ચા શરૂ કરી દીધી છે અને જવાબદાર બ્રિટિશ રાજપુરૂષોએ તે સમ્બન્ધમાં આશાજનક ઉદ્ગારો કાઢવા માંડ્યા છે. આવી સ્થિતિમા હિન્દે પણ પોતાની જરૂરિયાતો વિષે વિચાર અને ચર્ચા શરૂ કરવાં જોઈએ, જેથી તે ખરે પ્રસંગે તૈયાર ન હોય એમ ના બને. પરિણામે, સ્વાભાવિક રીતે કેટલાક વખત થયાં એ "હિન્દની રાજકીય જરૂરિયાતો" વિષે આપણા દેશમાં વિચાર અને ચર્ચા વેગભરી રીતે ચાલે છે આ બીનાને લોકોની દૃષ્ટિ સમક્ષ ધ્યાન ખેંચે એવા રૂપમા મૂકવાનું માન પ્રધાનપણે મિસિસ ઍની બેસન્ટને ઘટે છે, અને એમ કહેવુ એ કોઈ રીતે વધારે પડતું નથી કે ગત વર્ષમાં હિન્દના રાજકીય સાધ્ય તરીકે સ્વરાજ્યની ચર્ચાએ વિચારશીલ રાજપુરૂષોના મનમાં જે અગત્યનું સ્થાન ભોગવ્યું છે તે મુખ્યાંશે મિસિસ બેસન્ટના અસ્ખલિત અને ચેતનભર્યા આન્દોલનનુ પરિણામ છે. ત્હેમના વિચારને સંપૂર્ણ રીતે મળતા હોવુ કે ન હોવુ એ જુદી બાબત છે, પરન્તુ જો લોકશાસનના સિદ્ધાન્તોને અનુસરીને કાર્ય કરવુ હોય તો લોકમત કેળવવો જોઈએ, અને લોકમત કેળવવા માટે વર્તમાનપત્રો દ્વારા તેમ જ વ્યાખ્યાનો દ્વારા અસ્ખલિત અને ચેતનભર્યાં આન્દોલનની અતિશય અગત્ય છે એ સ્પષ્ટ છે. "બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દી સ્વરાજ્ય" એ ભાવનાથી—એ હિન્દના રાજકીય સાધ્યથી—હિન્દના સમસ્ત લોકોને પરિચિત કરવા માટે મિસિસ બેસન્ટે વર્તમાનપત્રોદ્વારા તથા વ્યાખ્યાનોદ્વારા અવિરત આન્દોલન આરમ્ભ્યુ હતુ એટલુ જ

નહિ, પરન્તુ જ્યાં સુધી સ્વરાજ્યની સિદ્ધિ થાય ત્યાં સુધી અસ્ખલિત આન્દોલન જગવવા માટે "હોમ રૂલ-લીગ" અર્થાત્ 'સ્વરાજ્ય સમિતિ'ની સ્થાપના કરવી જોઈએ એમ પોતાનો મત જાહેર કરી તે માટે હેમણે પુષ્કળ પ્રયાસ કર્યો હતો. દેશમાં કોંગ્રેસ અને મોસ્લેમ લીગ જેવી વિદ્યમાન પ્રતિષ્ઠિત રાજકીય સંસ્થાઓથી સ્વતન્ત્ર નહિ, પરન્તુ હેમને અંગે એ સંસ્થા સ્થાપવી એવો મિસિસ બેસન્ટનો અભિપ્રાય હતો. "હોમરૂલ-લીગ"ના સમ્બન્ધમાં દેશના રાજપુરૂષોમાં બે મત હતા. એક મત એવો હતો કે એવી નવી સંસ્થાથી વધારે ગુંચવારો ઉભો થશે માટે એવી નવી સંસ્થાની જરૂર નથી. બીજો મત એવો હતો કે એવી સંસ્થા સિવાય સ્વરાજ્યના સમ્બન્ધમાં તેમ બીજી રાજકીય અપેક્ષાઓના સમ્બન્ધમાં લોકોમાં જે પ્રસાર અને જાગૃતિ થવાં જોઈએ તે થશે નહિ. મુંબાઈના ઘણાખરા આગેવાનો પ્રથમ મતના હતા, અને મિસિસ બેસન્ટે શરૂ કરેલી પ્રવૃત્તિ તરફ વિરોધનું વલણ હેમણે સ્વીકાર્યું હતું આવી સ્થિતિમાં કોંગ્રેસ શું કરે છે તે જાણવા સ્વાભાવિકરીતે આખા દેશમાં ઉત્કટ ઉત્કંઠા હતી, અને હેને લીધે સ્વરાજ્ય વિષેના ઠરાવને કોંગ્રેસના આ સમયના કાર્યમાં અદ્વિતીય અગત્ય મળી હતી. આવા અગત્યના ઠરાવની અગત્યમાં વૃદ્ધિ કરે એવી બીજી બાબત એ હતી કે દેશના કેટલા વક્તાઓ આ ઠરાવ વિષે બોલવાના હતા. શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજી, મિસિસ એની બેસન્ટ, પંડિત મદન મોહન માલવીય, શ્રીમતી સરોજીની નૈડુ: આવા વક્તાઓની એકત્રતા સ્વયમેવ વિષયને આકર્ષક બનાવેલો જ્યાં વિષય પોતે જ અદ્વિતીય અગત્યનો હોય ત્યાં વાત જ શી કરવી?

કોંગ્રેસે સ્વરાજ્ય વિષે જે ઠરાવ સ્વીકાર્યો છે તે નીચે પ્રમાણે છે:—

આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે હેના બંધારણની ૧ લી કલમ અનુસાર સ્વરાજ્યની સિદ્ધિની દિશામાં વધારે અને સંગીન સુધારા કરવાનો સમય આવી પહોંચ્યો છે, અને રાજ્યવહીવટની પદ્ધતિ એવી રીતે સુધરે અને ઉદાર બને કે જેથી નીચે બતાવેલાં તથા તેવાં બીજાં સાધનોથી લોકોને રાજ્યવહીવટ ઉપર ખરેખરી અને અસરકારક સત્તા મળે.

(૧) આર્થિક સ્વાતન્ત્ર્યનો જેમાં સમાવેશ થાય તેવા પ્રાન્તિક સ્વાતન્ત્ર્યની સ્થાપના.
(૨) ધારાસભાઓના એવો સુધારો અને વિકાસ કે જેથી લોકોના સર્વ વિભાગોને ખરૂ અને પૂરતું પ્રતિનિધિત્વ મળે અને જેથી કારોબારી ખાતાનાં કાર્યો ઉપર અસરકારક અંકુશ મળે.
(૩) હાલની કારોબારી સભાઓની પુનર્વ્યવસ્થા અને જે પ્રાન્તોમાં કારોબારી સભાઓ ન હોય ત્યાં હેમની સ્થાપના

કેદાન કાળ્ય રૂ. ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

આજ પ્રમાણે હિન્દનાં તીર્થોનું વર્ણન છે. રાજકીય બન્ધનો, સામાજિક રીતરીવાજો, ભાષા વગેરેથી જુદા પડેલા પ્રાન્તોથી મનુષ્યના મન ઉપર જે સાંકડી અસર થાય તેમાંથી આ શ્લોક પણ મનને મુક્ત કરે છે.

अयोध्या मथुरा माया काशी कांची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तैते मोक्षदायिकाः ॥

હિન્દના આ તીર્થ પ્રત્યેક ભાવિક હિન્દુને અતિપવિત્ર છે, અને જીવનમાં તે સર્વનાં દર્શન કરવાં એ એનો ઊંડો અભિલાષ છે. આવાં અનેક પ્રમાણો મળી આવે છે. શ્રીશંકરાચાર્યે મુખ્ય યાત્રાનાં જે ચાર સ્થળ ગણાવ્યાં છે તે હિન્દને ચારે ખૂણે છે, ઉત્તરે બદરી કેદારનાથ, દક્ષિણે રામેશ્વર, પૂર્વમાં જગન્નાથ અને પશ્ચિમમાં દ્વારકા શ્રીશંકરાચાર્યે, વળી, હિન્દના ચાર ખૂણામાં ચાર મઠ પણ સ્થાપ્યા છે, ઉત્તરમાં જ્યોતિર્મઠ, પશ્ચિમમાં શારદામઠ, દક્ષિણમાં શૃંગેરિમઠ અને પૂર્વમાં ગોવર્ધનમઠ આ ચાર મઠ જાણે કે શંકરદિગ્વિજયમાં ચાર સ્તંભ હોયને, આખા હિન્દની ઉપર શંકરાચાર્યે જે આધ્યાત્મિક સામ્રાજ્ય ફેલાવ્યું હતું ત્હેની આ ચાર રાજ્યધાની હોયને, એમ મશહૂર છે. તેવી જ રીતિએ ચાર દિશામાં ચાર તીર્થ માનવામાં આવ્યાં છે, પૂર્વમાં શ્વેતગંગા, દક્ષિણમાં ધનુસ્તીર્થ, પશ્ચિમમાં ગોમતીકુંડ અને ઉત્તરમાં તપ્તકુંડ તે જ પ્રમાણે ચાર સરોવરતીર્થ પંપા, બિન્દુ, નારાયણ અને માનસ સરોવરો દક્ષિણે પૂર્વે પશ્ચિમે અને ઉત્તરે ક્રમશઃ મનાયલા છે, જ્યાં ન્હાવાને હજી પણ લાખ્ખો શ્રદ્ધાળુ હિન્દુઓ અભિલાષ રાખે છે તેવા જ ચાર ક્ષેત્રો, મુક્તિ, વરાહ, હરિહર અને કુરુક્ષેત્ર છે.

નીચેનું દ્વાદશજ્યોતિર્લિંગનું સ્તોત્ર જે ભાવિક હિન્દુઓને પ્રિય છે તે પણ આખા હિન્દમાં આવેલા મ્હોટામાં મ્હોટા શિવાલયોનું વર્ણન કરે છે.

सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोंकारममरेश्वरे ॥
केदारं हिमवत्पृष्ठे डाकिन्यां भीमशंकरम् ।
वाराणस्यां च विश्वेशं त्र्यम्बकं गौतमीतटे ॥
वैद्यनाथं चिताभूमौ नागेशं द्वारकावने ।
सेतुबन्धे तु रामेशं घुश्मेशं च शिवालये ॥
एतानि ज्योतिर्लिङ्गानि सायं प्रातः पठेन्नरः ।
सप्तजन्मकृतं पापं स्मरणेन विनश्यति ॥

આમાંનું સૌરાષ્ટ્ર ગુજરાતમાં છે, તો શ્રીશૈલ દક્ષિણમાં મદુરાની સમીપ છે, ઉજ્જયિની

મધ્ય હિન્દમાં અમરેશ્વર છે, નર્મદાતટ ઉપર પ્રાચીન નગર માહિષ્મતીની પાસે છે, હિમવત્ તે તો હિમાલય અને ડાકિની ક્યાં છે, તે પત્તો મળતો નથી, વારાણસી એ કાશી અને ગોમતી ગોદાવરી છે, સેતુબન્ધ છેક દક્ષિણમા અને ચિતાભૂમિ તથા શિવાલય બરોબર સમજાતા નથી *

તેવી જ જાતનું મુખ્ય વિષ્ણુ મન્દિરોની પ્રશંસાનું સ્તોત્ર પણ છે, જેના ત્રીસ કરતાં પણ વધારે શ્લોક છે, જે વિષ્ણુભકતોને એમાંથી થોડાક અહીં આપીએ.

नारायण बदर्याख्ये नैमिशे हरिमव्ययम् ।
शालग्रामे हरिक्षेत्रे अयोध्याया रघूत्तमम् ॥
मथुराया बालकृष्ण मायाया मधुसूदनम् ।
काश्या तु भोगशयनमवन्त्यामवनीपतिम् ॥

અન્તમાં　　*　　*　　*

एतानि विष्णो स्थानानि पूजितानि महात्मभि ॥
सौराष्ट्रदेशे विशदेऽतिरम्ये ज्योतिर्मय चन्द्रकलावतसम् ।
भक्तिप्रदानाय कृपावतीर्णं त सोमनाथ शरण प्रपद्ये ॥

*　　*

सानन्दमानन्दवने वसन्तमानन्दकन्द हतपापवृन्दम् ।
वाराणसीनाथमनाथनाथ श्रीविश्वनाथ शरण प्रपद्ये ॥

ઇત્યાદિ.　　—ડો.

આવાં મ્હોટા ઉદાહરણોમાથી એક વધારે રજુ કરીએ સતીની કથામાં મહાદેવજીને થયેલા અપમાનથી દુ:ખી થઈને સતી પ્રાણ ત્યાગે છે અને તે પછી સતીના પવિત્ર દેહના ટુકડાઓ બાવન જગ્યાઓમાં પડે છે, એ આખ્યાનનો ભાવાર્થ કોણ નહિ સમજે ? " અને એની એક આંગળી કલકત્તામાં પડી અને ત્યા હજી પણ કાલિઘાટ છે. અને જીભ ઉત્તરપંજાબમા કાંગરાના જ્વાલામુખીમાં પડી અને આજ સુધી પણ ત્યાંની જમીનમાંથી જ્વાલામુખી અગ્નિ ફાટી નીકળે છે. અને ડાબો હાથ વારાણસીમાં પડ્યો જે હમેશને માટે અન્નપૂર્ણ છે " ( દેવી-ગીતામાંથી આ સમ્બન્ધી વિશેષ માહિતી મળશે )

આ સિવાય આવા સેંકડો બીજા ફકરાઓ, જેઓએ હિન્દની પ્રજાના હૃદયમાં રોજ કર-

* પ્રો શુકરાજીએ આ સ્તોત્ર આપ્યુ છે તેમા અને આપણા તરફ જે મિલાય છે તેમા કાઇક શાબ્દિક ભેદ સિવાય બીજો ભેદ નથી આપણે દ્વાદશજ્યોતિર્લિંગનુ બીજું પણ સ્તોત્ર ઓળીએ છીએ, જે વિશેષ લાગુ હોવાથી ઓછો પ્રચાર પામ્યું હશે, પણ લખાવટમાં તથા સાંભળવામાં વિ-શક વિશેષ રમણીય છે

વાની પ્રાર્થના તરીકે આશ્ચર્યજનક સ્થાન લીધુ છે, તેઓ શુ પ્રકટ કરે છે? માતૃભૂમિ તરફની તીવ્ર લાગણીઃ એવી તીવ્ર કે જગતમાં બીજે કોઈ સ્થળે એની સમાન નહિ મળે. એની સાથે એ પણ યાદ રાખવાનુ છે કે આ બધી દૂર દૂરની પવિત્ર જગ્યાઓ ગણાવતાં જેમ પ્રાન્તિક સીમાડાઓ ને સંકોચો જરા દૃષ્ટિએ પણ પડતા નથી, તેમ તેઓમાની એક પણ જગ્યા હિન્દની બહાર નથી, પણ સર્વે હિન્દની અંદર જ સમાયલી છે.

**સ્વદેશભક્તિના પ્રાચીન ઉદ્‌ગારો.**

૭ ખરે, માતૃભૂમિ તરફની આ જોસભરી લાગણી આખા સંસ્કૃત સાહિત્યમાં વ્યાપી રહી છે એના થોડાક જ નમૂના બસ થશે. અથર્વવેદમાં "नानावीर्या ओषधीर्या बिभर्ति." (૧૨. ૨) કરીને જ્યાં વીર્યવાળાં ને ધાર્મિક સન્તાનો છે, જ્યાં શૌર્ય અને સાહસ, વ્યાપાર અને ઉદ્યોગ, વિદ્યા અને કલા, સદ્‌ગુણ અને મહત્તા, અસંખ્ય ઓષધિઓ અને વનસ્પતિ વગેરે છે, એવી જન્મભૂમિનુ કીર્તન કર્યુ છે આ સિવાય અથર્વવેદમા તો પુષ્કળ વચનો સ્વદેશભક્તિનાં મળી આવે છે. મનુસ્મૃતિ કહે છે (૨. ૧૭) કે "तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते।" "આ તો દેવે નિર્મેલો પ્રદેશ છે–*The Chosen Land*–ત્હેને બ્રહ્માવર્ત કહે છે" વિષ્ણુપુરાણમા તો દેવતાઓની પાસે પણ અદેખાઈ કરાવી છે

गायन्ति देवाः किल गीतकानि
धन्यास्तु ते भारतभूमि भागे ।
स्वर्गापवर्गास्पद मार्गभूते
भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥ २. ३ २४

આ સર્વે ભાવોદ્‌ગારની પરાકાષ્ઠા આપણા રાષ્ટ્રીય મંત્રમાં આવીને રહી છે કે

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

"જનની અને જન્મભૂમિ બન્ને સ્વર્ગ કરતા પણ વધારે ઉચ્ચ છે"

**યાત્રાની સંસ્થા: એણે શી અસર કરી હશે?**

૮. સ્વદેશ પ્રેમની આ જ પ્રબળ લાગણીએ આખા ભરતખંડની સપાટી ઉપર તીર્થોની એવી જાળ રચી છે કે જે બીજા સર્વ દેશોનાથી હિન્દને જુદો પાડે છે યાત્રાની સંસ્થા એ દેશપ્રેમનો જ આવિર્ભાવ છે. માતૃભૂમિની પૂજાનો તે એવો પ્રકાર છે કે તે વડે ધાર્મિક ભાવો દૃઢ થાય છે, અને ભૌગોલિક ભાન વિશાળ થાય છે. ધાર્મિક પવિત્રતા અને પુણ્યની ભાવનાની પછવાડે તે તે સ્થળોના સૌન્દર્યનું, કલાનું અને દેખાવોનું આવેશભર્યું સમાન રહેલું છે, ઉત્તરનુ કાશી અને

દક્ષિણનું કાંચી આટલાં લોકપ્રિય થયાં ત્હેના કારણોમાં તેઓના મન્દિરો, શિલ્પી કારીગીરી અને સાધુસન્ત તથા વિદ્વાનોના સમાગમ એ પણ છે. જગન્નાથની વિખ્યાતિનાં કારણોમાં સમુદ્રની સંનિધિને લીધે એનું ઉત્કટ સૌન્દર્ય, અને પ્રાચીન કાલમાં તે પૂર્વના દેશો સાથે વેપાર ચલાવવાનું બન્દર હતું ત્હેને લીધે એ તીર્થમાં હજી પણ જે ખાવાપીવાની તથા નાતજાતની સમાનતા છે, એ બન્ને કારણો પણ લેખવાં પડશે. તીર્થરાજ પ્રયાગની પવિત્રતા તો બે બળવાન નદીઓના સંગમમાંથી જ ઉત્પન્ન થઈ છે. હિમાલયની સનાતન રમણીયતાએ તો રાષ્ટ્રીય કલ્પનાશક્તિને જાણે બદીવાન જ કરી લીધી છે, અને સાધુઓના આશ્રમ તરીકે અનન્તકોટિ યાત્રાળુઓને તે સદૈવ આકર્ષે છે ખરે, હિન્દુઓની યાત્રાઓ તે હમેશાં ધવલ શિખરવાળા પર્વત તરફ, નારીએળીથી ઘેરાયલા સમુદ્રકિનારા અથવા સમુદ્રદ્વિપ તરફ, અથવા લગભગ અભેદ્ય જગલો અને ટેકરીઓની તળેટીઓ તરફ હોય છે જ્યાં મનુષ્યના જમાનાઓ પણ અસર કરી શકતા નથી અને કુદરત પોતે પોતાનો જીવનદાયક શીળો પ્રભાવ અજમાવવા સ્વતંત્ર રહી છે.

આવી રીતે સ્થળસૌન્દર્યને હિન્દુ પૂજે છે, જે રીત પશ્ચિમવાસીઓને તદ્દન અજાણી છે સૌન્દર્યનું સ્થળ એ એને મન ભેગાં મળીને કે એકલા મઝા મારવાનું કે ગમન ઉરાડવાનું સ્થાન નથી એ આત્મસંયમનું સ્થળ છે, કુદરતમાંથી કુદરતના પ્રભુ તરફ મનને દોરી જાય એવા એકાન્ત ચિન્તનનું સ્થળ છે. ખરેખાત, જો નાયગરાના ધોધવાઓ અમેરિકાને બદલે ગંગાજીની સમીપ હોત તો એની કદર આપણી મનુષ્યજાતિએ કેવી જુદી રીતે કરી હોત ! "પિકનિક" અને વિલાસપ્રવાસોને બદલે ભક્તોના ટોળાનું ને હમેશનું તીર્થ થાત. "પાર્કને" બદલે આશ્રમો, હોટેલોને બદલે મન્દિરો, અતિશય ભભકાને બદલે સાદી તપશ્ચર્યા, મનુષ્યના ઉપયોગને ખાતર એની પ્રબલ શક્તિ એને યાંત્રિક દાસ બનાવવાની અભિલાષાને બદલે આત્માના જીવનને બળવાન કરવાને શરીરથી તથા બાહ્ય સંસારથી સંપૂર્ણ વિરક્તિ !

યાત્રાઓએ આપણી પ્રજાના ઉપર જે બલવાન અસર કરી છે ત્હેની કોઈથી ના પાડી શકાય એમ નથી હિન્દ એ ભૂગોળના છૂટા છૂટા ટૂકડાઓનો સંગ્રહ નથી, પણ એક જ આખો મ્હોટો દેશ છે અને એક જ પ્રબલ ચેતનના ધબકારાથી જીવે છે, એ વિચાર લોકોના મગજમાં ઉભો કરવાને તથા ઠસાવવાને આ યાત્રાની સંસ્થાએ ઘણું કર્યું છે. યાત્રા એ ધાર્મિક આદેશ હોવાથી, યાત્રાઓ એ તો આપણી રાષ્ટ્રીય ટેવ થઈ ગઈ છે. શું જુવાન કે શું વૃદ્ધ, શું ગરીબ કે શું તવંગર, શું સ્ત્રી કે શું પુરૂષ, સર્વમાં તે ટેવ સેંકડો વર્ષો ઉતરી છે, અને રેલ્વે વગેરે નહિ હોવાથી આ યાત્રાઓ કરતી વેળાએ દેશનું વધારે બારીક અવલોકન તથા જ્ઞાન તેઓને મળી

શકતુ જે કાળમાં અર્વાચીન રેલ્વે વગેરેનાં સાધનો એક સ્થળથી બીજે સ્થળે લોકોને આવવા જવા માટે તથા અરસ્પરસ હળતમળત લેવડદેવડ વગેરેને માટે ન્હોતાં, ત્યારે આ યાત્રાની રસ્થાએ જ આ સર્વ હીલચાલને જીવતી રાખી હતી અને પોતાના મહાન દેશ તરફ એકતાની લાગણી થવામાં જે પ્રાન્તિક સાંકડા ભેદો નડે તેવા ભેદસારોને વધવા દીધા ન્હોતા.

આવા તીર્થો હિન્દમાં બધાં મળીને કેટલાં છે તે ગણવું મુશ્કેલ છે ઉભરાતી ધર્મવૃત્તિએ અસખ્ય તીર્થો હિન્દમાં સ્થાપ્યાં છે. ગરુડપુરાણમાં હિમાલયથી કન્યાકુમારી સુધીનાં તીર્થોની યાદી તેમ જ મુખ્ય તીર્થોની ન્હાની નોંધ છે.

सर्वं तिर्थानि वक्ष्यामि गगातीर्थोत्तमोत्तमा ।
सर्वत्रसुलभा गगा त्रिषु स्थानेषु दुर्लभा ॥
हरिद्वारे प्रयागे च गगा सागरसंगमे । इत्यादि.

મહાભારતના વનપર્વમાં પણ એકવાર નારદે અને બીજીવાર ધૌમ્યે સર્વ તીર્થો સારી રીતે ગણાવ્યાં છે. પીઠસ્થાન કહેવાય છે તેમાં પણ બીજી યાદીઓ છે. તત્રચૂડામણિમાંપર, દેવીભાગવતમાં ૧૦૮ વગેરે છે

### બુદ્ધ સ્મારકો ઈત્યાદિ શું પ્રકટ કરે છે?

૯ તીર્થોની આ ગુથણીની સાથે જ બુદ્ધ તથા જૈન ધર્મોએ સખ્યાબધ જે સ્મારકોથી હિન્દને વિભૂષિત કર્યો છે અને જેમના પ્રભાવવડે લાખો મનુષ્યોના ભૌગોલિક ખ્યાલોની ઉપર અસર કરી છે તે સ્મારકો પણ આપણે લક્ષમાં રાખવા જોઈએ. હિન્દુઓને જે તીર્થયાત્રા છે તે જ બુદ્ધધર્મીઓને આ સ્મારકો તથા પ્રાચીન અવશેષોનું પૂજન છે હિન્દુઓએ જેમ તીર્થ કર્યાં તેમ બુદ્ધધર્મીઓએ દેશના અલંકારરૂપ સ્તૂપ, વિહાર, ચૈત્ય આદિ સ્થાપ્યાં, અને શિલ્પકળાની અદ્ભુત સામગ્રી એમાં અર્પણ કરી દલ્હી સાંચી વગેરેના સ્તભો-લાટો, બીહાર નાસિક અજન્ટા એલોરા કાર્લા વગેરેની વિહાર તથા ચૈત્ય ગુફાઓ, સારનાથ સાંચી અમરાવતી આદિના સ્તૂપો, મથુરા ગયા વગેરેની કમાનો તથા પથ્થરના કઠેરાઓ, અને તે ઉપરાંતના પુષ્કળ ગાંધાર મઠો-એ સર્વ સચોટ રીતે સાબિત કરે છે કે એક જ કલાની પ્રેરણા, એક જ ધાર્મિક વિચાર, હિન્દના આખા ક્ષેત્રમાં ફરી વળ્યો હતો, અને દૂર દૂરના પ્રદેશોની વચ્ચે પણ એકતાના ભાવનો નિરન્તર સચાર કરાવવા સમર્થ હતો.

અપૂર્ણ

---

# મુમ્બાઈના મહેમાન.

લેખક —શા. લલિત.

( વસન્તતિલકા )

૧

મુમ્બાઈને વળી, મહાલય, પ્રાણ ! આવ્યાં—
આમંત્રણે સ્વજનને, હૃદયે-મ્હલાવ્યાં !
આનન્દ મંગલ પ્રસંગ રચી રચીને—
આરાધતાં પ્રિયજનો પ્રણયે લચીને !
સ્નેહીજનો પ્રભુવિભૂતિ અહા ! પ્રકાશે,
લાલિત્યને કિરણ નૃત્ય કરે વિલાસે.
સંસારને સરલ, સ્વર્ગ જ દિવ્યતા છેઃ
ને દેવ તો સખિ ! મનુષ્ય જ હો વિરાજે !
આવ્યા સખિ ! બહુક બેલડીને લઈ ને—
મુમ્બાઈની મનહારી નગરી મહીં, એ,
જો તો અહા ! જીવન આંતરનું જ હેતુ—
ઉલ્લાસ ઉજ્જ્વલ, સદા અભયે ભરેલું !

૨

આ સંતકુંજઃ સખિ ! એ ગૃહતીર્થઃ સાનાં—
પ્રભાકરૂપ પ્રકટે પ્રભુ, નેત્ર ન્હાનાં !
સૃષ્ટિ સુહાય સખિ ! ધન્યચરિત્ર યોગ,
પ્રીતિ પરસ્પર રચે પરમાત્મયોગ !
જો રેલતી જ રસછોળ સમુદ્રતીરે,
તે આમતેમ રમણીય જ દૂર દૂરેઃ
આતિથ્યથી સ્વજન આશ્રમ જો વધાવે,
વિશ્રામશાંતિ, બલ વેગ ઉરે વધારેઃ

ત્યાં વાલુકેશ્વર, તટીપટ મંદિનીનો—
ચૈતન્ય સ્નેહભર એક ઝગે : સખિ ! જો !
ભક્તો ઝૂરે ભજનકીર્તન એ પ્રભુને :
તે પ્રાણ ! એ જ રસવૈભવ આપણો યે !

૩

જો સિંહભૂમિ, સખિ ! હિન્દ સુરાષ્ટ્ર છે હો !
ને ભારતી પ્રભુ પ્રજાજન કેસરિયો—
ગર્જે, ગિરિપવન, સાગર સંગ આજે.
સંવાદ સ્નેહીજનને, પ્રભુ તાજ રાજે !
એ બંસી, પ્રાણ ! અધૂરી મધુરી જ વાજે—
ને જો ! ઉરેઉર ધૂમે જ ધીરી ત્વરાએ :
એકાકૃતિ, પરમજ્યોતિજ્વલત નાચે :
અન્યોન્ય, આત્મ, પરમાત્મ કલા પીછાને !
સંગીત, બાન્ધવ—સુરાવલિનું જ જામો !
એ સાંભળી, જગતજંગ વિરામ પામો
આ ભારતીય ઉરભવ્ય સુભાવ છાજે :
મુમ્બાઈને ધ્વજપટે પ્રભુ ! એ સુહાજે !!

સંતકુંજ, આનન્દભુવન
તા. ૨-૧-૧૬

# મંદાકિની.

લેખક:—રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.

"તું મ્હારો સ્વીકાર કરીશ? ત્હારા કલહંસના કલરવ જેવા મધુર સ્વરથી—ત્હારા મૃદુ કૂજિતથી હું તને વ્હાલો છું,—એવા એ શયન શબ્દો સંભળાવી મ્હારી કર્ણેન્દ્રિને જ નહિ પણ મ્હારા અંતરાત્માને સુધારસ પાઈને તૃપ્ત કરીશ? હું જાણું છું કે મ્હારે માટે ત્હારા અંત:કરણમાં સ્થાન છે, મ્હારી સહધર્મચારિણી થવાને—હું જેમ તને મ્હારી અર્ધાંગના બનાવવાને તલપી રહ્યો છું, તેમ તું પણ અતિ ઉત્સુક છે, પણ ત્હારા કોમલ કલિકા જેવા સુંદર મુખમાંથી એ શબ્દો સાંભળીશ ત્યારે જ હું કૃતાર્થ થયો એમ માનીશ કેમ હવે શો ઉત્તર આપું છું?"

આ સ્નિગ્ધ વાર્તાલાપ એક વિશાલ પ્રાસાદના અંતર્ભાગમાં બીજે માળ જવાની ગોળ સીડીની નીચે કારીગરોએ કામુક જનોની આરી નર્મ ગોષ્ઠીના ભારી પ્રસંગોને અનુકૂલતા કરી આપવાની કલ્પના કરીને જ કેમ જાણે કમારનોએ કોતરી રાખ્યો હોય એવા એક નાના, ભીંત સાથે જ મળી જતા, અપરિચિત જનને અજાણ્યા, દ્વારપ્રદેશવાળા, પણ અંદરના ભાગમાં સુખોપભોગની સર્વ સામગ્રીથી સજ્જ કરેલા, વિદ્યુત્પ્રકાશથી ચમકતા મંડપમાં એક યુવક કોઈ નવયૌવનાનો હીરાની બંગડીથી અલંકૃત જમણો હાથ પોતાના બે હાથમાં લઈને, તેને ઘુંટણે પડીને ઘણી જ નરમાશથી આજીજીની સાથે કરતો હતો. બાલિકાની કિશોર અવસ્થા તેની મુખાકૃતિ ઉપરથી સ્પષ્ટ રીતે પ્રતીત થતી હતી. બીજા હાથમાં એણે મયૂરપિચ્છનો એકતાનો, નાજુક ઘાટનો પંખો પુલ્નો કરીને ખોળામાં પાથરી રાખ્યો હતો. તેની અંદરની સોનેરી આંખ્યો તેમના ઉપર પડતા વિદ્યુત્પ્રદીપોના નરમ પ્રકાશથી ઝળહળ જ્યોતિ સમાન ઝગઝગતી હતી આભૂષણમાં તેણે એક અમૂલ્ય હીરાનો હાર તેના કદલીમલૈસમ ગૌર કંઠમાં પહેરેલો હતો, તેમાંથી સ્ફુરતાં અગણિત રંગબેરંગી કિરણોથી તેનું, શ્વેત રેશમી સાડીથી અલંકૃત શરીર છવાઈ ગયું હતું તેથી તે કેમ જાણે સ્વચ્છ ગંગાજલમાં સ્નાન કરતી હોય એમ ભાસતું હતું. એકાગ્ર ચિત્ત, નિશ્ચલ નયને તે પોતાના પ્રિયજનના મુખમાંથી નીકળતા પ્રેમોદ્ગારનું શ્રવણ કરતી હતી તેથી તે કેમ જાણે સ્ફટિકમણિમય સાક્ષાત્ લક્ષ્મીની જ જાણે મૂર્તિ હોય, પોતાના ભાવિક ભક્તની શુદ્ધ અંત:કરણની પ્રાર્થના સાંભળીને દર્શન દેવાને માટે કેમ જાણે શ્રી ગૌરી જ પોતે અંતરીક્ષમાંથી ઉતરી આવેલાં હોય, એમ લાગતું હતું. તેનું વદનકમલ અતિ લાવણ્યમય છતાં ચિંતાગ્રસ્ત હોવાથી કેમ જાણે સૂર્યાસ્તથી જરા કરમાયું હોય એવું દેખાતું. તેનાં અર્ધનિમીલિત, અકસ્યિત અંજન ઉપર સ્થિર કરેલી દૃષ્ટિવાળાં, પંચબાણના ધનુષને પણ ભુલાવે એવી નીચી નમેલી ભમરોવાળાં, લાલ લોચનોમાંથી ટપકવાની

તૈયારી કરતાં વિરહ અશ્રુબિન્દુથી તે જાણે પોતાના પ્રિયતમને અર્પવાને મુક્તાફલનો હાર ગુંથતી હતી. કંઠાશ્લેષ માટે અધીરી થઈ રહેલી છતાં, પ્રાણાર્પણ માટે તત્પર છતાં, તેની સાથે લગ્નગાંઠથી જોડાવામાં આવતા અંતરાયનો પ્રત્યક્ષ અનુભવ કરતી હોવાથી તે ગદ્ગદ કંઠે બોલી કે—

"હું જાણું છું કે આપના વિના હું જીવી શકું તેમ નથી. પ્રાણેશના વિયોગ પછી પ્રાણ ટકી રહે એમ નથી, સંસારમાં મ્હારે બીજા કોઈ જ સુખની વાસના નથી. તોપણ મ્હારા જેવી પરવશ, દુ:ખીઆરી બાલા, ગુરૂજનની સમ્મતિવિના આવું પ્રાગલ્ભ્ય કેમ કરી શકે ! જેમણે મને પાળીપોષીને મ્હોટી કરી, પોતાની પુત્રી સમાન અતિશય લાડ લડાવીને આજ સુધી મ્હારા કોડ પૂરા કર્યા, જેમની કૃપાવડે જ હું આપનાં પ્રથમ દર્શનનું સુખ પ્રાપ્ત કરી શકી ને આપને યાહાતાં શીખી, તેમની અનુમતિ વિના હું આપની કેમ કરીને થઈ શકું ! આપ જાણો છો કે માતાપિતાને સ્થાને મ્હારે તો મ્હારાં કાકી જ છે, અને તેઓ હજી મને વિવાહયોગ્ય માનતાં જ નથી તેથી કોઈ તેવી વાત છેડે છે તો પણ તેને તરછોડી કાઢે છે. તેમને મન તો હજી હું નાની કીકી જ છું ને મ્હારો વિયોગ અસહ્ય પડશે એવી બીતિથી તેઓ મને પોતાની નજરથી બ્હાર જવા પણ દેતાં નથી એમના સુખને માટે મ્હારા સુખનો મ્હારે ભોગ આપવો પડશે એમ જ મને તો લાગે છે. કોઈ પણ રીતે એઓ હમણાં મને રાજીખુશીથી છુટી કરે એમ છે જ નહિ તેથી મને આશાનું એક પણ કિરણ દૃષ્ટિગોચર થતું નથી."

"પણ ત્હારી કાકીની કંઈ તું ગુલામ નથી કે તેમની મરજી પ્રમાણે જ તે તને નચાવે એમ ત્હારે નાચવું જોઈએ. હવે તું યોગ્ય વયની થઈ છુ તો શું ત્હારાથી એટલી હિમત રાખીને તેમને જવાબ દેવાતો નથી કે આજ સુધી તમે મ્હારી સભાળ લીધી તે બદલ તમારી સેવા મ્હારાથી બની તેટલી મ્હેં બજાવી છે. હવે મ્હારે પણ સંસારનો લ્હાવો લઈને મ્હારો જન્મ સાર્થક કરવો જોઈએ માટે મ્હારો સબંધ જેની સાથે મને ઇષ્ટ હોય તેની સાથે કરવામાં તમે વાંધો લેશો નહિ એમ હું માનું છુ. ત્હારાથી આટલું પણ બને એમ ન હોય તો મને રજા આપ કે હું તેમની પાસે જઈને તેમના શરણું લેઈ કઠિન હૃદયને ઓગાળી દઈ પડવું. એમની પણ યુવાવસ્થા એમને યાદ આવતી તો હશે જ ને ? તો પછી કેવલ પોતાના સ્વાર્થ માટે ત્હારો ભોગ અપાવે એવાં એ નિષ્ઠુર નહિ હોય એમ હું માનું છું. ત્હારા ઉપરની તેમની પ્રેમની લાગણી જ બેશક ત્હારા ભાવી સુખથી તેમનું મન વિમુખ નહિ કરાવે આજ નહિ તો બે વર્ષે-ત્રણ વર્ષે-ત્હારી લગ્નગાંઠ તો બંધાવાની જ, તો પછી હમણાંથી જ શા માટે નહિ ? એમને ત્હારો વિયોગ ક્યારેત્યારે પણ થવાનો તો છે જ. એ કંઈ સદાકાળ જીવી રહેવાનાં નથી તો ત્હારૂં સુખ જોઈને તેમાં જ પોતાનું સુખ શા માટે તેઓ ન માને !

આજથી જ તું સારે ઠેકાણે પડી એમ તેઓ જાણે તો ત્હારે માટે તેમને કંઈ ચિન્તા પણ ન રહે. માટે બધી રીતે મને તો એમ જ લાગે છે કે મ્હારે એમને મળીને એમના મનનું સમાધાન કરવું."

"અરે ભો ભો એવું સાહસ કરતા. એ તો તમને એમના મકાનમાં જોવા પણ ચાહાતાં નથી તમે મને ઉપાડી જનાર છો એમ એમને વેહેમ પડયો છે તેથી તમને જરા પણ ઉત્તેજન ના મળે એવુ એઓ કરવા ચાહે છે. તમે મળવાનું કહાવશો તોપણ તેઓ મળશે જ નહિ. જુઓને હમણા હમણા આપણને સાથેસાથે હરવાફરવા પણ ક્યાં દે છે ? આજ સુધી પોતે સ્વતંત્ર અવસ્થા ભોગવી છે પૈસે ટકે સુખી છે અને સર્વ કોઈ પોતાને અનુકૂલ રહે એમ એઓ ઇચ્છે છે તથા તે પ્રમાણે તાબેદારો પાસે વર્તન રખાવી શકે છે તેથી કોઈ પણ વ્યક્તિ એમની ઇચ્છા વિરુદ્ધ આચરણ કરે, એ એમને પસંદ નથી એટલે તમારાથી એઓ નારાજ થયાં છે અને હુ તો એ એમના ઉપકાર તળે એટલી દબાઈ ગઈ છું કે એમને અણગમતી વાત કરવા મ્હારો હોઠ પણ ફડફડતો નથી. મને કોઈ રીતે અણગમો ન થાય માટે સંગીત તથા ચિત્રકલા શીખવીને તથા વિવિધ પ્રકારનુ વાંચન મળે એવાં સાધન પૂરાં પાડીને મ્હારો કાલક્ષેપ નિયમિત રીતે એ જ વિષયોમાં થાય, એવી એમણે ગોઠવણ કરી રાખી છે. એઓ માને છે કે આ બધુ મળવાથી હું સુખી છુ પણ મ્હારા અંતરની લાહ્ય એમના જોવામાં ક્યાંથી આવે ? વખતે કોઈ પાડોશી આવીને મ્હારા લગ્નની વાત કાઢે તો કહેશે કે એને તે વરની શી ખોટ છે ? હજી મ્હોટી તો થાય ! આ સબંધે એક વાર એમને ભાનુમતી બ્હેન જોડે વાત થઈ ત્યારે હું પાસેના ઓરડામાં ભરવાનું કામ કરતી હતી પણ કાકી એમ માનતાં હતાં કે હું બાગમાં ફરવા ગઈ છુ તેથી એમની સાથે મન ખોલીને વાત કરવા લાગ્યાં તે મ્હારા સાંભળવામાં આવી ત્યારથી મ્હારી તો અક્કલ જ બ્હેર મારી ગઈ છે. કાકીનો વિચાર તો મ્હારૂ ચોકઠું જ્યારે ત્યારે અહીંના શેઠ ભોળાનાથના જ્યેષ્ઠ પુત્ર સાથે બેસાડવાનો છે એ અમારા પડોશમાં રહે છે તેથી કાકીને મન એમ પણ ખરૂં કે પરણીને પણ હુ પાસે જ રહીશ તેથી હમણાં ના જેટલી નહિ તો તેથી સહેજસાજ ઓછી પણ ઘર આગળ જ રહી શકીશ"

"અરે શું પેલા દબી શ્યામલાલ જોડે તને વરવા માગે છે ? એઓની આંખે અંધારાં આવ્યાં હોવાં જોઈએ. નહિ તો આવા છેલ, વ્યસની, લંપટ પુરૂષના હાથમાં ત્હારા જેવું રત્ન સોંપવાનું એમને મન થાય ખરૂં ! એના બાપના પૈસાથી મોઢી મર્યા હોય તો તે પણ હવે તો જુખડી બારસ થયો છે મ્હારથી ડોળ રાખે છે એટલું જ બાકી મિલ્કત બધી દેવામાં ગીરો મુકેલી છે."

"ગમે તેમ હશે પણ હમણાં તો એ એમના કપટી વાક્ચાતુર્યની જાળમાં એવા ફસી

ગયા છે કે એમને ને એમને જ દેખી રહ્યાં છે. કોઈ એમના વિરૂદ્ધ વાત કરવા માગે તો એમને ગળે ઉતરેયે નહિ. વળી એ પણ એવા પાકા છે કે એમને કાને વાત આવ્યા છતાં હમણાં કશી ઉતાવળ કરતા નથી એટલે કાણેને બહુ ગમે છે. એમને ખાત્રી છે એ બીજવર હાથમાંથી જવાનો નથી તેથી ટાઢક કરીને બેઠા છે અને એનું મન પાછું ન હઠે માટે વચ્ચે વચ્ચે પોતાને ત્યાં જમવા બોલાવી બે ઘડી વાતે ચઢાવી એમને ખુશ ખુશ કરી દે છે ભલા ભગવાન્! એવા નીચતી જોડે શું મ્હારો અવતાર જવાનો હશે?"

"તું ચિન્તા શું કામ કરે છે? પ્રભુ સર્વ સારાં વાનાં કરશે. શ્રદ્ધા રાખીને એનું જ રક્ષણ માગ સતત એની જ પ્રાર્થના કર. અને મ્હારાથી બનતો પ્રયાસ કરીને હું તને એ ત્રાસમાંથી મુક્ત કરવા નહિ ચુકું."

આ પ્રમાણે વાર્તાલાપ પૂરો થતાં બન્ને જણ ત્યાંથી વિખૂટાં પડયાં. ઇશ્વિરચંદ્રને મંદાકિનીની વાત ઉપરથી ખાત્રી તો થઈ હતી કે એની કાકીને મળવાનું સાહસ કરવા જતાં ઉલટો બાજી બગડશે તોપણ પુરૂષપ્રયત્ન શા માટે ન કરવો એવા વિચારથી એણે એક પત્ર લખીને તેમની પાસે આવવાની રજા માગી. તેમાં શા કામ માટે આવવાનું હતું તેનો ઈશારો કર્યો હતો ને પોતાની આર્થિક સ્થિતિ હાલ કેવી સારી હતી તે જણાવ્યું હતું. ઓળખાણ તો પ્રથમથી હતું જ.

કાકીના હાથમાં કાગળ જતાં જ તેમનો પીત્તો ઉકળ્યો—"આજકાલના છોકરા છોકરાં—નફ્ફટખેધા સાંઢીયા, કંઈ લાજ શરમ તો મળે જ નહિ. સુંઠનો કાંકરો મળ્યો એટલે ગાંધી થઈ ગયા. પૈસા તે એને એકલાને જ હશે કે શું? ને મને રસ્તો બતાવનાર ન દીઠો હોય તો, તું કોણ મ્હારી દીકરીની સગી આંગળી કરનારો? તને મ્હેં ઘરમાં પેંધો પાડયો એટલે મ્હારૂં ઘટ જ લુંટી જવું છે, નહિ? પણ એમ હું કંઈ કાચી નથી. હવે જોજે ઘરમાં કેવો પગ મૂકે છે તે, મ્હારે ફાવશે ત્યાં એને પરણાવીશ તેમાં કોઈને શું? ધણીનો કોઈ ધણી છે?"—આમ બબડ કરતાં કરતાં મુનીમને બોલાવીને કહેવા લાગ્યાં કે લખો પેલા ઇશ્વિરચંદ્રને કે તું મ્હોટો તો ત્હારા ઘરનો. ત્હારે મને કાગળબાગળ લખવો નહિ ને મ્હારા ઘરમાં આવવું નહિ. મ્હારે ફાવશે તેની જોડે મ્હારી દીકરીના લગ્ન હું કરીશ તેમાં ત્હારી સલાહ મ્હારે જોઈતી નથી—"

ઇશ્વિરચંદ્રનો જીવ આ કાગળ વાંચતાં કેટલો ખારો થયો હશે તે સહજ સમજી શકાશે. સાહસનું પરિણામ એવું અનિષ્ટ આવ્યું કે મંદાકિનીને કોઈ કોઈ વાર મળવાનું બનતું તે પણ હવે તો તદ્દન બંધ થઈ ગયું. તો પણ એણે હિંમત છોડી નહિ ગમે તે રીતે પણ ધારેલી મુરાદ પાર પાડવી, એવો એનો દૃઢ નિશ્ચય હતો તેથી રોજ મનમાં એના એ જ વિચાર કર્યા કરતો હતો.

विघ्नै पुनः पुनरपि प्रतिहन्यमाना ।
आरब्धमुत्तमजना न परित्यजन्ति ॥

એક રીતે ઘરમાં પ્રવેશ બંધ થયો તો બીજી રીતે પણ મેળવવો એમ એણે ધાર્યું અને એટલામાં એના વાંચવામાં એક જાહેરખબર આવી તેમાં એમ લખ્યું હતું કે—

"શેઠાણી મનોરમાને ત્યાં એક મોટર હાંકનાર જોઈએ છીએ. કુશળ માણસોએ સર્ટીફીકેટ સાથે અરજી કરવી પગાર યોગ્યતા પ્રમાણે મળશે."

આ કરનાર મનોરમા તે મંદાકિનીની કાકી, એ તો એણે તરત જ સમજી લીધું-પણ એમને ત્યાં મોટર હાંકનાર હતો તે છતાં બીજાની કેમ જરૂર પડી હશે તે નહિ સમજાયાથી એકદમ કપડાં પેહેરી ઉઠીને એમની મોટર રહેતી હતી જગાએ ગયો ને તપાસ કરતાં એને માલમ પડ્યું કે હાલનો હાંકનાર બીમાર હોવાથી રજા ઉપર જવાનો છે તેથી તેની અવજી નવા માણસની જરૂર પડી છે. ઈશ્વરચંદ આ જુના નોકરને સારી રીતે ઓળખતો હતો અને એને ખાત્રી હતી કે બીજા કોઈનું સર્ટીફીકેટ ગમે એવું હોય પણ પોતાનો વિશ્વાસુ હાંકનાર જેની ભલામણ કરે તેને જ શેઠાણી વધારે પસંદ કરે એમ હતું તેથી તેને પોતાનો ગુપ્ત આશય કંઈક અંશે સમજાવી દશ રૂપૈયાની નોટ હાથમાં મુકીને કહ્યું કે—"મ્હારે ત્હારી જગાએ રહેવું છે. હું વેશ બદલીને આવું ત્યારે તું મ્હારા સંબધી ખાત્રી ત્હારી શેઠાણીને આપજે" મ્હારા કાર્યમાં હું સફળ થઈશ તો તને સારૂં ઈનામ પણ આપીશ.

એ બીચારો તો જરા આભો બન્યો કે આવા મ્હોટા શેઠ મોટર હાંકનારનું કામ કરવા આમ ખુશીથી આવે, એ તે શું કહેવાય! પણ આજકાલના જવાનીયાનું કંઈ સમજાય નહિ, એ તો કહે કંઈને કરે કંઈ એવા, તેથી વધારે પચાત જવા દઈને એણે તો રૂપૈયા ગાંઠે બાંધ્યા ને મ્હોટા ઈનામની પણ લાલચ વળગી, તેથી બીજે દિવસ ઈશ્વરચંદ તેવા નવા ધંધાને છાજતા પોશાકમાં આંખે કાળાં ચશ્માં લગાવીને ટોપી ઠેઠ આંખ સુધી આવે એવી પહેરીને કોટપાટલુનમાં આવ્યો ત્યારે એણે શેઠાણીને વાત કરી, ને પોતાના તરફથી તસલ્લી આપી કહ્યું કે—"બાઈ! અજાણ્યા માણસ કરતાં આ મ્હારો જાણીતો હશે તો તમને કશી અડચણ પડશે નહિ. એને મ્હેં ઘણી વાર મોટર હાંકતા જોયો છે ને એનો હાથ બહુ ચાલાકીથી ચાલે છે માટે મ્હારૂં માનો તો એને જ રાખી લ્યો." બાઈએ પણ તેની વાત સ્વીકારી અને તે જ દિવસ પોતાને કાંઈ કામે શહેરમાં ફરવા જવાનું હતું તેથી બપોરના ચાર વાગે મોટર તૈયાર રખાવવાનું કહ્યું

ઠરાવેલે વખતે તે મોટર લઈને મકાનના દરવાજા પાસે આવી ઉભો ઓવરકોટ-ચશ્માં-નીચી ઉતરી આવેલી ટોપી-પાટલુન-બુટ વિગેરેથી તદ્દન નવીન આકૃતિ જ દેખાતી હતી, તેથી કોઈ ને એના સત્ય અસ્તિત્વનું તો ભાન થાય એમ હતું જ નહીં. થોડી વારે એક હૃષ્ટપુષ્ટ શરીરની સ્ત્રી કાળું વસ્ત્ર પહેરીને હાથમાં વાટવો લઈ આગળ આવી અને તેની પાછળ એક નવયૌવના સાદા પણ મોહક વેષમાં આવી અને સર્વેની પછવાડે શ્યામલાલ શેઠ આવ્યા, તેને જોતાં આપણા

નાયકનું લોહી ઉછાળા મારવા લાગ્યું પણ આ પ્રસંગે પોતાને ઘણી જ સંભાળ રાખવાની હતી. નવા કામમાં પોતાની કુશળતા દેખાડવાની હતી, તેથી વૃત્તિને દાબમાં રાખી નીચાં વળીને સલામ કરી, હાથ જોડી, આજ્ઞાની અપેક્ષા કરતો તે સામો ઉભો રહ્યો. શેઠાણીએ તેનું સર્ટીફીકેટ જોવા માગ્યું તે તેણે બતાવ્યું અને તેનું નામ તેમાં લખ્યા પ્રમાણે હશે એમ સમજીને તેઓએ હુકમ આપ્યો કે "અમારે નવરોજી શેઠના તબેલામાં ઘોડાની જોડી જોવા જવાનું છે માટે તે રસ્તે લઈ જા"—

આ પ્રમાણે બોલતાં જ તેઓ તેમની પુત્રી સાથે એક બાજુએ ને સામી બાજુએ શ્યામલાલ બેઠો એટલે તરત જ ગાડીનું બારણું બંધ કરીને આપણા નાયકે મોટરકાર ચલાવવાની શરૂઆત કરી. થોડી મીનીટમાં એનજીનના ધમકારાની સાથે ગાડી ચાલવા માંડી અને જ્યાં જ્યાં વાંક આવતા ત્યાં ત્યાં આ નવો હાંકનાર ઘણી જ સંભાળથી તથા સફાઈથી ધીમી પાડીને ગાડી લઈ જતો, તે સપાટ રસ્તામાં પૂર જોશથી હાંકતો તથા સામે કંઈ અંતરાય આવતું તો તેને ચાલાકીથી દૂર કરતો; આ બધું જોઈને શેઠાણીની ખાત્રી થઈ કે એ હોશીયાર તો છે જ.

પોતાના પ્રિય જનને ગાડીમાં બેસારીને ફરવા લઈ જવાનો આ નવીન પ્રસંગ મળતાં, તેના પુનર્દર્શનથી થયેલો આનંદ દ્વિગુણિત થવાની સાથે ઈશ્વરચંદ્રના મનમાં સાથે બેઠેલા શ્યામલાલને માટે તિરસ્કારની લાગણી પણ જોરમાં વધતી ગઈ, ને અદેખાઈથી ઈર્ષ્યા પણ જોશ કરવા લાગી. તેનું ચાલત તો તે એ શઠને ગાડીમાંથી ફેંકી દઈને તેના પ્રાણ લેત, પણ તે કંઈ બને એવું ન હતું. અંદર શી વાતો ચાલે છે તે સાંભળવાને તેઓને ઉત્સુક બન્યો હતો પણ ચાલતી ગાડીના ધડધડાટમાં તે કંઈ બરોબર સમજી શકતો નહિ. એટલામાં અંદર કંઈ હિલચાલ થઈ, તેથી તેના જાણવામાં આવ્યું કે મંદાકિની પોતાની કાકી પાસેથી ઉઠીને શ્યામલાલવાળી સામી બાજુએ આવીને એકલી જ પોતાની પાછળ બેઠી હતી અને શ્યામલાલ તેની કાકીની સાથે બેઠો હતો. તેણે એવું બ્હાનું કાઢ્યું હશે કે આ રમણીય પ્રદેશ જોવાનું મને સામી બાજુથી વધારે ઠીક પડશે ને તેથી જ તેની કાકીએ તેમ કરવાનું અનુમોદન આપ્યું હશે વાસ્તવિક રીતે બન્યું પણ તેમ જ. બેઠક બદલવાની સાથે તે ડોકું લંબાવીને આસપાસના દેખાવો અતિ આતુરતાથી જોવા લાગી. તેમના મકાનથી શેહેર દૂર હતું તે વચ્ચે એક નદીનો તટ આવતો હતો તેથી તે ઉપર બાંધેલા પુલની રચના, નદીકિનારે ઉગેલાં વૃક્ષોની કુંજો, કોઈ કોઈ સ્થળે દેખાતો તેનો રૂપેરી જલપ્રવાહ, જલપાન કરવા આવેલાં ને ફરીને પાછાં જતાં વિવિધ પશુપક્ષીઓ, નદીના સ્વચ્છ જલમાં સ્નાન કરતા તથા વસ્ત્ર ધોતાં સ્ત્રીપુરૂષોની વિવિધ ચેષ્ટાઓ, એ આદિ જોવામાં એનું મન એવું તો ગુંથાયલું હતું કે મોટર હાંકનાર વળી વળીને એના સામું જોતો તે ઉપર એનું બિલકુલ લક્ષ જ જતું ન હતું. પણ એક વક્ર માર્ગ પસાર કરવામાં તે હાંકનારના શરીરનો સ્પર્શ અચાનક પોતાને થઈ જતાં-

તે જરા ચમકી હોય એમ તેના ભણી જોવા લાગી ને કંઇક છોભાણી પણ પડી ગઈ હાંકનારે કંઇક વાત કરવાના ઇરાદાથી ધીમે સ્વરે બોલવાનો પ્રયત્ન કર્યો પણ ગાડીના અવાજમાં તે સંભળાય શકે એમ ન હતો, તે ઉપરથી તેણે ઉધરસ આવતી હોય એમ જણાવીને ખોંખારવાનો શબ્દ કર્યો, એટલે મંદાકિનીને કંઇક વહેમ પડ્યો પરિચિત જનના ખોંખારાનો શબ્દ પણ તેનું ઓળખાણ કરાવવાને બસ હોય છે. એક પાસથી તેનું મન એમ કહેવા લાગ્યું કે આ તો બીજું કોઈ નહિ પણ પોતાનો પ્રાણવલ્લભ જ હોવો જોઇએ પણ બીજી પાસથી તેનું અસંભવિતપણું એટલું બધું જણાયું કે તે વિચાર ટકી શક્યો નહિ "એ કંઈ વળી મોટર હાંકવા આવે! આ તો નવો જ માણસ હમણાં રાખ્યો છે તે વખત છે ને બંનેના અવાજ મળતા પણ હોય." આમ મન વાળીને તે બેઠી તો ખરી પણ વિશેષ અભિજ્ઞાન મળે તો લાગ જવા ન દેવા માટે જરા પણ ચળવળાટ થાય તે સાંભળવાને તત્પર બનીને શીકારી કુતરાની પેઠે તે સ્થિર નયન રાખી જોવા લાગી ઇશ્વરચંદ્રે જોયું તો ગાડીમાં અંદર કાજી અને આપણા શેઠ વાતે વળગ્યા હતા તેથી જરા મ્હોં ફેરવીને આપણી નાયિકાના કાનમાં તેના નામે પ્યારરૂપી અમૃતરસનું સિંચન કર્યું, એટલે તે મંદાકિનીની સર્વે આશંકા દૂર થઈ અને આવું જોખમ પોતાના પ્રાણેશે શા માટે ઉઠાવ્યું હશે તે નહિ સમજાયાથી તે જરા ગભરાઈ પણ ખરી—કદાચ તે વેશ કળાઇ જશે ને ભોપાળું ઉઘાડું પડી જશે તો પછી શા ભોગ લાગશે? એ ભીતિ એના મનમાં તરત જ ઉત્પન્ન થઈ. પોતાના વલ્લભ જનનો સમાગમ આમ અણુચિન્તવ્યો જ થયાથી એક ક્ષણવાર તેના મુખ ઉપર જે લાલી પ્રસરી હતી તે આ ચિંતા ઉદ્‌ભવતાં જ ઉડી ગઈ, અને તેને સ્થાને વિવર્ણતા પ્રાદુર્ભૂત થઈ.

ઉપર આવી પડેલા ભયનો વિચાર કરતાં એકદમ તેનું શરીર કંપવા લાગ્યું, પરંતુ કાજીને તે સબંધી પ્રશ્નનો ખુલાસો તેણે મોટર તળે એક બાળક કચરાઈ જવાની તૈયારીમાં આવ્યું હતું તેથી પોતાને કમકમાટ ઉત્પન્ન થયો એ મિષે કર્યો. આ સાંભળી ઇશ્વરચંદ્રે તેની અક્કલ તથા હાજરજવાબી માટે મનમાંથી તેને ઘણો જ ધન્યવાદ આપ્યો અને તેને મેળવવા માટે પોતાનો જીવ જોખમમાં નાંખવો પડ્યો હતો તેની પણ હવે એને દરકાર રહી નહિ.

ઘોડાવાળાના તબેલા આગળ પહોંચતાં મોટર ઉભી રહી. કાજી તથા આપણા શેઠ નીચે ઉતર્યા. મંદાકીનીને પણ તેમ કરવા કહેવામાં આવ્યું પણ પોતાને ઘોડાનો શોખ નથી અને એવી બાબતમાં કંઈ સમજ નથી—વળી ત્યાંની બાસથી પોતાનું માથું દુખે છે, એ આદિ કારણો બનાવીને એ તો મોટરમાં જ બેસી રહી. આમ બંનેની પીઠ ફરી કે અહીં આપણા યુવકની સામું જોઇને તે નરમ સ્વરે પણ પોતાના અંતઃકરણમાં ઉત્પન્ન થયેલી લાગણી વ્યક્ત કરતી કરતી બોલી, કે.—"તમે આ શો ધંધો માંડ્યો! આ તે કંઈ તમને છાજે? મ્હારો

તો જીવ જ ખોળીઆમાં નીકળી જવો બાકી હતો. તમે આ વેષે અમારી ગાડી હાંકતા હશો એવું તો સ્વપ્નામાંયે મ્હેં ધારેલું નહિ ને તમારા ખોંખારાથી જ હું તો ચમકી. કાકી બધું કળી જશે તો?"

"ત્હારા માટે, વ્હાલી! હું જેટલું સાહસ કરૂં તેટલું ઓછું છે. મ્હેં, ત્હારૂં કહ્યું નહિ માનીને, ત્હારાં કાકીને પત્ર લખી ખરૂં સમજણ પાડવાનો, શીખામણ આપવાનો પ્રસંગ માગ્યો પણ મને તો એવો જવાબ એમણે મોઢામાં માર્યો કે ફરીથી મ્હારો પગ જ ત્હારા ઘરમાંથી ટાળી દીધો. ત્યારે શું હું બેસી રહીને કાગડાને દહીંથરૂં થઈ જવા દઉં! પેલા શ્યામલાલની જોડે તને એ ફેરવે તે મ્હારાથી કેમ ખમાય? હવે તો તડાક ને ભડાક. મ્હારા સંબંધી એમને કાંઈ શક પડે એમ નથી. ત્હારા વિના બીજું કોઈ મને ઓળખી શકે એમ નથી વળી મ્હારે ક્યાં એમની પાસે બહુ વાર આવવું છે? ત્યારે પણ મ્હોં તો મ્હારૂં સાફ ઢાંકેલું રહેશે એટલે મને એ શી રીતે ઓળખનાર હતાં? તને ઘડી ઘડી મળવાનો તો મને લાભ મળશે! પછી જોઈએ શું થાય છે તે. સત્યનો બેલી ઈશ્વર છે, તે કંઈને કંઈ પણ રસ્તો આપણે માટે કાઢ્યા વિના નહિ રહે, એવી મ્હારી ખાત્રી છે હું હિંમત હારીશ નહિ. જે થાય તે જોયાં કરજે."

શેઠાણીને તબેલામાંથી હસતા હસતાં તથા શ્યામલાલનો હાથ પકડીને ચાલતાં ચાલતાં સામાં આવતાં જોઈને બંને પાછાં ગુપચુપ થઈ ગયાં, ને કોઈ કોઈને જાણે ઓળખતું જ ન હોય તેમ મ્હોં ફેરવીને બેઠાં. પાસે આવતા કાકીના બોલવાનો શબ્દ સંભળાવા લાગ્યો.

"આટલી સોંઘી મળશે એમ હું ધારતી ન હતી. રંગ પણ આંખે ઉડીને બાઝે એવો છે. આવી જોડ માટે ઘણા દિવસથી મ્હારા મનમાં વિચાર ચાલતો હતો પણ કાંઈ જોવામાં આવતી ન હતી. પાણીદાર અને વળી કદમાં પણ બંને સરખા."

એમ કહેતાં કહેતાં બંને મોટરમાં બેઠાં, પણ મોટર ચલાવવાનો હુકમ આપતાં પહેલાં શેઠાણીના હાથ તેમના વાટવામાં હતો ને તેમને કાંઈ સાંભરી આવ્યું હશે તેથી તેઓ બોલી ઉઠ્યાં કે:—"મ્હેં તમને પેલી સો રૂપૈયાની નોટ વટાવવા આપી હતી તેમાંથી વધેલા રૂપૈયા એ શેઠે પાછા આપ્યા તે ક્યાં?"

"હા હા! એ તો હું તમને આપવા ભુલી જ ગયો."

એમ કહીને શેઠ ગજવામાંથી થોડો પુરચો કાઢીને શેઠાણીના હાથમાં મૂક્યો. શેઠાણી પાકાં તે ગણવા લાગ્યાં ને ગણતાં તેમને જણાયું કે આમાં હજી થોડું ખુટે છે તેથી તેમણે પૂછ્યું કે આમાં હજી ખુટે છે કેમ?" ત્યારે તો શેઠ ઝંખવાણા પડી ગયા અને "શું હજી કંઈ બાકી છે?" એમ પૂછતા પોતાનાં ગજવાં તપાસવા લાગ્યા અને બીજા ગુંઝામાં એક મોહોર હતી તે કાઢીને કહેવા લાગ્યા કે.—"અરે આ તો ભુલથી બીજા ખીસામાં જતી રહી માફ કરજો હો!"

શેઠાણીને તેમને માટે ઘણો સારો વિચાર અત્યાર સુધી બંધાયલો હતો, તેમાં આ તેમની ઉતરપડી જોઇને ઘણો ફેરફાર થઈ ગયો. તેઓ સમજ્યાં કે મ્હેં જો માગ્યા ન હત તો બાકીના રૂપૈયા એ ઓહ્યાં કરી જાત ને ગણ્યા વિના રૂપૈયા એમ ને એમ બટવામાં નાંખ્યા હત તો એક મોહોર ઉડાવી જાત. આથી શેઠની ખરી આર્થિક સ્થિતિ વિષે પણ તેમના મનપર કંઈક વિશેષ પ્રકાશ પડ્યો ને 'ઉજળું એટલું દુધ નહિં' એ કહેવત સાભરી આવી. પોતે હતાં તો મ્હોટા મનનાં તેથી જાણે કંઈ સમજ્યા નથી, એમ જણાવીને વિશેષ વાત એ સબંધી ચલાવવાને બદલે તેમણે મોટરવાળાને પાછું મકાન તરફ જવા કહ્યું. આપણો નાયક તથા આપણી નાયિકા આ બધું મુંગે મ્હોંએ જોયાં કરતા હતા, તેમને તો ખાત્રી જ થઈ કે, આ પકો બદમાશ છે ને મદિરાપાનમાં એણે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છે, તેથી હવે જ્યાંત્યાંથી પૈસા લેવાને વલખાં મારે છે તેનું જ આ પરિણામ હતું.

પાછાં એ જ રસ્તે થઈને શેઠાણીના બંગલા તરફ જતાં મોટર હાંકવામાં કહીંક કહીંક મુશ્કેલીઓ આવતી–સાંકડી, વાંકી ચુકી ગલીઓમાંથી પસાર થવું પડતું, વચ્ચે ગાડાંની ઢોરોની અડચણ આવતી, સામેથી કોઈ મોટર કે ગાડી આવતી, કોઈ લોક જરા બેપીકરા–બેબાકળા જેવા ખીજી ધુનમાં ને ધુનમાં કાને બહેરા હોય એમ ચાલતા તેમને પોતાનું ભુંગળું જોરથી વગાડીને ચમકાવી–, ભાનમાં લાવવામાં, કોઈ અંતરાય નડે નહિ, એમ સંભાળથી, હિમ્મતથી તથા ચાલાકીથી મોટર હાંકવામાં ઈશ્વરચંદ્રે એવી તો પોતાની કુશળતા બતાવી કે તેથી સર્વ અંજાઈ ગયાં ને તેને રાખી લેવાનો શેઠાણીએ હુકમ આપ્યો. મંદાકિનીએ એને માટે જે ઘણો જ સારો વિચાર બાંધ્યો હતો તેમાં આથી પુષ્ટિ મળી–પોતાની ખાતર આવો હલકો ધંધો પણ સ્વીકારવામાં પ્રતિષ્ઠા–ગૌરવ ખોવામાં એણે માનાપમાનની પણ દરકાર રાખી ન હતી, એ જોતાં એનો સ્નેહ પણ દ્વિગુણિત થયો અને બંગલે પહોચતાં સર્વ ઉતરીને અંદર જતાં હતા તે વખતે તેણે પોતાના આકૂત ઈક્ષણથી મુખ ઉપર છવાઈ રહેલા પ્રેમથી પુનર્દર્શનની અપેક્ષા પોતાના મનમાં કેવી પ્રબળ હતી તે સહજ જણાવી દીધું. ઈશ્વરચંદ્રને પોતાનો શ્રમ સર્વ આ સ્નેહાભિજ્ઞાનથી દૂર થઈ ગયો હોય એમ લાગ્યું તેના ઉત્સાહમાં અને બળમાં વૃદ્ધિ થતી હોય એમ તેને જણાયું અને એ આ સ્થળમાં પોતાને ચોવીસ કલાક રહેવાનું થશે તેથી કોઈ કોઈ પ્રસંગે બન્નેનો મિલાપ બણુધાર્યો થઈ શકશે, એવી આશા પણ એના હૃદયમાં પ્રદીપ્ત થઇ. બંગલામાં પ્રવેશ કરતી વખતનો પોતાની પ્રિયાનો અભિનય જોઈને એના મનમાં

दर्भाकुरेण चरण क्षत इत्यकाण्डे ।
तन्वी स्थिता कतिचिदेव पदानि गत्वा ॥

---

ફિરાતાર્જુનીય કાવ્યનુ ભાષાંતર રૂ. ૧–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

એ આપણા મહાકવિની અતિ મધુરી વાણીનું સ્મરણ થઈ આવ્યુ તેના સમાગમમાં જે અવર્ણનીય આનંદ અત્યારસુધી અનુભવ્યો હતો તે તેના વિયોગથી હવે પાછો લુપ્ત થઈ ગયો અને પુનરપિ તે પ્રસાદ ક્યારે પ્રાપ્ત થાય તેની ઇચ્છા અત્યારથી જ ઉત્પન્ન થવા લાગી. પોતાને માટે મુકરર કરેલી જગાએ આવતા તેને કંઇ પણ કાર્ય રુચિકર નહિ લાગવાથી તે એક પાટ ઉપર પડયો અને વિચારમાં ને વિચારમા નિદ્રાવશ થઈ ગયો.

મોટર હાકવાનું કામ પોતે સારી રીતે જાણતો હતો છતાં તેનો મહાવરો નહિ તેથી આજનો શ્રમ તેના શરીરને જણાયા વિના રહ્યો નહિ ને તેને જ પરિણામે તેને નિદ્રા પણ ગાઢ આવી ગઈ, તેથી ખાવાપીવાનું પણ ભાન રહ્યુ નહિ.

બગલામાં શેઠાણી તથા મંદાકિની, દિવસવ્યાપાર સમાપ્ત થતાં રાત્રિના ભોજનની તૈયારી થઈ રહી, એટલે તે કામ ઉકેલીને આજની મુસાફરીની વાતો કરતાં, નવા હાંકનારની તારીફ કરતાં વિશ્રાન્તિમાં પડ્યાં. શેઠાણી તો થોડી વારે ઘસઘસાટ ઉંઘી ગયાં પણ મંદાકિનીની આખ પલંગમાં પડ્યે પડ્યે પણ ઉઘાડી જ રહી તેને આજના આ નવા પ્રસગના વિચારો ઉપરાઉપરી આવવા લાગ્યા —આવુ સુખ ક્યાં સુધી ચાલશે-અને પોતાની મનકામના પૂર્ણ થશે કે વચ્ચે કંઈક અણધાર્યું વિઘ્ન આવશે. કાકી કંઈ સમ્મતિ તો આપે એમ ન હતુ પણ શેઠની લુચ્ચાઈ તેમના સમજવામાં આવી હતી, તેથી કદાચ તેમની સાથેના સમ્બધ માટે પોતાને હઠ લઈ બેઠા હતાં તે હવે મુકી દે તો એટલો પણ લાભ થાય-અને પછી ધીમે ધીમે પોતાના પ્રિયજન તરફ પક્ષપાત થાય તો જ સર્વ બને એમ હતું, પણ તે કેવી રીતે ને ક્યારે થશે એ કઈ કળાય એવુ ન હતું, તેથી ભાવિસુખની ચિંતામાં તે તો જાગતી જ પડી રહી

એટલામા કાકીના ઓરડામાંથી "પકડો" "પકડો" એવા શબ્દ એકદમ આખા ભવનને ગજાવી મુકતા તેને કાને પડયા, તેથી તે ચમકીને સફાળી ઉભી થઈ ગઈ. નોકરો સર્વ થોડી વાર ઉપર જ સુઈ ગયેલા તેથી તેમાથી કોઈ આ સાભળીને દોડી આવ્યું નહિ પણ ઇશ્વર-ચદની ઉંઘ કંઈક પાકી થઈ હતી ને પેટમા ભૂખ પણ લાગેલી તેથી એ આ શબ્દો સાભળતા જ ઝબકીને ઉભો થઈ ગયો અને વિચાર કરતા તે શબ્દો બગલામાથી આવતા હતા એમ જણાતા તે તરફ એકદમ દોડયો. પગથીઆં ચઢતાં જ તેની સામે કોઈ દોડતા આવતા માણસની સાથે એનો ભેટો થઈ ગયો અને અંધારામા તે કોણ હશે તે જોવાનું મળ્યુ નહિ પણ પુરુષવેષમાં ઘરમાથી કોઈ આવી રાતે બ્હાર નીકળે એમ હતુ નહિ અને નાસનાર માણસ જ ગુન્હેગાર હશે, એવી એના મને સાક્ષી

પૂરી તેથી તરત જ તેને વળગી પડીને એણે પોતાના બાહુબળથી ભોંય ઉપર નાંખ્યો તથા તેને દબાવીને તેના ઉપર તે ચઢી બેઠો, એટલામાં જ મંદાકિની ત્યાં ફાનસ લઈને દોડતી આવી પહોંચી. કાકી પોતાના ઓરડામાંથી પણ સફાળાં, હાંફતાં હાંફતાં 'બ્હાર—ચોર છે— પકડો—પકડો" કરતાં કરતાં દોડતાં આવ્યાં. એક બે દાસીઓ પાસે સુતી હતી તે પણ આ શોરબકોર સાંભળીને જાગી ઉઠી, તે ગભરાતી—સતાતી—દૂર હાથ જોડીને ઉભી રહી હતી, પણ મંદાકિનીની દૃષ્ટિ પગથીઆં પાસેની બે વ્યક્તિઓ જે મલ્લકુસ્તી કરતી હોય તેમ એક બીજાને હરાવવાને મથતી હતી—ઘડીમાં ઉપર મસ્તક તો ઘડીમાં નીચે મસ્તક પડતી—લથડતી હતી ને જોરથી હાંફતી હતી— તેમના ઉપર પડતાં જ તેણે જાણ્યું કે તેમાંનો એક તો પોતાનો પ્રિયજન જ છે તેથી તેના દુ:ખમાં વધારો થયો. બીજો માણસ કોણ હશે તે તેનાથી તરત સમજાયું નહિ કેમ કે તેણે વેશ બદલેલો હતો પણ હવે બીજા નોકરો પણ જાગી જાગીને આવવા લાગ્યા, તેથી તેમણે આવીને આ બન્નેને જુદા કરવા માંડ્યા, તેને લીધે પ્રકાશ પૂર્ણ પડવાથી સર્વને સમજાયું કે જે માણસ ચોરી કરવા આવ્યો હતો તે બીજો કોઈ નહિ પણ આપણે શ્યામલાલ શેઠ જ !! તેણે રાતે શેઠાણીને સૌ વાળુ કરીને ઘેર જવાની રજા માગી હતી તેથી બધાયે જાણ્યું કે તે બંગલો છોડીને ગયો હશે પણ તેની બદદાનત હોવાથી તે છાનોમાનો ત્યાં જ એક ઓરડામાં સંતાઈ ગયો હતો ને સર્વે જંપી ગયા પછી શેઠાણીની સુવાની જગાએ એક બારી ખુલ્લી રહેલી હતી તે માર્ગે અંદર જઈને તેમના વસ્ત્રાલંકાર ઉપાડી જવાની તદબીરમાં હતો તેવામાં ખડખડાટને લીધે શેઠાણી જાગી ગયાં તેથી તેની ધારણા સફળ થઈ નહિ અને જાણે દુર્વ્યસની હોવાથી શૌર્ય તો કંઈ રહ્યું ન હતું તેથી પકડાવવાની બ્હીકથી પલાયન કરવા જતો હતો તેવામાં ઈશ્વરચંદ્રની બાથમાં સપડાયો તેથી તેનો દુષ્ટ હેતુ પાર પડી શક્યો નહિ, અને સર્વની આંખે હવે તે જેવો હતો તેવો જ પ્રકટ થયો. શેઠાણી તો આ પ્રમાણે ઓળખાણ પડતાં જ ખવાણાં જ પડી ગયાં. જેને પોતે પોતાની પુત્રીને ઉચિત વર ધારતાં હતાં, તે આવો છચોરીયો—દગલબાજ—લુચ્ચો હશે, એ વાત એમના માન્યામાં આવે એવી ન હતી, પણ ગાડીમાં કંઈક ભાસ થવા માંડ્યો હતો તે આ બનાવ જોતાં ખાત્રીના રૂપમાં બદલાઈ ગયો. નોકરોએ ઈશ્વરચંદ્રની બાથમાંથી એને પકડીને દૂર લઈ જઈ દોરડાંથી કચકચીને બાંધ્યો. ઈશ્વરચંદ્રને શ્રમ ઘણો પડ્યો હતો તેથી તે જરા વિશેષ હાંફતો હતો તે જોઈ મંદાકિની એકદમ દોડીને તેના પાસે જઈ તેના શરીર ઉપર હાથ ફેરવતી ફેરવતી—'તમને કંઈ બીજું તો નથી'—એમ કહેતી કહેતી તેનું માથું પોતાના હાથમાં લઈને દબાવવા લાગી. તે જોઈ શેઠાણીનો મીજાજ ગયો.

"અલિ ! આ તે શું ? તને કંઈ ભાનસાન છે કે નહિ ? આઘે રહીને વાત કરવી હોય તો સ્પર્શ થતી નથી ? એ કોણ ને તું કોણ ? એમણે આપણા ઉપર ઉપકાર અત્યારે

અનહદ કર્યો છે એની ના નહિ, પણ આખરે એ કંઈ આપણા કુટુમ્બી તો નથી. જરાં રીતભાત તો શીખ, શરમ રાખ, જા આઘી-"

આમ પોતાના ઉપર આવતો આક્ષેપ નહિ ગણકારતાં તે તો વૃક્ષને જેમ વેલ વીંટળાય તેમ પોતાના પ્રભુની સાથે જ લપટાઇને ઉભી રહી. ઇશ્વરચંદ્રને તેના અથાગ શ્રમનો આ પૂરતો બદલો હતો. તેનું મન સર્વ ખેદ ભૂલી જઇને પરમાનંદમાં રમમાણ થયુ. કાકીના ઠપકાના જવાબમાં મંદાકિનીએ એટલું જ કહ્યું કેઃ—"એઓ કોણ છે, તેની તમને કયાંથી ખબર હોય ? તમને આ પાપીના પંઝામાંથી તેમણે છોડાવ્યાં તેટલા માટે તમે તો એમનો જેટલો ઉપકાર માનો તેટલો થોડો છે. વળી એમણે તમારી પ્રીતિ સંપાદન કરવા માટે જે સાહસ વેઠયું છે, એમના કુળને હીણપ લગાડે એવું સેવકનું સ્થાન કબુલ કર્યું છે-તેને માટે તો તમારે એમની લાગણી હવે સ્વીકારીને અમને બંનેને સુખી કરવાં ઘટે છે."

શેઠાણી આ સાંભળી જરા વિચારમાં પડી ગયાં. દીવાના પુષ્કળ પ્રકાશમાં હવે તેમને કંઇક સમજાયું કે મોટર હાંકનારનું મ્હો તેમણે પ્રથમ કદીક જોયેલું છે, અને ધીમે ધીમે વિચાર કરતા તેમને તે સાક્ષાત્કારે પ્રતીત પણ થયુ, પરંતુ પોતાની ધારણામાં વિક્ષેપ કોઈ નાંખે તે એમને નહિ, તેથી ઓળખ્યા છતાં પણ તેના તરફનો પોતાનો અગાઉનો ભાવ બદલાયો નહિ, તેથી ક્રોધે ભરાઇને પોતાને આમ ઠગવા માટે-પોતાની પુત્રીને નસાડી લઇ જવાનો આવો યત્ન કરવા માટે તેને ઠપકો આપવા લાગ્યાં. તેના ઉત્તરમાં ઇશ્વરચંદ્રે તેમને આપણા શેઠના ગજવામાંથી લટકતો મોતીનો હાર બતાવીને કહ્યું કે.-"આપ આવા ઠગને વધારે પસંદ કરતાં હશો, એ મ્હારા ખ્યાલમાં ન હતું જે આપની મિલ્કતને તથા જરૂર પડે તો આપની જીંદગીને પણ જોખમમાં નાખતાં ડરે નહિ એવો છે, જેણે માનપ્રતિષ્ઠા સર્વ ગુમાવ્યાં છે-જેનું નામ દારૂડીઆ અને રંડીબાજ તરીકે શહેરમાં મશહુર છે-તેને આપે ઓળખ્યો નહિ અને ઉપરઉપરના તેના મીઠા બોલોથી, તેના બાપની કહેવાતી દોલતથી, અંજાઇ એને આપના મકાનમાં રહેવાની પણ છુટ આપી-તેના કરતાં હું ઉતરતો છું, એમ આપ હજી માનો છો તે જોઇને મને આપને જ માટે બહુ ખેદ થાય છે એવાના હાથમાં આપની વ્હાલી પુત્રીનો હાથ જ નહિ પણ આખું જીવતર સોંપીને એનું આપ શું કલ્યાણ કરનાર હતાં ?-હવે તો આપ સમજ્યા હશો કે એ ભુલ કદી આપે કરી હત તો આપને જન્મારાનો પસ્તાવો થાત-કાળી ટીલી આવત-અને આપની પુત્રીનો ભવ બગડત. પ્રભુનો પાડ માનો કે એણે સવેળા આપની આંખ આગળ આ ધૂર્તનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરી દીધું હવે તો એને પોલીસને સ્વાધીન કરો કે એના બીજા ગુન્હા પણ આપોઆપ બાહર પડે અને તમારા જેવાં ભોળાં બૈરાંને લૂંટતો એ અટકે."

શેઠાણીની આંખમાં આ શબ્દો સાંભળતાં આંસુ આવી ગયાં. તેને પોતાની ભૂલ હવે બરાબર સમજાઈ અને જેટલે દરજ્જે એમનો માનીતો શેઠ એમની નજરમાં હલકો પડતો ગયો તેટલે જ દરજ્જે ઈશ્વરચંદ્રને માટે તેમનુ માન વધતુ ગયુ. આ વેળા તે વખતસર આવ્યો ન હત તો પોતાનો કીમતી હાર લઈને એ ચોર ક્યારનોએ મકાનની બ્હાર નીકળી ગયો હત ને પછી તેને પકડવો બહુ મુશ્કેલ પડત. વળી, એવા માણસ સાથે સમન્ધ બાંધવાની કરવાની ભુલ જો થઈ ગઈ હત તો પછી પોતાની માનીતી પુત્રીની શી વલે થાત, તે પણ હવે એમના સમજવામાં આવ્યું, તેથી એમની વૃત્તિ તરત બદલાઈ અને ઈશ્વરચંદ્રની પાસે આવીને તેઓ તેને માથે હાથ ફેરવી, પોતાની ભૂલને માટે ક્ષમા માગવા લાગ્યાં. તે આપણા યુવકથી સહન થઈ શક્યુ નહિ, તેથી તે ઉલટો તેમને પગે પડીને એવા શબ્દનો ઉચ્ચાર નહિ કરવા તેમને વિનવવા લાગ્યો. અને તેમણે પેલા ચોરને ઘટતી શિક્ષા કરવા માટે પોલીસને આપવાનો હુકમ આપ્યો અને પોતે ત્રણ જણ મકાનમાં ગયાં ત્યાં એકલાં પડતાં તેમણે પોતાનો ઉભરો ખાલી કરવા માટે ગદ્ગદ કંઠે ઈશ્વરચંદ્રને કહ્યુ કે, "ભાઈ! તને મ્હેં બહુ જ અન્યાય કર્યો છે. હું સ્વાર્થબુદ્ધિથી જ આંધળી બની ગઈ હતી ત્હારી સાથે વરાવવાથી મ્હારૂં પુત્રીરત્ન મ્હારાથી દૂર થશે ને આ હમણાં નાલાયક નીવડેલા માણસની જોડે સંબંધ કરવાથી એ મ્હારી પાસે ઘણો વખત રહી શકશે, એ જ વિચારથી હુ તને ના પાડી અત્યાર સુધી નિરાશ કરતી હતી પણ હવે પ્રભુએ મ્હારી આંખ ઉઘાડી ને તે પણ ત્હારી જ મદદથી, માટે ત્હારા ઉપકારના બદલામાં હું તને મ્હારી પ્રાણપ્રિય પુત્રીનો હાથ સોંપુ છુ અને પરમકૃપાળુ પરમેશ્વર પાસે માગુ છુ કે તેની કૃપાથી તમે બન્ને ચિરકાળ સુખી રહી તમારાથી બને તેટલો પરોપકાર કરવામાં તમારા દ્રવ્યનો ઉપયોગ કરો."

બન્ને જણ પોતાની અભિલાષા આ પ્રમાણે અણધારી પૂર્ણ થવાથી હર્ષના ઉદ્ગાર કાઢતાં કાઢતાં વડીલને ચરણે પડ્યાં અને શાંતિએ ઉઠાડતાં ઉઠાડતા હસતે મ્હોંએ ઈશ્વરચંદ્રને કહ્યુ કે.—"ભાઈ! તુ મ્હારો હવે તો જમાઈ થયો પણ ત્હારા જેવી મોટર બીજુ કોઈ હાંકતું હોય એમ મ્હેં આજ સુધી જોયું નથી માટે હું તો મોટરમાં હવે ક્યારે બેસીશ કે તુ તે હાંકીશ ત્યારે."

ઈશ્વરચંદ્રે આ વાત ખુશીથી સ્વીકારી અને અગાઉના હાંકનારને ખુશી કરવાનુ વચન આપ્યા પ્રમાણે તેનુ પણ દુ ખ ટાળ્યુ, એમ કહેવાની જરૂર નથી.

---

# પ્રો૦ બોઝની શોધખોળ સંબંધે કંઈક.

લેખક :—શા. હરખજી મૂલજી વ્યાસ.

આ વિક્રમના વીશમા શતકમાં જગતે ઘણી વૈજ્ઞાનિક પ્રગતિ કરી છે. એ પ્રગતિ કરનારાઓ મોટે ભાગે પશ્ચિમના લોકો છે. સાહિત્ય, વિજ્ઞાન, કળા આદિ હરકોઈ ક્ષેત્રમાં એ લોકોની પ્રગતિના પ્રકાશથી આપણે એટલા તો અંજાઈ ગયા છીએ, કે તેથી આપણી આત્મશક્તિ કંઈક દબાઈ ગઈ છે. આપણા કર્ણ ઉપર, પશ્ચિમના શોધકો, શીલ્પકો, કવિઓ આદિનાં જ નામ પડતાં હોવાથી સહજ એમ લાગે છે, કે એવા મહાન પુરૂષો આપણે ત્યાં જન્મતા નથી; નહિ તો અહીં કોઈ એવા મહા પુરૂષો કેમ ન હોય ? હોય છે; પણ આપણે તેમના વિષે સવિશેષ જાણતા નથી, તેમ જાણવાની દરકાર પણ કરતા નથી. એવા મહાનુભાવોનાં મહાન કાર્યો સંબંધે જાણવું, તેમની તરફ માનબુદ્ધિ દાખવવી, અને તેઓનાં વૃત્તાંતો વડે આપણી ઉછરતી પ્રજાની આત્મશક્તિનો વિકાસ કરવો, એ એક પવિત્ર ફરજ છે.

આ એક વિચિત્ર વાર્તા છે, કે આપણા મહાન પુરૂષો પશ્ચિમમાં પ્રખ્યાત થાય, પછી જ તેની ખ્યાતિ આપણા સાંભળવામાં આવે છે, તે પહેલા નહિ સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, રવીન્દ્રનાથ અને પ્રો૦ બોઝના સબંધમાં આમ જ બન્યુ છે. એ આપણા મહાપુરૂષો તરફ આપણી કંઈક ઉદાસીનતા દર્શાવે છે. પ્રો૦ બોઝની શોધખોળ સંબંધે વિદેશીઓ જેટલું જાણે છે, તેટલું પણ કદાચ ગુજરાતી જ જાણનાર આપણા બંધુઓ નહિ જાણતા હોય ગયા જાન્યુઆરી ૧૯૧૫ ના "સમાલોચક"માં પ્રો૦ કાન્તિલાલ પંડ્યાએ એ ક્ષતિ પૂરવાનો પ્રયાસ કર્યો હતો, તેની પૂર્તિમાં આ લેખ યોજાયલો છે.

પ્રો૦ બોઝે વિદ્યાલય છોડયું ત્યારે વિજ્ઞાનની સ્થિતિ.

ઑક્ષફર્ડ વિશ્વવિદ્યાલયમાંથી પદવી પ્રાપ્ત કરી પ્રો૦ બોઝ બહાર નીકળ્યા, ત્યારે જડ વિજ્ઞાનની અવસ્થા વર્તમાન સમયના જેવી ન હતી તે વેળા તાર વિના સંદેશા મોકલવાની કળાની શોધ થઈ નહતી. માત્ર ઇથરના તરંગો વડે વિદ્યુત, ગરમી અને પ્રકાશ ઉત્પન્ન થઈ શકે છે, એટલુંજ ઇંગ્રેજ વૈજ્ઞાનિક કલાર્ક મેકસવેલ સાહેબ કાગળ ઉપર પ્રમાણિત કરી પરલોકવાસી થયા હતા. કેવળ જર્મન પંડિત 'હર્ટ્ઝ' સાહેબ તે વખતે મેકસવેલના સિદ્ધાંતો સંબંધમાં પ્રયોગ કરતો હતો. તેણે પ્રયોગો દ્વારા એ બતાવ્યુ કે કૃત્રિમ ઉપાયથી ઈથરમાં વિદ્યુતતરંગ ઉત્પન્ન કરી શકાય પરન્તુ તેની અસર મનુષ્યની ઇંદ્રિઓ-આંખકાન-ઉપર થઈ શકે નહિ, માટે તે જાણવાને કોઈ યંત્રની સહાયતા લેવી જોઈએ. ઈંગ્રેજ

વૈજ્ઞાનિક લૉજ સાહેબે તે પછી થોડા જ સમયમાં તેવું એક યંત્ર તૈયાર કર્યું તે હમણાં 'કોહીઅરર'-(*Coherer*) ને નામે ઓળખાય છે. તેમાં કાચના નળામાં ધાતુચૂર્ણ એ પ્રધાન સાધન છે. એ ચૂર્ણ વિદ્યુતનાં આંદોલનોથી અગ્રાહક થઈ જાય છે. તેથી તેને વિશ્રાન્તિ આપવાની જરૂર પડે છે. વૈજ્ઞાનિકો આ યંત્રની મદદથી સંદેશા મોકલવા મેળવવાની શોધ કરવા લાગ્યા. પણ એ ચૂર્ણમાં શા માટે એ પરિવર્તન થાય છે, તેનું કારણ અંધારામાં જ રહ્યું.

ઉક્ત પરિવર્તનનું કારણ જાણવાને પ્રાય ૨૦ વર્ષ પૂર્વે પ્રો૦ બોઝે શોધખોળની શરૂઆત કરી.

**પ્રથમ શોધ** વિદ્યુત તરંગોના સ્પર્શથી લોહચૂર્ણ લાગણી રહિત થઈ જાય છે, માટે તે જ ચૂર્ણને કાર્યક્ષમ રાખવા માટે વિશ્રાન્તિ આપવાની જરૂર પડે છે પ્રો૦ બોઝ પોતાની આ શોધથી પોતે જ વિસ્મય પામ્યા અને અનેક જડ પદાર્થ ઉપર વારંવાર આઘાત કરવાથી શું પરિણામ થાય છે, તે જોવાનું શરૂ કર્યું પ્રાણીના દેહ ઉપર આઘાતથી થતી બધી અસર કંઈ ઇંદ્રિયોદ્વારા જણાતી નથી. માત્ર વિદ્યુતપ્રવાહદ્વારા તે સંપૂર્ણ જાણી શકાય છે. આથી વિદ્યુતદ્વારા જડ પદાર્થોની વિવિધ અવસ્થાની પરીક્ષા તેમણે કરવા માંડી. સજીવ પ્રાણીની માંસપેશી અથવા સ્નાયુ ઉત્તેજીત કરવાથી, ઉત્તેજીત સ્થાને અતિસૂક્ષ્મ વિદ્યુત ઉત્પન્ન થાય છે, (ઘણા સારા તડિત્વીક્ષણયંત્રથી તે જાણી શકાય છે) પરંતુ મૃત પ્રાણીના દેહ ઉપર અસંખ્ય આઘાત કરવા છતાં વિદ્યુત ઉત્પન્ન થતી નથી. ધાતુ લઇ પ્રયોગ કરતાં પ્રો૦ બોઝને બરાબર તેવી જ રીતે આઘાતથી વિદ્યુત ઉત્પન્ન થતી જણાઈ એમ ધાતુ સજીવ પ્રાણીના સમાન ગુણધર્મ વાળી માલમ પડી. વારંવાર આઘાત કરવાથી માંસપેશી લાગણીશૂન્ય થઈ જાય છે. વિરામ મળતા લાગણી જણાવવાની શક્તિ પાછી તેમાં આવે છે. ધાતુમાં પણ આ ધર્મ, પ્રયોગ દ્વારા તેમને માલમ પડ્યો આથી ચેતન પ્રાણી અને જડ ધાતુ વચ્ચે તેમને સામ્ય જણાયું તે તેમણે જગતને સિદ્ધ કરી બતાવ્યું. આગળ વધી તેમણે, જેમ પ્રાણી માદક દ્રવ્યના પ્રયોગથી ઉત્તેજીત થાય છે, અને વિષના પ્રયોગથી મરણ પામે છે, તેમ ધાતુ પણ માદક દ્રવ્યથી ઉત્તેજીત થાય છે, અને વિષથી જર્જરિત થઈ મરણ પામે છે, એમ સિદ્ધ કર્યું.

**યુરોપની પ્રથમ મુસાફરી** આજથી લગભગ સોળ વર્ષ પૂર્વે, ઉપર્યુક્ત શોધો પશ્ચિમના વિદ્વાનો સમક્ષ સિદ્ધ કરી બતાવવાને અર્થે પ્રો૦ બોઝ યૂરોપ ગયા હતા ઇંગ્લંડ અને ફ્રાંન્સની વિજ્ઞાન પરિષદો સમક્ષ તેમનાં ભાષણો થયાં. તેમના સિદ્ધાંતોની પરીક્ષા કરી તે પરિષદો સ્તબ્ધ થઈ હતી.

**પશ્ચિમના વિદ્વાનોમાં ખળભળાટ** પ્રાચીન માન્યતાનો ત્યાગ કરી નૂતનને કોઈ ગ્રહણ કરતું નથી. જેઓ વિજ્ઞાનના સત્ય ઉપર વાદાવાદ કરે છે, તેઓમાં પણ કંઈ આવાં પ્રકારના માણસો ઓછા હોતા નથી પ્રો૦ બોઝના સિદ્ધાંતો, પ્રાચીન વૈજ્ઞાનિક સિદ્ધાંતો

સાથે સગત થતા ન હોવાથી, તે પ્રાચીન સિદ્ધાંતોના આગેવાન વૈજ્ઞાનિકોને પ્રો૦ બોઝના સિદ્ધાંતો ઠંડા પહોરનાં ગપ્પાં અથવા 'કલ્પનાના ઘોડા' જેવા લાગ્યા. તેમાંના કેટલાક ઈર્ષાથી પ્રેરાઈ તેમની વિરુદ્ધ ચર્ચા કરવા લાગ્યા. ચર્ચા એટલી બધી વધી પડી કે પશ્ચિમનાં સર્વ પત્રો ને માસિકોમાં પ્રો૦ બોઝના સિદ્ધાંતો ઉપર ઊહાપોહ થવા લાગ્યો. આ મીઠા પ્રસગમાથી ઈશ્વરે શુભ પરિણામ ઉત્પન્ન કર્યું, તે એ કે આથી પ્રો૦ બોઝ પશ્ચિમમાં સર્વત્ર વિખ્યાત થયા ઈર્ષાના ઉભરો શાંત થતા, 'સત્ય' સત્ય તરીકે સમજાયું અને આધુનિક સમયમાં પહેલી જ વાર પશ્ચિમના વૈજ્ઞાનિકોને પૂર્વના વૈજ્ઞાનિક સમક્ષ 'નમણું' આપવુ પડ્યુ.

ધાતુ અને સજીવ પ્રાણી વચ્ચે આટલો બધો ગાઢ સબંધ છે, તો ઉદ્‌ભિજ્જ અને પ્રાણી વચ્ચે એથી પણ વિશેષતર સબંધ હોવો જોઈએ, આ વિચાર આવતાં તેમણે પોતાની શોધખોળ એ દિશામાં શરૂ કરી.

**પ્રાણી અને ઉદ્‌ભિજ્જ-જીવનની એકતા**

પ્રાણીના શરીરને ચીમટી ભરવાથી કે અન્ય આઘાત કરવાથી વેદના ઉત્પન્ન થાય છે, અને તે ભાગનુ સંકોચન થાય છે. અથવા તે સ્થળે વિદ્યુતપ્રવાહ ઉદ્‌ભવે છે. આ આઘાતનાં લક્ષણો છે. તાજા પુષ્પના ડીંટાને ચીમટી ભરવાથી ઉપર્યુક્ત આઘાતનાં લક્ષણો પોતાના યન્ત્રોદ્વારા પ્રો૦ બોઝને જણાયાં.

**ક આઘાતની ઉદ્‌ભિજ્જ ઉપર અસર**

પ્રાણી લાંબો વખત શ્રમ કરવાથી થાકી જાય છે, ત્યારે તેને વિશ્રાંતિની જરૂર પડે છે. ઘટતો સમય વિસામો મળ્યા પછી, તે પહેલાની માફક પોતાનું કાર્ય કરવાને શક્તિમાન થાય છે. ઉદ્‌ભિજ્જ પણ શ્રમથી પ્રાણીની પેઠે અશક્ત થઈ જાય છે અને ઘટતો સમય વિસામો મળ્યા પછી સશક્ત થયેલુ જણાય છે. ઉપર્યુક્ત બન્ને અસરો, લજ્જામણી નામના રોપા ઉપર પ્રયોગ કરી તેમણે સુસ્પષ્ટ સિદ્ધ કરી બતાવી. લજ્જામણીના રોપાને જરા આઘાત કરતાં તરત જ તે સંકોચન પામી લાગણી જણાવે છે પણ ઉપરાઉપરી વારંવાર આઘાત કરવાથી તે શ્રમથી ક્લાંત થઈ જાય છે. પછી વિસામો ન મળે તો રોપો સ્ફૂર્તિ બતાવતો નથી વળી પ્રાણીના શરીર ઉપર આઘાત થતાં જ વેદનાનું જ્ઞાન થતુ નથી, આઘાત થયા પછી વેદનાનું જ્ઞાન થતાં સુધીમાં કંઈક સમય જાય છે. ઉદ્‌ભિજ્જમાં પણ તેમ થતુ પ્રો૦ બોઝને માલમ પડ્યુ છે.

**ખ ઉદ્‌ભિજ્જ ઉપર શ્રમની અસર.**

મત્તાવસ્થામાં મદ્ય પીનારની ચાલચલાણમાં અદ્‌ભુત ફેરફાર થઈ જાય છે. તે હાથપગ અફાળે છે. લવારો કરે છે, કે ઘેનમાં પડી રહેછે. ટુકમાં તે ગાંડપણનાં ચિન્હો જણાવે છે. પ્રો૦ બોઝે પ્રયોગ દ્વારા, માદક દ્રવ્યથી ઉદ્‌ભિજ્જ પણ સઘળાં ગાંડપણના ચિન્હ જણાવે છે, એમ સાબિત કરી બતાવ્યું છે. લજ્જામણીના છોડને

**ગ ઉદ્‌ભિજ્જ ઉપર માદક અસર**

हिंदना विश्वविख्यात वैज्ञानिक



प्रो. जगदीशचन्द्र बोस.



मोरबीनिवासी महामहोपाध्याय शीघ्रकविश्वर

**शंकरलाल माहेश्वर.**

हाल वय ७२

कविश्वर शंकरलालनु नाम गुजरात काठीयावाडमां संस्कृतना एक संगीन अभ्यासक अने लेखक तरीके सुविख्यात छे ब्रिटिश सरकार तरफथी तेमने थोडा वखत पहेला 'महामहोपाध्याय'नी पदवि आपवामा आवी छे, आ रीतें गुजराती प्रजाना विद्वान लेखकोने योग्य न्याय आपवानी ब्रि सरकारनी पद्धति नि संशय प्रशंसापात्र छे

THE MANORANJAN PRESS, BOMBAY

આલ્કોહોલની બાફમાં રાખવાથી ઉપર્યુક્ત ગાંડપણનાં સઘળાં લક્ષણો તે બતાવે છે. તેને હાથ, પગ કે બોલવાની શક્તિ નથી. એટલે તે દારૂડીઆની માફક હાથ પગ અફાળી, હરત કે ચાળા કરી શકતો નથી. પરંતુ ગાંડપણથી ઉત્પન્ન થતી ઉછૃંખલતાનાં સઘળાં લક્ષણો યંત્રદ્વારા જણાવે છે. ઠંડી ને સ્વચ્છ હવાથી મત્ત માણસનો નિશો ઉતરી જાય છે, તે જ પ્રમાણે તે તે છોડને ખુલ્લી ઠંડી હવામાં રાખવાથી મૂળ પ્રકૃતિ ઉપર પાછો આવે છે

કેવળ માદક દ્રવ્ય જ નહિ, પરંતુ હરકોઈ વસ્તુ, પ્રાણી ઉપર જેવી અસર કરે છે, તેવી જ અસર વનસ્પતિ ઉપર પણ તેની થાય છે આ અને આવા બીજા અનેક પ્રયોગો દ્વારા પ્રો૦ બોઝે એમ સાબિત કરી આપ્યું કે પ્રાણી અને વનસ્પતિના જીવનકાર્યમાં કોઈ પણ તરેહનો ભિન્ન ભાવ નથી. વિધાતાએ ઉભયને સમાન ગુણવિશિષ્ટ બનાવ્યાં છે.

## પ્રાણી અને ઉદ્ભિજ્જની શારીરિક એકતા.

ઉદ્ભિજ્જમાં જ્ઞાનતંતુ અસ્તિત્વ જર્મન પંડિતોનો પરાભવ

પેફેર (*Pfeffer*) અને હેબરલેન્ડ (*Haberland*) નામના જર્મનીના પ્રધાન વનસ્પતિ-શાસ્ત્રી પંડિતોએ વનસ્પતિમાં જ્ઞાનતંતુ છે કે નહિ, તે જાણવાને લજ્જામણીના રોપા ઉપર કેટલાક પ્રયોગો કર્યા તે રોપાને ક્લોરોફાર્મના બાફમાં રાખ્યો, તેનાં ડીટાં બાળી નાખ્યાં, તો પણ તે રોપો લાગણી બતાવતો બંધ પડયો નહિ. આથી તેઓએ સિદ્ધાંત સ્થાપ્યો કે લજ્જામણીના છોડમાં જ્ઞાનતંતુ નથી. જો હોત તો ક્લોરોફોર્મના સ્પર્શથી અને તાપથી તેનું કાર્ય બંધ પડી જાત અને તેથી તે લાગણી બતાવતો બંધ પડત અગ્નિમાં ડીટાં બાળેલા ભાગના ચલન-વલનનું કારણ તેઓએ એવું બતાવ્યું, કે રબરની નળીમાં પાણી ભરી તેને એક છેડે દબાણ કરવાથી જેમ બીજે છેડે પણ દબાણ થાય છે, તેમ છોડમાં રહેલા પાણીને લીધે તે ચલનવલન થાય છે ઉક્ત વિદ્વાનોના પ્રતિવાદ અર્થે પ્રો૦ બોઝે જે પ્રયોગ કરી બતાવ્યો છે, તે અતિ આશ્ચર્યજનક છે

લજ્જામણીના-ઘણા નાના રોપાને તેણે એવી સાવધાનથી ઉછેરી મોટો કર્યો કે, તેના ડાળીપાંદડાને કદી કંઈ પણ આઘાત થાય નહિ. સારી માવજતથી ઉછરેલો હોવાથી, તે રોપો સંપૂર્ણ મોટો થયો ત્યારે બીજા રોપાઓને મુકાબલે સુંદર અને સુદૃઢ જણાતો હતો છતાં અનભ્યાસને લીધે, સહજ આઘાતથી લાગણી બતાવવાની શક્તિ તેમાં ન હતી ઉપર્યુક્ત વિદ્વાનોના કહેવા પ્રમાણે પાણી જો લાગણીનું વાહક હોત, તો આ છોડ પણ લાગણી બતાવી શકત. આથી સાબીત થયું કે રોપામાંનું પાણીનું તે લાગણી વાહક નથી

લજ્જામણીમાં મનુષ્યની પેઠે જ્ઞાનતંતુનું જાળું છે. જેમ કેટલાક ધનવાન મનુષ્યો શરીરે હષ્ટપુષ્ટ હોવા છતાં અનભ્યાસથી કાર્ય કરી શકતા નથી, અથવા તેમા નિર્બળ જણાય છે તેમ પેલો રોપો અનભ્યાસને લીધે સહજ આઘાતે લાગણી બતાવી શકતો ન હતો. કાર્યના અભાવથી જે જ્ઞાનતંતુ વિકળ થઈ ગયા હોય તેને બળપૂર્વક ચલાવવામા આવે તો થોડા વખતમાં મૂળ પ્રકૃતિ ઉપર આવી જાય છે, અને સશક્ત જ્ઞાનતંતુની પેઠે પોતાનું કાર્ય કરી શકે છે, તે જ પ્રમાણે ઉક્ત રોપાને પ્રો૦ બોઝે વારંવાર આઘાત અને ચલનવલન કરાવી સશક્ત બનાવ્યો. આથી તે અન્ય રોપાની માફક લાગણી બતાવતો થયો. આ રીતે તેણે ઉક્ત વિદ્વાનોનો પ્રતિવાદ કરી જ્ઞાનતંતુનું અસ્તિત્વ સિદ્ધ કર્યું. વનસ્પતિનાં જ્ઞાનતંતુ તેના શરીરના ઉંડાણ પ્રદેશમાં ફેલાયલા હોવાથી બહારની અસર જલદીથી તેને થતી નથી. આ કારણથી લજ્જામણીના રોપાના ડીંટા બાળવા છતાં, અને ક્લોરોફોર્મની બાફમા રાખવા છતા, તે લાગણી જણાવી શકે છે. એટલે તે લાગણી જણાવવાનું કારણ તો જ્ઞાનતંતુ જ છે

**ઉદ્‌ભિજ્જમાં જ્ઞાનતંતુની કાર્યક્ષમ શક્તિ**

જ્ઞાનતંતુની શક્તિ સઘળાં પ્રાણીઓમા સરખી નથી, એટલુ જ નહિ, પણ સઘળાં માણસોમા પણ તે એક સરખી નથી હોતી. કોઈ માણસને સ્લેટ ઉપર પેનનો ઘસો થાય તે અસહ્ય થઈ પડે છે. રેતીથી વાસણ માજતાં જે શબ્દ થાય છે, તે ઘણાને બહુ કર્કશ લાગે છે. વનસ્પતિમાં પણ આવી ભિન્નતા છે. કેટલાક રોપાના જ્ઞાનતંતુ અતિ ઉત્તેજક સ્થિતિમા પણ સરળતા જાળવી શકે છે. વળી કેટલાક રોપા નબળા મનુષ્યની પેઠે થોડા આઘાતથી ઉશ્કેરાઈ જાય છે. એમ પ્રયોગો દ્વારા પ્રો૦ બોઝે સાબિત કર્યું છે.

જ્ઞાનતંતુ દ્વારા લાગણીનુ વહન થવામાં કંઇક સમય લાગે છે. માનવ શરીરમાં જ્ઞાનસંચાર દર સેકન્ડે ૧૧૦ ફીટની ગતિથી થાય છે. કેટલાક હલકી પંક્તિના પ્રાણીમા તે સચાર દર સેકન્ડે બે ઈંચથી વધારે હોતો નથી. વનસ્પતિમા પણ જૂદા જૂદા છોડમાં ભિન્ન ભિન્ન વેગે જ્ઞાનસંચાર થાય છે એમ ચોકસ ગણતરી પ્રો૦ બોઝે કરી છે. લજ્જામણીના સતેજ છોડમાં તે વેગ દર સેકન્ડે ૧૬ ઇંચ હોય છે. છોડ જ્યારે થાકેલો અથવા દુર્બલઅવસ્થામાં હોય છે ત્યારે તે વેગ ઘટી જાય છે. અનેક હલકી પંક્તિના પ્રાણીને મુકાબલે લજ્જામણીમાં જ્ઞાનતંતુની રચના વધારે સરળ અને કાર્યક્ષમ છે.

**વનસ્પતિ (ઉદ્‌ભિજ્જ) માં હ[illegible]**

પ્રાણીના હૃદય જેવુ કોઈ યંત્ર વનસ્પતિના શરીરમા છે, કે નહિ ? તે અત્યાર સુધી વૈજ્ઞાનિકોને માલમ ન હતું. પ્રો૦ બોઝે "વનચાંડાલ" નામના છોડમા પ્રાણીના હૃદય જેવા અંગની શોધ કરી છે. તે પ્રાણી હૃદયની પેઠે

**સ્વતઃ સ્પન્દન અંગ (હૃદય)** થાય છે, એમ પણ સિદ્ધ કર્યું છે "વનચાંડાલ"નાં પાંદડાંનું સંકોચાવું, ખિલવું વૈજ્ઞાનિકોના જાણવામાં હતું, પરંતુ સૂક્ષ્મ સાધનના અભાવે પાંદડાંઓ પોતાની મેળે શાથી ચલનવલન કરે છે, તેનો નિર્ણય થયો ન હતો. પ્રો૦ બોઝે પોતાનાં યંત્રો દ્વારા તેનું વૃત્તાંત તેની પાસે જ લખાવી લીધું છે. યંત્રે તેનો ભેદ ખોલી આપ્યો કે 'વનચાંડાલ'ના પાંદડાંનું ચલનવલન અને પ્રાણીહૃદયનું સ્પંદન (ધડકો) એ બંને એક જ વ્યાપાર છે.

પ્રાણીહૃદય ઉપર 'ઇથિર' નામના રાસાયણિક પદાર્થની વિવિધ અસર થાય છે. થોડા 'ઇથિર'થી તેની ક્રિયા વૃદ્ધિ પામે છે અધિક 'ઇથિર'થી તે કટાળી બંધ પડે છે. સ્વસ્થ 'વનચાંડાલ'ને કાચની હાંડીમાં રાખી, તેમાં પ્રો૦ બોઝે થોડી ઇથિરની બાફ દાખલ કરી. બાફ નાસણમાં પેસતાં જ તેના પાંદડાં જોરથી ચલનવલન કરવા લાગ્યાં. બાફનું પ્રમાણ વધતાં તે ક્રિયા ધીમી પડી. અને અધિક ઇથિરથી જેમ હૃદય ધીમે ધીમે મંદ થતું બંધ પડે છે, તેમ તે છોડના પાંદડાંનું ચલનવલન ક્રમેક્રમે બંધ પડ્યું. વળી ક્લોરોફોર્મની જેવી અસર પ્રાણીહૃદય ઉપર થાય છે, તેવી જ અસર "વનચાંડાલ"ના પર થાય છે આથી પ્રો૦ બોઝને માલમ પડ્યું કે હૃદય જેવું સ્વતઃસ્પંદન અંગ વનસ્પતિમાં છે.

**સ્વતઃ સ્પન્દન શાથી થાય છે?** ઉપલી શોધ પછી પ્રાણીના સ્વતઃસ્પંદનની વ્યાખ્યા વિચારણીય થઈ પડી છે. પ્રાણીઓનાં હૃદય શું પોતે પોતાની મેળે જ ધડકે છે? એ પ્રશ્ન વિદ્વાનો આગળ મૂકવામાં આવે તો તેઓ કહે કે, શરીરની અંદરથી શક્તિ મેળવી હૃદય સ્વતઃસ્પંદન કરે છે. પ્રો૦ બોઝને તે કબુલ નથી. તેઓ કહે છે કે, બહારની શક્તિ વડે જેને અટકાવી કે ચલાવી શકાય, તે અંદરની શક્તિનું કાર્ય હોઈ શકે નહિ તેમના મત પ્રમાણે પ્રાણીને ઉદ્‌ભિજ્જનું સ્વતઃસ્પંદન બ્હારની શક્તિનું કાર્ય છે બ્હાર શક્તિનો અભાવ નથી હવા, પાણી, અજવાળું, વિદ્યુત્ આદિ સર્વ શક્તિ, બહારથી આવી શરીર ઉપર કાર્ય કરી શકે છે તે પ્રમાણે હવા, પાણી, અજવાળું, વિદ્યુત આદિ બહારની શક્તિઓ શરીરમાં આવી સ્પંદન ઉત્પન્ન કરે છે.

**ઉદ્‌ભિજ્જનાં મૃત્યુ ચિન્હો પ્રાણીની સમાન છે.** મૃત્યુ પૂર્વે પ્રાણીશરીર ઉપર તેનાં ચિન્હો જણાય છે. પરંતુ ઉદ્‌ભિજ્જ ઉપર મૃત્યુનો હલ્લો એટલો બધો ધીમો થાય છે કે, તેના મરણનો ખરો સમય નક્કી કરી શકાતો નથી. પાંદડાં અથવા ડાળીઓ ઉપરથી તેના મરણનું અનુમાન થઈ શકતું નથી મરણ પછી પણ કેટલાક દિવસો સુધી ડાળાં, પાંદડાં કોઈ વાર તાજાં જણાય છે. પ્રો૦ જગદીશચંદ્રે પ્રયોગો દ્વારા તે ચિન્હો જોયાં છે.

પ્રથમ પ્રયોગ તેણે લજ્જામણીના છોડ ઉપર કર્યો હતો. લજ્જામણીનાં પાંદડાંનો સંબંધ યંત્રની લેખિની જોડે જોડ્યો. પાંદડાં હાલીચાલી, ઉંચાનીચાં થઈ, લેખિની દ્વારા પોતાની સ્થિતિ જણાવવા લાગ્યાં. પ્રયોગમાં છોડને ગરમી આપવાની ગોઠવણ કરી હતી ધીમે ધીમે ગરમી વૃદ્ધિ પામતી ગઈ, તેમ છોડ વધારે ચલનવલન કરવા લાગ્યો. પણ આથી, તે મરણોન્મુખ છે, એમ જણાતું ન હતું. ગરમીનું પ્રમાણ ૩૦ ઉપરથી ક્રમે ક્રમે ૪૦, ૫૦ થતાં યંત્રના ફલક ઉપર ચલનવલનનું પ્રમાણ ઘટતું જણાયું. ગરમી વધી ૬૦ પર પહોંચી ત્યારે તાપથી ક્લાંત થઈ, બળ પૂર્વક દિર્ઘશ્વાસ કરી તે છોડ જડ થઈ ગયો. આ અંતિમ દિર્ઘશ્વાસને મરણ પામતી વખતનાં તાણ (spasm) સિવાય બીજું શું કહી શકાય ? તાજાં પાંદડાંને તાપ પર ધરતાં તે પોતાની મેળે સંકોચાઈ ચલનવલન કરે છે. તાપ એ જ એક કારણ નથી પાંદડાંને મરતાં થતું દુઃખ અથવા તાણ એ પણ તેનું કારણ છે. પ્રાણીની પેઠે, ઉદ્ભિજ્જનું મૃત્યુ પણ કરુણાજનક હશે, એમ પહેલાં વૈજ્ઞાનિકોને કલ્પના પણ થતી ન હતી, તો અન્યની શી વાત ?

ઉદ્ભિદ્ જીવનપ્રણાલિ જાણવા માટે પ્રો૦ બોઝે પ્રયોગ કરવા માંડ્યા, ત્યારે આગળનાં તે પ્રો૦ બોઝે પોતે વિષયને લગતાં યંત્રો તેમને બહુ સ્થૂળ જણાયાં. વનસ્પતિને લગતા શોધી કાઢેલાં યંત્રો. તેમના સઘળા પ્રયોગોમાં વપરાતાં યંત્રો, તેમનાં પોતાનાં શોધી કાઢેલાં છે. તે યંત્રો જે જે કાર્યને માટે બનાવેલાં છે, તે તે એટલા સૂક્ષ્મ ફેરફારની નોંધ લેનારાં છે કે પશ્ચિમના વિદ્વાનોને પણ તે વિસ્મયકર થઈ પડે છે ગરમી, ઠંડી કે આઘાતથી જે સામાન્ય પરિવર્તન થાય તે પણ તેમાં સ્પષ્ટ જણાય છે. જ્ઞાનતંતુ મારફતે જ્ઞાનસંચાર થતા જે સૂક્ષ્મ સમય જાય છે, તેની પણ ગણતરી, પ્રો૦ બોઝ પોતાનાં યંત્રો દ્વારા કાઢી શક્યા છે. તેમનું બનાવેલું 'ક્રેસ્કોગ્રાફ' નામક યંત્ર પ્રતિ સેકન્ડે છોડમાં કેટલી વૃદ્ધિ થાય છે તે જણાવી શકે છે. આ યંત્રો કેટલાં આશ્ચર્યજનક છે, તે જોનાર જ જાણી શકે ?

વિજ્ઞાનના સમૂહમાં એ શોધોનું અતિ મહત્વ છે, એમ જગતે સ્વીકાર્યું છે. ઉપર્યુક્ત શોધોનો વ્યવહારિક ઉપયોગ. વ્યાવહારિક દૃષ્ટિએ પણ તે ઘણી ઉપયોગી થઈ પડવાનો સંભવ છે.

આ જમાનામાં ઉત્પન્ન થતા નાના પ્રકારના રોગો માટે નવાં નવાં ઔષધો, અને રસીઓ વગેરે વિદ્વાન વૈદ્યો તૈયાર કરે છે. પણ સંપૂર્ણ ગુણદોષ જાણ્યા પહેલાં મનુષ્યો ઉપર તેનો પ્રયોગ થઈ શકતો નથી. આથી બીચારાં નિર્દોષ પ્રાણીઓ ઉપર અજમાશ થાય છે અને અજમાશ કરતાં કરતાં બિચારાં સેંકડો પ્રાણીના જીવ જાય છે. હવે એવા વિષારી ઔષધોના પ્રયોગો ભવિષ્યમાં વનસ્પતિ ઉપર કરી શકાશે, એમ ધારી શકાય.

મનુષ્યોને પક્ષાઘાત, ચસકા આદિ અનેક જ્ઞાનતંતુના રોગ થાય છે. જ્ઞાનતંતુના કાર્ય સમ્બધે જગતનું જ્ઞાન હજુ બહુ અપૂર્ણ છે, તેથી તેવા રોગોની બરાબર ચિકિત્સા થઈ શકતી નથી. વળી ઉત્તમ પંક્તિનાં પ્રાણીઓની જ્ઞાનતંતુરચના એટલી જટિલ છે કે, જ્ઞાનતંતુના રોગનો પ્રાણીદેહમાં નિર્ણય કરવો કઠણ થઈ પડે છે. પરન્તુ વનસ્પતિના જ્ઞાનતંતુની રચના મુકાબલે ઘણી સરળ છે. આથી વનસ્પતિના શરીરમાં જ્ઞાનતંતુના રોગોની ચિકિત્સા કરવી સહેલી થઈ પડશે. આમ મનુષ્યના જ્ઞાનતંતુના રોગોની દવા વનસ્પતિ ઉપરથી નક્કી થઈ શકશે.

કયુ ખાતર કયા પાકને અનુકૂળ આવશે, તેનો નિર્ણય કરવાને પાક ઉપર મહીનાઓ સુધી અખતરા કરવામાં આવે છે તોપણ ઘણી વાર જોઈએ તેવો નિર્ણય થતો નથી. પરંતુ 'ક્રેસ્કોગ્રાફ' જેવા યંત્રો મારફતે કયુ દ્રવ્ય કયા રોપાને અનુકૂળ છે, તે થોડી પળોમાં નક્કી કરી શકાય છે. આથી ખેડુતોની મોટી મુશ્કેલી દૂર થશે.

---

# આપણા વાર્ષિક સમારંભો.

(અનુસંધાન પૃષ્ઠ ૪૭ થી)

## ૩. બ્રાહ્મપરિષદ

લેખક—રા. મણીલાલ છો. પારેખ, બી. એ.

ગયા ડિસેમ્બરમાં મુંબઈમાં કૉંગ્રેસની સાથે જે કોન્ફરન્સો ભરાઈ હતી તેમાંની એક કોન્ફરન્સ *Theistic Conference* પણ હતી. આ કોન્ફરન્સ કેટલાક વર્ષો થયાં બ્રાહ્મ સમાજના લોકો તરફથી ભરવામાં આવે છે અને તેમાં બ્રાહ્મસમાજો અને પ્રાર્થનાસમાજોના સભાસદો જ ભાગ લે છે. ડિસેમ્બર મહિનાની આખરના એક અઠવાડીઆમાં એટલી બધી પરિષદો ભરાય છે કે ભાગ્યે જ એક કે બેમાં જેવુ જોઈએ તેવુ કામ થતું હોય. ખરી રીતે જોતાં જુદા જુદા ધર્મના મંડળોની સભા ભરવાનો એ વખત નથી તોપણ દેખાદેખીથી કેટલુંક તે પ્રમાણે સર્વ મંડળોમાં થતુ જાય છે આ કારણને લઈને આ બ્રાહ્મ પરિષદમાં બહુ સંતોષકારક કામ થાય તે લગભગ અશક્ય છે તોપણ કોઈ કોઈ થીઈસ્ટીક કોન્ફરન્સ સારી ભરાય છે અને તેમાં કામ પણ સારૂ થાય છે. આ વખતે મુંબાઈમાં જે કોન્ફરન્સ ભરાઈ હતી તે કેટલીક રીતે સારી હતી અને તેમાં કેટલાક વિષયો સારી રીતે ચર્ચાયા હતા. પણ આ કોન્ફરન્સમાં સર્વથી વિશેષ ઉપયોગી તો તેના પ્રમુખ કલકત્તાના પ્રસિદ્ધ ઓનરેબલ ઑ. ડા. નીલ રતન સરકારનું ભાષણ હતું એ ભાષણ એવુ તો સારૂં હતું કે ભાગ્યે જ, કોઈએ આજની થીઈસ્ટીક

કૉન્ફરન્સમાં તેવું ભાષણ આપ્યું હોય. તે ખરેખર ઘણું જ મનનીય છે અને તે આ દેશના દરેક હિતેચ્છુએ બની શકે તો વાંચવું જોઈએ. તે બ્રાહ્મસમાજના ધર્મનો અને ઇતિહાસનો ઘણો સારો ચિતાર આપે છે અને તેમની વિચારશ્રેણિ અને ભાષા બન્ને બહુ ઉંચા પ્રકારના છે. તે વાંચતાં જ એમ લાગે કે એ તો બંગાળી જ લખી શકે, કારણ કે આપણા ગુજરાત કે દક્ષિણમાં એ બન્ને આગળ વધેલા છે તે છતાં, આવી જાતની વિચારશ્રેણિ હજુ ઉત્પન્ન થઈ નથી. એ વ્યાખ્યાનનું પ્રધાન લક્ષણ કહીએ તો તે ધર્મનો અતિ ઉચ્ચ ઉદાર ભાવ છે કે જે ભાવને માટે બ્રાહ્મસમાજ પહેલેથી જ યોગ્યરીતે પ્રસિદ્ધ છે. ધર્મ સમન્વયનો ભાવ, અથવા સાધારણ ભાષામાં કહીએ તો મડન ભાવ, ખડન નહિ પણ મડનનો ભાવ આ વ્યાખ્યાનમાં બહુ સારી રીતે પ્રકાશિત થાય છે, અને તે નીચેના ટાંકેલા તે વ્યાખ્યાનમાંથી કેટલાક વચનોથી જણાશે.

ડૉ૦ સરકાર પોતાના ભાષણની લગભગ શરૂઆતમા જ કહે છે કે "જેને આપણે અત્યાર સુધી પ્રેતપૂજા, પ્રાણિપૂજા અને એવાં બીજા નામ આપી અને વહેમો ગણી તિરસ્કારીએ છીએ તે માનવી જીવનના વિકાસનો એક ક્રમ છે તેથી પણ તે વિશેષ છેઃ તે એમ બતાવે છે કે મનુષ્યો ઇંદ્રિયોના જડ પડદાને ચીરીને કોઈ અગોચર વસ્તુ અને અલૌકિક શક્તિ જોવા માગે છે, જો કે તે શક્તિનાં ચિન્હો જાણવામાં અને વિચારવામાં તેની ભૂલ પણ થતી હોય,......એ ખરૂં છે કે આપણે આપણા જીવનના વિકાસમા એ ક્રમો ઓળંગી ગયા છીએ પણ તે કારણથી તેવા ક્રમો પ્રત્યે દ્વેષભાવથી જોવાને આપણને કશો અધિકાર નથી."

ઐતિહાસિક એકેશ્વરવાદો સબધે બોલતાં તે કહે છે કે "પૃથ્વીના મોટા ઐતિહાસિક એકેશ્વરી ધર્મો, જેવા કે ખ્રિસ્તિ, મુસલમાન, વૈષ્ણવ કે શૈવ વગેરે ધર્મોમાંના પ્રત્યેક આપણને ઘણી ઘણી અને વિધવિધ ભક્તિ શીખવે છે. એટલુ જ નહિ પણ આ ઐતિહાસિક ધર્મો એક રીતે આપણા સાર્વજનિક ધર્મ કરતાં ચડીઆતા છે, અને તેથી આપણા એકેશ્વરવાદે પણ ઐતિહાસિક થઈ મનુષ્યજાતિનું આધ્યાત્મિક જીવન પામી જીવત અને સબળ થવું જોઈએ, નહિ તો એ ધર્મ માત્ર એક ખાલી ખ્યાલ રહેશે, અને તેથી કદાચ થોડા લોકોના જીવનમાં તે શોડે અંશે ઉતરે પણ પૂર્ણ અંશે તો તે ઉતરવાનો નહિ જ.

હિન્દી એકેશ્વરવાદ સબધે બોલતાં તે કહે છે કે "આ હિન્દી એકેશ્વરવાદમાં, ભૂતકાળમાં, તેના મૂળ જોતાં કેટલીક રીતે સર્વ ઇતિહાસનો તેમા સમાવેશ થયેલો જોવામાં આવે છે, અને તે લક્ષણ આધુનિક સમયના આપણા નવા શિક્ષણથી દિન પ્રતિદિન વધતું જશે. વળી આપણા યુગના સર્વોચ્ચ બુદ્ધિમાન મનુષ્યોને અધિકાધિક અંશે એમ લાગતુ જાય છે કે ભવિષ્યનો ધર્મ પણ તેવી જ રીતે સર્વ ઇતિહાસમય થશે અને મનુષ્યજાતિના ધર્મમાં બૌદ્ધ, હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તિ, એ ચારે ધર્મોને એકેક સ્થાન મળશે.

ડા. સરકારે કેવી ધર્મસમન્વયની દૃષ્ટિ બતાવી છે તે આ વચનોપરથી બરાબર દેખાઈ આવે છે. આ *Theism*, કે બ્રાહ્મધર્મ, જેને ડા. સરકાર યુગધર્મ કહે છે તેના આ સમન્વયના લક્ષણો બતાવ્યા પછી, ડા. સરકાર તે યુગધર્મનો અને તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન અને કળા વગેરેનો સંબંધ બતાવે છે, અને ત્યાર પછી તેને સબંધે પ્રાર્થના, સ્વાતંત્ર્ય અને પાપ અને દુઃખના વિષયો ચર્ચે છે અને ત્યાર પછી સમાજ સેવા અને બ્રાહ્મધર્મમંડળીની સેવાના કેટલાક પ્રકાર બતાવે છે. આ બધું સારી રીતે કહ્યા પછી આ યુગધર્મની શરૂઆત અને તેની પ્રગતિ આપણા દેશમાં કેવીરીતે થયાં તે બહુ જ સુંદર રીતે આપતાં તે કહે છે કે બ્રાહ્મસમાજની ઉત્તરોત્તર ત્રણ અવસ્થા થઈ છે અને તે ત્રણ અવસ્થાઓ બ્રાહ્મસમાજના ત્રણ નેતા, રાજા રામ મોહનરાય, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અને બ્રહ્માનંદ કેશવચંદ્ર સેનના જીવન અને કાર્યો સાથે ગુંથાયેલી છે, અને આ ત્રણ અવસ્થામાંની પહેલીમાં બ્રહ્મનો વિચાર પ્રધાન હતો, બીજીમાં પરમાત્માનો વિચાર પ્રધાન હતો અને ત્રીજીમાં ભગવાનનો વિચાર પ્રધાન હતો

રાજા રામમોહનરાય સબંધે લખતા તે કહે છે કે તે એક પુરૂષમાં લગભગ છ સાત પુરૂષોનો સમાવેશ થયેલો હતો અને તે ઉપનિષદ કાળના હિંદુ, અજ્ઞેયવાદી બૌદ્ધ, બુદ્ધિપ્રધાન મુસલમાન, એકેશ્વરવાદી ખ્રિસ્તિ, વગેરે સર્વ એકીકાળે હતા, અને તે ખરેખર નવા યુગની થનારી નવી પ્રજાના નેતા અને નવા સાર્વભૌમિક ધર્મના એક પેગંબર અને એક સાર્વભૌમિક પુરૂષ હતા.

મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સબંધે તે કહે છે કે "તે આ નવા ધર્મના જીવન-મુક્ત પુરૂષનું દૃષ્ટાંત આપે છે અને તેણે આધુનિક સમયમાં કેવા ઋષિ થવુ જોઈએ તેનું ઘણું ઉંચુ દૃષ્ટાંત આપી આ સાર્વભૌમિક ધર્મની ઘણી મોટી સેવા બજાવી છે."

બ્રહ્માનંદ કેશવચંદ્ર સેન સબંધે તે કહે છે કે "તે ધર્મના ક્ષેત્રમાં એક-સર્વોત્તમ ભક્ત કવિ *creative artist* નું દૃષ્ટાંત બતાવે છે. જાણે કેમ સમસ્ત માનવજાતિના ધર્મના રહેલા ઇતિહાસમાં રહેલા મહાન સિદ્ધાંતો તેને પોતાના જીવનમાં ઉતારવા હોય એમ લાગે છે. તેણે આપણને થોડાનાં જ નામ આપતાં નીચેના મહાન સિદ્ધાંતો શીખવ્યા છે —મહાપુરૂષનો સિદ્ધાંત, હિરણ્યગર્ભ અને પ્રભુના પુત્રનો સિદ્ધાંત, ખ્રિસ્ત-કેન્દ્રવાળી પેગંબરોની મંડળી, સાધુ-યાત્રા, સર્વ આત્માઓનો યોગ. અદ્રશ્ય ધર્મમંડળી, પ્રેરિતોનો દરબાર, આદિશવાદ, નવ બાપ્તીસ્મા અને નવ હોમ, નવ સંહિતા, ભારતવર્ષીય બ્રાહ્મસમાજ, સંકિર્તન, બ્રહ્મદર્શન, ભક્તિની ચેલણ, યોગ અને ભક્તિ, કર્મ અને જ્ઞાનનો સમન્વય, જીવનવેદ, સંસાર સુધારો અને લગ્નનો કાયદો, પણ આ સર્વથી વિશેષ તેણે જે આપ્યું છે તે તેનુ સર્વ ધર્મ અને સર્વ વિધાન દર્શન છે કે જે ભવિષ્યનાં ધર્મના ઇતિહાસનું એક મહાન જ્યોતિ થઈ રહેશે."

---

## પ્રમુખનું ભાષણ.

કોઈપણ કૉન્ફરન્સના કાર્યક્રમમાં પ્રમુખનું ભાષણ ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. સર દોરાબજી ટાટાનું ભાષણ વિચારશીલ, વ્યાવહારિક, સંગીન સૂચનાઓવાળું હતું. દેશની ઔદ્યોગિક ઉન્નતિ માટે પોતાના દેશબંધુઓને ન ગમે એવા વિચારો પણ હિમ્મતભરી રીતે સ્પષ્ટ ભાષામાં તેમણે દર્શાવ્યા હતા. ઉત્સાહની વેગભરી ભાવનાઓને બદલે અનુભવના ઠરેલ વિચારોથી તે અંકિત બન્યું હતું. પરદેશથી આવતી વસ્તુઓને આ દેશમાં બનાવવાને માટે આ દેશના હુન્નર ઉદ્યોગોને કેવી રીતે ખીલવવા તે પ્રશ્નના જવાબમાં સર દોરાબજી ટાટાએ બે ઉપયોગી સૂત્રોનું પ્રતિપાદન કર્યું હતું. (૧) સ્વાશ્રય અને (૨) વિજ્ઞાનના ઉંચા જ્ઞાનની આવશ્યકતા—*to wed science to Industry.*

અત્યારે દેશમાં એવો વિચાર પ્રસરી રહ્યો છે કે સરકારે પોતે નવા ઉદ્યોગો કઢાવવા તથા તેને પગભર કરવામાં દેશના લોકોને દ્રવ્યની સંગીન મદદ કરવી. સર દોરાબજી ટાટા આ ફરજ સરકારની છે એમ સ્વિકારવાની ના પાડે છે. તેઓના મત પ્રમાણે " *the main duties of Government are to conduct a scientific survey of the resources of the country, to place full information before the country in the most instructive manner possible; to provide reasonable transport facilities and to insure demand by giving to the products of indigenous industry their own custom and so far as possible that of large public bodies.* " આ ઉપરાંત બધું કાર્ય પ્રજાએ પોતે જ કરવાનું છે. હુન્નરઉદ્યોગના અખતરા, ખનિજ પદાર્થ ક્યાં અને કેટલા જથ્થામાં નિપજે છે તેની તપાસ, તે બધાને એકત્ર કરવાને માટે કયું સ્થળ વધારે અનુકૂળ પડશે તેનો વિચાર, તથા તે વસ્તુઓ કેવી રીતે ખનિજ પદાર્થમાંથી બનાવવી તથા તેને કઈ મારકેટમાં વેચવી—આ સર્વ બાબતોનું નિરાકરણ પ્રજાએ પોતે જ કરવાનું છે. તે ઉપરાંત "*Natural Protection*" અર્થાત અમુક સ્થળમાં અમુક હુન્નર ઉદ્યોગ સ્થાપવાથી તે સ્થળને લીધે મળતા કુદરતી લાભો કેવી રીતે મળે તેનો વિચાર કરવો ઘણો જરૂરનો છે એમ દર્શાવ્યું હતું. સ્વાશ્રયના સંગીન પાયાપર ઉભા રહ્યા છતાં આ દેશની કેટલીક વસ્તુસ્થિતિ એવી છે કે જ્યાંસુધી સરકાર તેમાં ફેરફાર કરે નહિ ત્યાં સુધી હુન્નરઉદ્યોગની ઈમારતનું ચણતર ચણતર થવું શક્ય નથી, સર દોરાબજી ટાટાએ સ્પષ્ટરીતે જણાવ્યું હતું કે ઇંગ્લંડે પણ "*protection*" સંરક્ષક નીતિ અમલમાં મૂકી હતી. હિન્દુસ્થાનને સ્વાશ્રયની સાથે સાથે "*fiscal autonomy*"—પરદેશથી આવતા માલ ઉપર જકાત નાંખવાની સ્વતંત્રતા મળશે નહિ ત્યાંસુધી પરદેશથી આવતા માલની સામે પોતાના માલનો પ્રચાર કરાવવાને તે શક્તિમાન થશે નહિ

દરેક હુન્નરને માટે ચાર વસ્તુઓ આવશ્યક છે. ખનિજપદાર્થ, મજુરી, કૅપીટલ, અને ટૅકનીકલ સ્કીલ અથવા સાયન્સ. આ ચારમાં સર-ટાટા સાયન્સને પ્રથમ સ્થાન આપે છે. તેમના મત પ્રમાણે વિજ્ઞાનના ઉંચા જ્ઞાનના પ્રચારની તથા વ્યવસ્થાપૂર્વક કરવામાં આવતી શોધખોળની હુન્નર ઉદ્યોગની ઉન્નતિને માટે આવશ્યકતા છે. તેઓ કહે છે કે "*A wide diffusion of the highest scientific and technical education amongst a population is a condition congenial to the appearance of the great captain of industry.*" અને આ પ્રકારની-ટેકનીકલ તેમ જ વિજ્ઞાનના ઉંચા જ્ઞાનનો અને તેટલો પ્રચાર લોકોમાં થાય એવા સાધનો યોજવાની ગંભીર ફરજ સરકારની છે એમ તેઓએ પ્રબળ ભાષામાં દર્શાવ્યું હતું લોકોમાં વિજ્ઞાનનું જ્ઞાન વધે, આપણા કારીગરોને ટેકનીકલ જ્ઞાન મળે, મ્યુઝીયમ અને પ્રદર્શનોદ્વારા દેશના હુન્નર ઉદ્યોગને લગતું જ્ઞાન ગૃહે ગૃહે પ્હોંચે, અને મજૂરીનું ધોરણ વધારે સંગીન બને તે માટે દરેક માણસને કેળવણી આપવાની સગવડ થાય-આ વસ્તુઓ ઔદ્યોગિક ઉદ્ધારને માટે આવશ્યક છે.

આપણા પોતાના લોકોએ હુન્નર ઉદ્યોગની બાબતમાં કેટલો બધો સહકાર કરવાનો છે તેનો ખ્યાલ જાપાનીસ મીલ ઍસોસીયેશનના કાર્યપરથી આપ્યો હતો. આપણા યુવકોએ જે ઉદ્યોગની કોઈ સંસ્થાને શીરે જવું હોય તો નીચલે પગથીયેથી ઉપર ચડતાં શીખવાની તથા "*expert*" જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે તથા '*get those spirit*" સંપાદન કરવાની આવશ્યકતા છે એમ ભાર દઈને કહ્યું હતું અંતમાં સર દોરાબજી ટાટાએ પોતાના દેશબંધુઓને "*Educate, organise, Co-operate*", એવા પ્રોત્સાહિત શબ્દોમા પોતાનો સંદેશ આપ્યો હતો. હિન્દની ઉન્નતિનો મોટો આધાર હુન્નર ઉદ્યોગની સંગીન ખીલવણીપર આધાર રાખે છે એવી તેની દઢ માન્યતાનો સ્વીકાર દેશપ્રેમી હૃદયમાં જેટલો વધારેને વધારે વિચારપૂર્વક થશે તેટલા હિન્દની આર્થિક સમૃદ્ધિના દીવસો પાસે ને પાસે આવશે. હમે સર દોરાબજી ટાટાને તેમના હિમ્મતભર્યા અને વિચારશીલ ભાષણને માટે હમારા અંતઃકરણપૂર્વક અભિનંદન આપીયે છીએ.

### ઠરાવો.

દર વર્ષની માફક આ વર્ષે પણ જૂદા જૂદા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા તેમાં દરેક યુનીવરસીટીમાં ટૅકનૉલૉજીની ફેકલટી સ્થાપવાના તથા ટેકનીકલ સંસ્થાઓનો વિકાસ કરવાનો તથા તેની સંખ્યા વધારવા તથા પ્રાથમિક માધ્યમિક શાળાઓમાં ધીમે ધીમે ટેકનીકલ જ્ઞાન આપવાની ગોઠવણ કરવાના ઠરાવે ખાસ ધ્યાન ખેંચ્યું હતું. આવી વ્યવસ્થા વગર હુન્નર ઉદ્યોગને માટે વિજ્ઞાનના જે ઉંચા જ્ઞાનની જરૂર છે તે કેમ મળી શકશે ? જકાતના સબંધમાં સ્વતંત્ર સત્તાની માંગણી, એક્સાઈઝ ડયુટીસ કહાડી નાંખવાની પ્રબળ અરજ, અને ઈન્ડસ્ટ્રીસ સંગીન

પાયાપર મૂકવાના માર્ગો યોજવાની સરકાર તથા પ્રજા ઉભયને વિજ્ઞપ્તિ, ઇન્ડસ્ટ્રીયલ બેન્કો કહાડવાની આવશ્યકતા, દેશમાં બનતો માલ દેશમાંથી જ ખરીદવાની પદ્ધતિને વળગી રહેવાને માટે સરકારને કરેલો આગ્રહ—આ જાણવા લાયક ઠરાવો હતા. અંતમાં હમે એટલું જ ઇચ્છીશુ કે ભારતવર્ષના ઉદ્ધારને માટે તેની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના રથને બે અશ્વો જોડવાની જરૂર છે-રાજકીય સ્થિતિ સુધારવાની સતત લડત અને ઔદ્યોગિક ઉન્નતિ માટે નિશદીન પ્રયાસ. સર દોરાબ ટાટાએ ગેરસમજ થાય એવી રીતે કહેલા "*Showy*" શબ્દપર મારામારી નહિ કરતાં ઔદ્યોગિક ઉન્નતિ કરનારા અશ્વને હિન્દને ઘણી આવશ્યકતા છે એ ગંભીર વિચાર પ્રજાએ પોતાના સ્મરણપટપર હમેશને માટે કોતરી રાખવા જેવો છે.

---

# વર્તમાન ચર્ચા.

લેખક —રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, બી.એ., એલએલ., બી.

## ૧. મેટ્રીક્યુલેશન—યુનીવરસીટીની સત્તા અને સ્વાતંત્ર્ય ઉપર તરાપ.

૧.

"*The policy of direct attack had been given up by Governmant and the policy of attrition was begun. The present proposal of Mr. Sharp inaugurated that policy of attrition. The Government did not seem content with the new powers which it enjoyed under Lord Curzon's Universities' Act, by which it possessed the right of nominating the majority of fellows. The next step for them would be to ask the Government of India to amd the present act of Incorporation, abolish the University and put the whole thing in the hands of the Educational Department.*"

Sir Ramkrishna Bhandarkar.

જે વખતે હમારા દેશના રાજ્યતંત્રમાં હમને વધારે ને વધારે ભાગ મળવો જોઈએ તથા હમારો અવાજ વધારે ને વધારે સંભળાવો જોઈએ એવી દરેક પ્રજાના માનુષી હકની માગણી સમસ્ત હિન્દ એક અવાજે કરી રહ્યુ છે તે વખતે મુંબાઈની યુનીવરસીટીના દરતમાં કેળવણીના વિષયમાં જે કંઈ થોડી ઘણી સત્તા છે તે નષ્ટ કરવાની એક દરખાસ્ત તા. ૧૯ મી જાન્યુઆરી ૧૯૧૬ ના દીવસે યુનીવરસીટીની સભા સમક્ષ ધી ઑનરેબલ મી૦ શાર્પે લાવ્યા

હતા. આ દરખાસ્તની સામે યુનીવરસીટીની સ્વતંત્રતા અને સત્તાને અમર રાખવાને માટે સર નારાયણરાવ ચંદાવરકર, સર રામકૃષ્ણ ભાંડારકર, ધી ઑનરેબલ મી૦ સેતલવાડ તથા ધી ઑનરેબલ મી૦ પ્રાંજપેએ જે હિમ્મતભરી લડત ચલાવી હતી તે માટે હમે તેમને અભિનંદન આપીએ છીએ. મી૦ શાર્પની દરખાસ્તની મતલબ એ હતી કે હાલમાં લેવામાં આવતી મેટ્રીકયુલેશન તથા સ્કુલફાઈનલની પરીક્ષાઓ કહાડી નાંખવી અને તે ઉભયને સ્થાને એક નવી પરીક્ષા લેવી. આ પરીક્ષા લેવાની સર્વ સત્તા–પરીક્ષકો નીમવાની તથા અન્ય સર્વ વ્યવસ્થા કરવાની–સરકાર અને યુનીવરસીટીના નીમેલા પ્રતિનિધિઓના એક સંયુક્ત બૉર્ડને સોંપવી. એક વખત યુનીવરસીટી આ નવી પરીક્ષાના સબંધમાં નિયમો બાંધે પછી તેને લગતી સર્વ સત્તા બૉર્ડના હાથમાં જ રહેશે. આ દરખાસ્તની પૂર્વનો ટુંકો વૃત્તાંત જાણવા જેવો છે. સર ઑલફ્રેડ હૉપકીન્સનને યુનીવરસીટીના પ્રશ્નોના સબંધમાં સલાહ આપવાને માટે માજી ગવરનર સર જ્યૉર્જ સીડન્હૅમ ક્લાર્કના ખાસ આગ્રહથી યુનીવરસીટીએ અત્ર આમંત્રણ કર્યું હતુ એ સુવિદિત છે. તેઓએ મેટ્રીકયુલેશનની પરીક્ષાના સબંધમાં કેટલીક સુચનાઓ કરી હતી. તે ઉપર સીન્ડીકેટની એક સબકમીટીએ વિચાર કર્યો હતો અને એવી ભલામણ કરી હતી કે આ પરીક્ષાને લગતા પ્રશ્ન પર વિચાર કરવાને એક કમીટી નીમવી અને સરકારને તેના પ્રતિનિધિઓ આ કમીટીમાં જોડાવાને મોકલવાની વિનતિ કરવી. તે વખતે યુનીવરસીટીની સ્વતંત્રતાના ધ્વજને હમેશા ઉંચો અને અચળ રાખનાર સર ફીરોઝશાહ મહેતાએ એક મીનીટ કરી દર્શાવ્યું હતુ કે આવી રીતની જૉઈન્ટ કમીટી નીમવાની ભલામણ હું પસંદ કરતો નથી કારણ કે તેથી યુનીવરસીટીની સ્વતંત્રતા અને અધિકારને મોટો ધક્કો પ્હોંચશે તથા માધ્યમિક કેળવણીની પ્રગતિમાં મોટાં વિઘ્નો આવશે. આ બાબત ઘણી મહત્વની છે, આવી કમીટી નીમવાનો હક સેનેટનો છે, અને યુનીવરસીટી આવી રીતે પોતાની સત્તા અન્યને સોંપવા તૈયાર છે કે નહિ એ અગત્યના પ્રશ્નનો નિર્ણય સેનેટ કરે ત્યારપછી જ આવી કમીટી નીમવી યોગ્ય ગણાય. સર ફીરોઝશાહની આ મીનીટની અવગણના કરી સીન્ડીકેટે આખરે એક જૉઈન્ટ કમીટી નીમી અને તેણે કરેલા રીપોર્ટને બ્હાલ રાખવાની દરખાસ્ત ઉપર જણાવ્યું તેમ મી૦ શાર્પે આણી હતી

આ દરખાસ્તને અંગે બે મોટા પ્રશ્નો ઉત્પન્ન થાય છે. પ્રથમ પ્રશ્ન એ છે કે મેટ્રીકયુલેશનની પરીક્ષા લેવાની જે સત્તા યુનીવરસીટીના હસ્તમાં આજન્મથી છે તે તેણે અન્યને શા માટે સોંપવી? તે પરીક્ષાના ધોરણમાં, અભ્યાસક્રમમાં કે તેની વ્યાપકતામાં સુધારા કરવાની જરૂર હોય તો તેમ કરવાને યુનીવરસીટી શું શક્તિવાન્ નથી? બીજો પ્રશ્ન

એ છે કે હાલની મેટ્રીક્યુલેશનની પરીક્ષાના સંબંધમાં જે જે ખામીઓ જણાઈ હોય તે પર વિચાર કરી તે દૂર કરવાને કયા કયા માર્ગો યોજવા તેનો નિર્ણય કરવો.

પ્રથમ પ્રશ્ન ઘણો ગંભીર છે. માધ્યમિક કેળવણીને અને ઉંચી કેળવણીને એવો એવો નિકટ સંબન્ધ છે કે માધ્યમિક કેળવણીના નાવનું સુકાન યુનીવરસીટીના હસ્તમાં જ રહેવું જોઈએ, મેટ્રીક્યુલેશનની પરીક્ષાને લીધે જ માધ્યમિક કેળવણી પર યુનીવરસીટી સત્તા ભોગવે છે. યુનીવરસીટી જો પોતાની એ સત્તા અન્યને આપી દે તો તેથી માધ્યમિક અને ઉંચી કેળવણીની પ્રગતિને જબરો ફટકો પડશે. છેલ્લા ૭ સાત વર્ષો થયાં સરકારે યુનીવરસીટી પ્રતિ જે વલણ બતાવ્યું છે તથા જે વર્તન રાખ્યુ છે તેથી સ્વાભાવિક રીતે યુનીવરસીટીને સરકાર વધારે *officialise* પોતાનું ખાતુ બનાવવા માંગે છે તથા માધ્યમિક અને ઉંચી કેળવણીની પ્રગતિ અટકી પડી છે એવા વિચારે જનસમાજપર પ્રબળ અસર કરી છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા પ્રતિ સરકાર છેલ્લા ત્રીસ વર્ષ થયાં અણગમો બતાવતી આવી છે અને તે કહાડી નાંખવાની તથા તેમાં સુધારો કરાવવાની સીધી કે આડકતરી રીતે યુનીવરસીટીને ફરજ પાડી છે. સર નારાયણ ચંદાવરકરે મી. શાર્પની દરખાસ્ત પર ચર્ચા કરવાને બદલે સેનેટની સભા બરખાસ્ત કરવાની જે દરખાસ્ત મૂકી હતી તે ઉપર એક અગત્યનું, ગંભીર, અને હિમ્મતભર્યું ભાષણ કર્યું હતું અને તેમ કરતાં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પ્રતિ સરકારે છેલ્લાં ૫૦ વર્ષમાં કેવુ વલણ બતાવ્યુ છે તેનો ઘણો અર્થસૂચક ઇતિહાસ કહ્યો હતો. ૧૮૬૬ માં સરકારે એવું કહ્યુ હતું કે મેટ્રીક્યુલેટ્સો સરકારની નોકરીમાં કામ કરવાને લાયક નથી અને તેથી સરકારી નોકરીને માટે લાયક થાય એવી બીજી પરીક્ષાની યુનીવરસીટીએ ગોઠવણ કરવી. આ વિજ્ઞપ્તિ અનુસાર યુનીવરસીટીએ સ્કુલફાઈનલની પરીક્ષાની યોજના કરી અને તેના અભ્યાસક્રમની ગોઠવણ સરકાર પર મોકલી આપી પણ સરકારને તે પસંદ પડી નહિ. ૧૮૮૬ માં સ્કુલ ફાઈનલની પરીક્ષાના નિયમોમાં ફેરફાર કરવાની સરકારે યુનીવરસીટીને આજ્ઞા કરી. તે વખતે યુનીવરસીટીની સ્વતંત્રતાને માટે અડગ હિમ્મતથી લડનાર સેનેટરોએ સરકારને જે જવાબ આપ્યો તે હાલના સેનેટરોએ બહુ ધ્યાનમાં રાખવા જેવો છે. "*Its existence and constitution imply that it is the best available authority on the subjects that fall within its cognizance.*" તે ઉપરાંત સર જ્યૉર્જ ક્લાર્કે ૧૯૧૦ મા મેટ્રીક્યુલેશનની પરીક્ષા કહાડી નાંખવાની જે પ્રબળ હિલચાલ ઉપાડી હતી તથા તે સામે સિંહના માફક સર ફીરોજશાહ મહેતાએ પ્રજા તરફથી જે લડત ચલાવી હતી તેના રણકા હજી આપણા શ્રવણપથપરથી લુપ્ત થયા નથી. એક તો સરકાર ૮૦ ટકા જેટલા ફેલોઝ નીમે છે એટલે પોતાની બહુમતીથી ધારે તે કરી શકે છે. સેનેટ ઇંગ્લાંડનો ઇતિહાસ બી. એ ની પરીક્ષામા ફરજીઆત વિષય તરીકે

શિખવવો એવો સર્વાનુમતે ઠરાવ પસાર કર્યા પછી સર જ્યૉર્જ ક્લાર્કના આગ્રહથી તથા મી. શાર્પના વ્હીપથી તે કેવી રીતે રદ થયો તેનો કડવો અનુભવ હજી આપણા સ્મરણપટ પરથી ભૂંસાયો નથી ૧૯૦૪ માં ખુદ મી૦ જાઇલ્સે મેટ્રીક્યુલેશન અને સ્કુલફાઇનલની પરીક્ષા એક કરવાની ના કહી હતી. તે છતાં ૧૯૧૦ માં જ્યારે સર જ્યૉર્જ ક્લાર્ક મેટ્રીક્યુલેશનની પરીક્ષા કહાડી નંખાવવામાં નિષ્ફળ નિવડ્યા ત્યારે તેની સરકારે એક એવો હુકમ બ્હાર પાડ્યો કે મેટ્રીક્યુલેશન પસાર કરેલો વિદ્યાર્થી સરકારની નોકરીને માટે લાયક નહિ ગણાશે! ખુદ મી૦ શાર્પે કબુલ કર્યું છે કે સ્કુલ ફાઇનલની પરીક્ષા ફતેહમંદ નીવડી નથી અને મેટ્રીકનુ ધોરણ ઉંચુ છે પછી સરકારી નોકરીમાંથી મેટ્રીકને શામાટે બૉયકોટ કરવામાં આવે છે તે સમજાતુ નથી. વળી સંયુક્ત બોર્ડપર ચાર પ્રતિનિધિ સરકારના, ચાર યુનીવરસીટીના અને ચાર હાઇસ્કુલોના નિમાશે હાઇસ્કુલના પ્રતિનિધિઓને હાલના સંયોગો જોતા સરકાર અતિ જ મત આપવો પડશે. એટલે એ બોર્ડ પણ સરકારી જ ખાતુ થશે સ્થિતિ આવી હોવાથી સર નારાયણરાવે મેટ્રીક્યુલેશનની પરીક્ષા ઉપરની સત્તા અન્યને ન સોંપી દેવાની સૅનેટને જે હિમ્મતભરી, જુસ્સાદાર અપીલ કરી હતી તથા મી૦ શાર્પની દરખાસ્તની ખરી નેમ માધ્યમિક કેળવણી પર અત્યારે યુનીવરસીટી જે સત્તા ભોગવે છે તે તેના હાથમાંથી છીનવી લેવાની છે એવુ સ્પષ્ટ અને વેગભરી ભાષામાં જે જણાવ્યુ હતુ તે માટે તેમને અભિનંદન ઘટે છે. સર રામકૃષ્ણ ભંડારકરે આ આખા પ્રશ્નને એક *nutshell* માં આ લેખને મથાળે ટાંકેલા શબ્દોમાં દર્શાવ્યો હતો. ખરેખરો પ્રશ્ન એ છે કે માધ્યમિક કેળવણી ઉપર યુનીવરસીટીએ સત્તા રાખવી છે કે તેને સરકારને શરણે સોંપી દેવી છે. કમનસીબે સર નારાયણરાવની દરખાસ્ત પસાર થઈ નથી તથાપિ આ જૉઇન્ટ કમીટીના રીપોર્ટપર તથા સ્કુલ ફાઇનલ અને મેટ્રીક્યુલેશનની પરીક્ષાને લગતા દરેક પ્રશ્ન ઉપર વિચાર ચલાવવાને જે કમીટી નિમાઈ છે તે આ ખરેખરા મહત્ત્વના પ્રશ્ન ઉપર ધ્યાન આપશે એવી આશા છે.

બીજો પ્રશ્ન મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં શું સુધારા કરવાની જરૂર છે તેને લગતો છે. એ વિષે કોઈ અન્ય પ્રસંગે. અત્યારે એટલું જ કહેવુ બસ છે કે જે જે સુધારા વધારા કરવાના હશે તે કરવાને યુનીવરસીટી પોતે શક્તિવાન્ છે—તેને માટે સંયુક્ત બોર્ડ નીમવાની લેશ પણ અગત્યતા નથી. બીજા સુધારાઓના કરતાં એક સુધારો તરત કરવાની જરૂર છે અને તે ડીરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શનના *interference* માંથી યુનીવરસીટીને મુક્ત કરવાનો છે. હાલમાં ડીરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન પાસ કરે તે જ પુસ્તકો યુનીવરસીટી અભ્યાસક્રમમાં દાખલ કરી શકે! સરકાર મંજુર કરે તે જ પુસ્તકો વિદ્યાર્થીઓથી વચાય! યુનીવરસીટીની ન્યાયબુદ્ધિ અને ગૈરવને આ ખરે અપમાન લગાડવા જેવુ છે અને માધ્યમિક કેળવણીને આવી રીતે "*officialise*" થતી

અટકાવવાની ઘણી જરૂર છે. આશા છે કે જે કમીટી સેનેટે નીમી છે તે આ બધા પ્રશ્નોપર યુનીવરસીટીની સ્વતંત્રા સચવાય, વિદ્યાર્થીઓના હિત જળવાય, તથા માધ્યમિક અને ઉંચી કેળવણીના દ્વાર વધારે અને વધારે ખુલ્લાં રહે એવી વિવેકભરી રીતે અને દીર્ઘ દૃષ્ટિથી પોતાનો રીપોર્ટ કરશે.

## હિન્દુ યુનીવરસીટી.

તા. ૪ થી ફેબ્રુઆરી ૧૯૧૬ ના દિને પવિત્ર ગંગા નદીના વિશાળ તટપર નામદાર લૉર્ડ હાર્ડિંજે હિન્દુ યુનીવરસીટીનો પાયો નાંખી હિન્દના શિક્ષણના ઇતિહાસમાં એક નવું અને ઉજ્જ્વળ પ્રકરણ ઉઘાડ્યું છે. હિન્દુ યુનીવરસીટીના સ્વીકારથી સરકારની કેળવણીની રાજ્યનીતિમાં એક મહત્ત્વનો ફેરફાર થયો છે. ૧૯૦૨ ના ઍડ્યુકેશન કમીશને તેમ જ અન્ય વિચારશીલ કેળવણીનીતિજ્ઞોએ ડીનૉમીનૅશનલ યુનીવરસીટી સ્થાપવાની વિરૂદ્ધ પોતાનો મત દર્શાવ્યો છે એ સુવિદિત છે. પણ હિન્દુ યુનીવરસીટી અસ્તિત્વમાં આવી છે અને ડીનૉમીનૅશનલ યુનીવરસીટીના વિરોધીઓનો પણ હવે તે કેળવણીના મહાન પ્રયોગને બને તેટલો સફળ અને યશસ્વી બનાવવાનો ગંભીર ધર્મ છે. પૂર્વની તથા પશ્ચિમની સંસ્કૃતિઓના યુગપત અભ્યાસનો લાભ, સાહિત્ય વિષયક (*literary*) કેળવણીના ઉપરાંત વિજ્ઞાનની તથા ટેકનીકલની ઉંચી કેળવણીની વ્યવસ્થા, તથા યુનીવરસીટીનાં કાર્યમાં પ્રજાનો પોતાનો જ અવાજ—આ કારણોને લીધે અમે હિન્દુ યુનીવરસીટીને વધાવી લઈએ છીએ. પોતાના સંતાનોને કેળવણી આપવાનો માનુષી હક દરેક પ્રજાનો છે એ સૂત્રનો પ્રથમ જ સ્વીકાર સરકાર તરફથી થયો છે. કેળવણીના વિષયમાં સ્વરાજ્યની આ શરૂઆત છે. ખરૂં સ્વરાજ્ય તો ત્યારે જ મળશે કે સરકારને પૈસે ચાલતી યુનીવરસીટીની સર્વ વ્યવસ્થા કરવાનું કામ પ્રજાને સોંપવામા આવશે.

આ પ્રસંગે નામદાર લૉર્ડ હાર્ડિંજે અતિ એક મહત્ત્વનું અને યાદગાર ભાષણ આપ્યું હતું. મોહક શબ્દજાળ કે આકર્ષક અલંકારો તેમાં નહિ હતા; હૃદયના સાચા અને ઉદાર ભાવો તેમાં તરવરી રહ્યા હતા. હિન્દુ યુનીવરસીટી પ્રતિની તેમની સહાનુભૂતિ તેમના શબ્દે-શબ્દમાં દૃષ્ટિગોચર થતી નથી. નવી યુનીવરસીટીઓ સ્થાપીને ઉંચી કેળવણીનો બ્હોળામા બ્હોળો પ્રચાર કરવો એ સરકારની રાજ્યનીતિનું એક સૂત્ર છે એવા નામદાર વૉઇસરોયના ઉદ્ગારને દરેક દેશપ્રેમીહૃદયમાં ઉંચુ સ્થાન મળશે. હાલની યુનીવરસીટીઓ વધતી જતી ઉંચી કેળવણીની માગણીને પુરી પડી શકતી નથી, હાલની કૉલેજોની થોડી સંખ્યાને લીધે ઘણા આશાભર્યા યુવકોને ઉંચી કેળવણીનો લાભ મળી શકતો નથી, તથા સરકાર *quality* પર અતિશય લક્ષ આપે છે તથા *quantity* ની અવગણના કરે છે એ ટીકામા સત્ય અંશો છે—

આવા સીધા અને લાગણીભર્યા લૉર્ડ હાર્ડિંગના શબ્દો પર સીવીલ સરવન્ટસો ગભીર વિચાર કરશે એવી આશા છે હિન્દુયુનીવરસીટીથી ઉંચી કેળવણીનુ એક, વધારે સાધન દેશને મળશે. પણ ઉંચી કેળવણીનુ એક ઉપયોગી સાધન પૂરૂ પાડવા ઉપરાંત વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ આપશે આ વિષયપર લૉર્ડ હાર્ડિંજે જે મનનીય વિચારો દર્શાવ્યા છે તે માટે હિન્દુયુનીવરસીટીના નેતાઓ તેનો જેટલો ઉપકાર માને, તેટલો થોડો છે. તેઓએ કહ્યુ હતું કે "*Education without religion is but little worth*" ધાર્મિક ક્રિયાઓની નહિ પણ ધાર્મિક ભાવની હિન્દને જરૂર છે એ સૂત્ર બનારસના ધાર્મિક વાતાવરણમાં લુપ્ત નહિ થાય એવી આશા છે. દરભગાના મહારાજાના શબ્દો "આ યુનીવરસીટી પૂર્વ અને પશ્ચિમની ઉદાર સસ્કૃતિઓને સલગ્ન કરશે" ત્યારે જ સત્ય થશે કે જ્યારે હિન્દુ યુનીવરસીટીના નેતાઓ નામદાર વૉઇસરૉયે તેઓની સમક્ષ નીચલા સાદા પણ અર્થ સૂચક શબ્દોમાં જે મહાન્ આદર્શ રજુ કર્યો હતો તેનો સાક્ષાત્કાર કરવાને સતત પ્રયત્નો કરશે.

"અહિયા નજદીકના ભવિષ્યમાં જીવન અને વિચારની હિન્દુ ભાવનાના ઉચ્ચ તત્ત્વોનુ, હિન્દુ ધર્મના તથા હિન્દુ સસ્કૃતિ અને સાહિત્યના કિમતી નવનીતનુ સરક્ષણ કરી, અને પોતાની જ જન્મભૂમિમા ઉભા રહેલા તે સગીન અને આરોગ્યમય વૃક્ષની અંદરથી જ પશ્ચિમના વિજ્ઞાનમાં, ઉદ્યોગમા અને હુન્નરમાં જે કંઈ ઉચ્ચ અને મહાન્ તત્ત્વો રહેલાં છે તેનો વિકાસ થયેલો જોશો. આમ થશે ત્યારે જ પવિત્ર અને ઉચ્ચી ભાવનાઓથી પ્રોત્સાહિત થયેલા તમારા વિદ્યાર્થીઓ પોતાની માતૃભૂમિની ઉન્નતિ માટે પ્રગતિના ઉચ્ચામાં ઉચ્ચ સ્થુલ સાધનો સપાદન કરી જીવન સંગ્રામમા વિચરશે."

---

સ્નેહમુદ્રા રૂ. ૧—૦—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

૧૨. વૈદિક કાળથી માંડીને તે આરંભના બુદ્ધકાળ સુધી પણ આર્ય લોકોને દક્ષિણ હિન્દ તથા લંકાનું બિલકુલ જ્ઞાન નહોતું. સંસ્કૃત તથા પાલીનાં સર્વ પ્રમાણોથી આની ખાત્રી થાય છે. પાણિની, જે સર રામકૃષ્ણ ભાંડારકરના મત પ્રમાણે ઇસવી સન પૂર્વ સાતમા સૈકામાં અથવા તો તેથી પણ વ્હેલો થયો હતો, તે જે પ્રદેશનું વર્ણન કરે છે તે પંજાબ અને અફઘાનીસ્તાન છે, અને દક્ષિણમાં તે કચ્છ, અવન્તી, કોશલ (હાલના સંયુક્ત પ્રાન્તમાં), કરૂષ (હાલના બિહાર પ્રાંતમાં) અને કલિંગ (જગન્નાથજી, ગંજામ વગેરે હાલ છે ત્યાં) સ્થળોથી વિશેષ દૂરનાં સ્થળોનું નામ જણાવતો નથી. બુદ્ધના પોતાના કાલના સાહિત્યમાં તેમ તે પછીના તરતના કાલના પાલી સાહિત્યમાં હિન્દના જે જુદા જુદા પ્રાન્તોનું વર્ણન છે, તે પણ એ જ બતાવે છે કે આ કાળમાં આર્ય લોકો પૂર્વ તરફ આગળ વધ્યા હતા, અને ગંગા-જમનાની ખીણોથી વધીને લગભગ હાલના બંગાળ સુધી, અને પશ્ચિમ તથા દક્ષિણમાં સિન્ધુ નદીથી વધીને વિન્ધ્યાચલ સુધી, પહોંચ્યા હતા.

૧૨ ઇસવી સન પૂર્વના ચોથા સૈકાથી દક્ષિણનું બરોબર જ્ઞાન આર્ય પ્રજાને થયું હોય, એમ જણાય છે. એના મુખ્ય ચાર પ્રમાણ છે —(૧) પહેલું તો એ કે પાણિની ઉપર વિખ્યાત ટીકા કરનાર કાત્યાયન, જે મૌર્યવંશની પહેલાં થયો હતો એમ અર્વાચીન વિદ્વાનો માને છે, ત્હેણે વાસ્તવિક રીતે પાણિનીના વ્યાકરણની તેમ જ ભૂગોળની પણ પૂર્તિ કરી છે, અને પાંડ્ય, ચોલ અને માહિષ્મતને ઉદ્દેશીને લખ્યું છે, જે દક્ષિણનાં જ સ્થળો છે. (૨) બીજું એ કે જ્યારે મહાન સિકંદર હિન્દ ઉપર ચઢી આવ્યો ત્યારે એણે જાણીતા માણસોને બોલાવી આખા હિન્દનું વર્ણન વિગતવાર કરાવી લીધું હતું, જેના આધાર ઉપરથી ગ્રીક ઇતિહાસકારોએ—સ્ટ્રેબોએ ખાસ કરીને—હિન્દનું વર્ણન લખ્યું છે. એના ઉપરથી પણ માલૂમ પડે છે કે તે સમયના હિન્દના વિસ્તારનું તથા માપનું જ્ઞાન આપણા હાલના જ્ઞાનને ઘણું મળતું આવે છે. (૩) ત્રીજું પ્રમાણ મૌર્યરાજાઓના કાળનું છે કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી તે મળી આવે છે. વિદ્વાનોના મત પ્રમાણે આ કૌટિલ્ય તે મૌર્યમહારાજ ચન્દ્રગુપ્તનો પ્રધાન ચાણક્ય જ હતો. એણે અર્થ-શાસ્ત્રમાં ઉત્તર હિન્દની તેમ જ દક્ષિણ હિન્દની આર્થિક સંપત્તિ, પેદાશ વગેરેનું ઉત્તમ વર્ણન, આપ્યું છે. દક્ષિણ હિન્દની ખાણો, દક્ષિણ હિન્દની તથા લંકાની નદીઓ તામ્રપર્ણિકા, કુલ્યા અને પૂર્ણા જેમાંથી મોતી નીકળતાં, મહેન્દ્રાદિ પર્વતો, વગેરેનું તે વર્ણન કરે છે. છેક ઉત્તરમાં નેપાલ તથા હિમાલયનાં કેટલાંક ગામડાંઓને ઓઢવાની ધાબળી માટે પ્રખ્યાત કહ્યાં છે. ઘોડાઓ માટે કાંબોજ (અફઘાનીસ્તાન), સિન્ધુ (સિન્ધ) અને આરટ્ટ (પંજાબ) ગણાવ્યા છે. પૂર્વમાં તે કાળે પણ રૂ તથા રેશમના વસ્ત્રો માટે પ્રખ્યાતિ પામેલ વંગ (બંગાળ), પૌંડ્ર, સુવર્ણ કુડ્યક (જે કદાચિત્ કામરૂપ દેશ હશે), મગધ, કાશી અને કલિંગ ગણાવ્યા છે. દક્ષિણનું

મદુરા પણ રૂના કાપડ માટે ગણાવ્યું છે. છેવટે હિન્દની બહારનાં સમુદ્રપારનાં સ્થળો જેની સાથે હિન્દને વ્યાપારસબન્ધ હતો તે, રેશમને માટે ચીન, સુગન્ધ પદાર્થો માટે સુવર્ણભૂમિ (બ્રહ્મદેશ) અને ઘોડાઓ માટે અરબસ્તાન ગણાવ્યાં છે. (૪) અશોકના સ્તંભો જે ઉપર ધર્મના આદેશો ઉપરાંત અશોકનો રાજ્યવિસ્તાર પણ વર્ણવ્યો છે તે, તેમ જ મહેન્દ્રે લંકામાં બુદ્ધધર્મની સ્થાપના કરાવી, એ સર્વ હકીકત પણ ઉપયોગી પ્રમાણ પૂરાં પાડે છે. તે કાલનું તથા તે પછીનું સાહિત્ય સમગ્ર હિન્દના જ્ઞાનને બહુ સારી રીતે પ્રકટ કરે છે

૧૩. હવે રામાયણ, મહાભારત, પુરાણો આદિ ઉપરથી આર્ય પ્રજાનું ભૂગોળનું જ્ઞાન કેટલું હતું તે જોઇએ. જો કે રામાયણ અને મહાભારતનો ચોક્કસ કાળ નક્કી કરવો મુશ્કેલ છે, તો પણ તે બેમાંથી રામાયણમાં હિન્દના પ્રદેશોનું થોડું જ્ઞાન દેખાય છે, તેથી તે વધારે પ્રાચીન સમયનું હશે, એ માન્યતા દૃઢ થાય છે. રામનો દક્ષિણમાં પ્રવાસ તેમ જ કિષ્કિન્ધાકાંડમાં સુગ્રીવ બધા દેશોનું વર્ણન કરે છે, તે ઉપરથી પણ હિન્દનો વિશાળ ખ્યાલ પ્રકટ થતો જણાય છે.

તે પ્રમાણે મહાભારતમાં સભાપર્વમાં સહદેવના વિજયનું વર્ણન છે, ભીષ્મપર્વમાં હિન્દના સપ્તપર્વતો તથા ૨૦૦ નદીઓ જેમાં દક્ષિણની નદીઓ પણ આવી જાય છે તેઓની યાદી છે. વનપર્વમાં હિન્દનાં તીર્થક્ષેત્રોની મ્હોટી યાદી છે, વળી પાંડવોના વારવારના પ્રવાસ વર્ણવ્યા છે, અને અન્તમાં ભીષ્મપર્વમાં હિન્દની આકૃતિ એક સમત્રિકોણ જેવી ગણાવી છે, જેની તળેટી હિમાલયની હોય અને શિખર કન્યાકુમારીનું હોય–તે સર્વ ઉપરથી પણ હિન્દના ભૌગોલિક તથા રાષ્ટ્રીય ઐક્યની સમજ સાબીત થાય છે.

પુરાણોમાં તો વળી આથી યે વધારે હકીકત છે. તેઓ એક હિન્દના નવ પ્રાન્ત પણ પાડે છે, જો કે આ પ્રાન્તોની બાબતમાં વિગતોમાં ફરક દેખાય છે. વરાહમિહિરના નવ પ્રાન્તો ખાસ જાણવા લાયક છે, ને આ ઐક્યભાવને સારી પેઠે પ્રકટ કરે છે.

તે જ પ્રમાણે કાલિદાસ કવિએ રઘુઓના દિગ્વિજયના વર્ણનમાં, તેમ જ મેઘદૂતમાં, સમગ્ર હિન્દના ઘણા પ્રદેશોનું તાદૃશ વર્ણન કર્યું છે.

૧૪. વરાળ તથા વિજળીનાં યન્ત્રોના જમાના પહેલાં, પ્રાચીન કાલમાં, હિન્દવાસીઓને હિન્દના જુદા જુદા પ્રદેશોનું કેટલું બધું જ્ઞાન હતું તે, તથા ધાર્મિક ભાવોથી કરીને આખા દેશ તરફ મમતાની–એકતાની લાગણી કેવી ઉંડી વ્યાપી રહી હતી, જેને પરિણામે આ લાગણી ક્ષણિક થવાને બદલે રાષ્ટ્રવાસીઓમાં ચિરસ્થાયિ પ્રકૃતિ જેવી તે થઈ હતી–તે આપણે જોયું. પરંતુ ધર્મની પ્રબળ અસરની સાથે રાજકીય શક્તિઓની અસર પણ તપાસીશું તો ઉપરનું અનુમાન આથી પણ વધારે દૃઢ થશે. ઇતિહાસે હિન્દના એવા રાજ્યકર્તાઓનાં પુષ્કળ ઉદાહરણો તથા નામો નોંધી રાખ્યાં છે, જેઓએ હિન્દને એક જ દેશ ગણીને એક છત્રની તળે લ્હેને

લાવવાના મનોરથ કર્યો હોય અને તે મનોરથ ઘણી સારી રીતે પાર પણ પાડ્યા હોય. પ્રાચીન કાળમાં આવો એક રાજ્યકર્તા હર્ષવર્ધન કરીને હતો. તેણે ઈ. સન. ૬૦૬ થી ઈ. સ. ૬૪૮ સુધી રાજ્ય કર્યું હતુ. એની હાક નેપાલમાં તથા ગંગાનદીના સમગ્ર પ્રદેશમાં, હિમાલયથી નર્મદા સુધી, અને તે ઉપરાંત માળવા ગુજરાત અને સુરાષ્ટ્રમાં વાગી હતી: આ આખા પ્રદેશમાં રાજાધિરાજ તરીકે એની આણ ચાલતી હતી. એવો જ બીજો રાજા સમુદ્રગુપ્ત હતો. એ તો એથી યે વ્હેલો અને વધારે પ્રતાપી થયો હતો. ઈ. સ. ના ચોથા સૈકામાં એનું વિજયી સૈન્ય ગંગાથી તે તામિલ દેશની સરહદ સુધી ફરી વળ્યુ હતુ આ પ્રમાણે હિન્દના મ્હોટા ભાગનું રાજકીય ઐક્ય એણે સાધ્યુ હતુ, અને બીજાઓ સાથે મિત્રતા બાંધી મધ્ય એશિઆની ઑક્સસ નદીથી તે લંકા સુધી એણે પોતાનો પ્રભાવ ફેલાવ્યો હતો. એનાથી યે પહેલાં, ખ્રસ્તી સન પૂર્વેમાં, મહાન અશોક થયો હતો, જે ખરેખર હિન્દના સાર્વભૌમ રાજ્યકર્તાઓમાં સર્વથી વિશેષ વિખ્યાત છે, જેનુ સામ્રાજ્ય અફઘાનિસ્તાનથી મૈસુર સુધીના આખા પ્રદેશ ઉપર જામ્યુ હતું. મિ. વિન્સેન્ટ સ્મિથ કહે છે તેમ "બ્રહ્મદેશ સહિત બ્રિટિશ હિન્દનો અત્યારે જેટલો પ્રદેશ થાય, તેથી યે ઘણો મ્હોટો પ્રદેશ મહારાજા અશોકના રાજ્યમાં હતો. એ જ મહાન રાજ્યકર્તાના શાસનથી હિન્દમાં રાજકીય બળનું આત્મભાન આવ્યું અને હિન્દની બહારના દેશો સાથે પણ ગાઢ સંબંધો બંધાયા અને આવા જ પ્રકારનો ચક્રવર્તી ચન્દ્રગુપ્ત હતો, જેને હાલમાં વિદેશી વિદ્વાનો ભૂલથી હિન્દના પહેલા જ ઐતિહાસિક મહારાજા તરીકે સ્વીકારે છે, અને જેના રાજ્યમાં, હિન્દ જેમ મૂળથી જ ભૂગોળની દૃષ્ટિએ એકરાષ્ટ્ર હતો તેમ રાજકીય દૃષ્ટિએ પણ એકરાષ્ટ્ર બન્યો

૧૫. આટલે સુધી તો સર્વ અર્વાચીન વિદ્વાનો કબુલ કરે, પરંતુ તેઓમાંથી ઘણા જે એમ માને છે કે હિન્દનો પહેલો ચક્રવર્તી રાજા ચન્દ્રગુપ્ત હતો, અને આખા રાષ્ટ્રને સાંધનાર એકશાસનનો ખ્યાલ પણ એને જ પહેલો આવ્યો હતો, એ માન્યતા તો તદ્દન ભૂલભરેલી છે. કારણ કે ચક્રવર્તીની ભાવના ચન્દ્રગુપ્તનાથી પણ ઘણી પ્રાચીન છે. ખરેખાત, એક એવો રાજા હોય કે જે બીજા ઘણા રાજાઓનો પણ રાજા હોય, તથા ઘણા જુદા જુદા રાજાઓ એને ખંડણી ભરે અને એનુ પ્રભુત્વ સ્વીકારે—એ ભાવના પ્રાચીન હિન્દુઓના પ્રાચીનમાં પ્રાચીન રાજ્યવિષયક વિચારોમાં અતિપરિચિત ભાવરૂપે દૃષ્ટિએ પડે છે. વેદના ગ્રન્થોથી માંડીને સર્વ પ્રાચીન સાહિત્યમાં આ ભાવના પ્રકટ કરનારા પુષ્કળ શબ્દો મળી આવે છે. અધિરાજ, રાજાધિરાજ, સમ્રાજ, એકરાજ વગેરે શબ્દો ક્યાં ક્યાં મળી આવે છે, તથા શા અર્થમાં તે વપરાયા છે, તે પ્રો. મુકરજીએ બતાવ્યુ છે. તે ઉપરાંત શુક્રનીતિમાંથી પણ એક ખુલાસો આપ્યો છે કે નૃપતિ શબ્દ સામાન્ય રાજ્યકર્તાવાચક છે, અને નૃપતિમાં સાત

विदाय थता लोकप्रिय वॉइसराय



नेक नामदार

**लार्ड हार्डिंज**

हिन्दना नवा वॉइसराय



नेक नामदार

**लार्ड चेम्सफर्ड.**

જુદા જુદા તથા એક એકથી ચડતી પદવીવાળા રાજ્યકર્તાઓનો સમાવેશ થાય છે. સામન્ત, માંડલિક, રાજા, મહારાજા, સમ્રાજ્, વિરાટ્ અને, સૌથી શ્રેષ્ઠ સાર્વભૌમ.

તે ઉપરાંત રાજ્ય, સ્વરાજ્ય (પ્રજાસત્તાક રાજ્ય જેવું), સામ્રાજ્ય, વૈરાજ્ય, આધિપત્ય, મહારાજ્ય આદિ શબ્દોનો પ્રયોગ પણ પ્રાચીન વૈદિક સાહિત્યમાં થયો છે.

વળી આવા પદને પામવાની અભિલાષા રાખનાર અથવા તે પદને પામનાર રાજ્યકર્તાને માટે જે ખાસ ધર્મક્રિયાઓ તથા વિધિઓ ઘણી વિગતવાર વૈદિક ગ્રન્થોમાં ગણાવી છે તે પણ લક્ષમાં લેવા યોગ્ય છે. રાજસૂય યજ્ઞ, વાજપેય યજ્ઞ, અશ્વમેધ યજ્ઞ તથા દિગ્વિજય (જેવો શત્રુઘ્ન, અર્જુન, રઘુ, પુષ્યમિત્ર, સમુદ્રગુપ્ત, હર્ષવર્ધન ઇત્યાદિયે કર્યો હતો) તે સર્વનાં બારીક વર્ણનો વાંચતાં, તેમ જ પુનરભિષેક તથા ઐન્દ્રમહાભિષેકની વિધિ વખતે રાજા જે અભિલાષ તથા પ્રતિજ્ઞા સ્વીકારે છે,* તે જોતાં, ચક્રવર્તી રાજ્યની ભાવનાની અતિપ્રાચીનતા કબુલ રાખવી પડશે.

૧૬. સાર્વભૌમ રાજ્યની આ ભાવનાઓ કેવલ માનસિક તરંગ રૂપે કે અભિલાષ રૂપે જ હિન્દમાં રહી ન્હોતી. પરંતુ ત્હેનાં જીવન્ત ઉદાહરણ ઘણા વિખ્યાત ચક્રવર્તી રાજાઓ પૂરાં પાડે છે. ઐતરીય ઉપનિષદ્‌માં સર્વ તરફ અને તેટલે દૂર પોતાનું રાજ્ય ફેલાવનાર મહારાજાઓ તથા પ્રત્યેકના ધર્મગુરુઓની નામાવલિ આપી છે. તેમાં પરિક્ષિતનો પુત્ર જનમેજય, વિરોચનનો પુત્ર અંગ, દુષ્યન્તનો પુત્ર ભરત આદિનાં નામ છે. શતપથ બ્રાહ્મણમાં અશ્વમેધ યજ્ઞ કરીને સાર્વભૌમપદ પ્રાપ્ત કરનાર રાજાઓનાં નામ આપ્યાં છે, તેમાં પરિક્ષિતનો જનમેજય, ભરત વગેરે મળી તેર નામ છે. શાંખ્યાયન શ્રૌત સૂત્રમાં પણ સાત રાજાઓમાં અશ્વમેધી તરીકે નામ ગણાવ્યાં છે

તે જ પ્રમાણે પુરાણો તરફ વળીએ તો પ્રત્યેક પુરાણમાંથી થોડા થોડા મહારાજપદ પામેલા રાજ્યકર્તાઓના નામ મળી આવે છે. દાખલા તરીકે પદ્મપુરાણમાં દિલીપ, મનુ, સગર, યયાતિ અને મરુત્તનાં નામ છે. બ્રહ્મપુરાણમાં પુરુરવસ્ રાજાને પૃથિવીપતિ કહ્યો છે, કાર્તવીર્ય-અર્જુનને સમ્રાટ્ચક્રવર્તી કહ્યો છે. શિવપુરાણમાં પૃથુને ચક્રવર્તી તથા હરિશ્ચન્દ્રને સમ્રાટ કહ્યા છે. ભાગવતપુરાણમાં માન્ધાતા અને સગરને ચક્રવર્તી કહ્યા છે અને મુચુકુન્દને અખંડભૂમિપ (અખંડ ભૂમિનો પાલક) કહ્યો છે. ઇત્યાદિ.

---

* अहं सर्वेषां राज्ञां श्रेष्ठयमतिष्ठां परमतां गच्छेयं साम्राज्यं भौज्यं स्वराज्यं वैराज्यं पारमेष्ठ्यं राज्यं माहाराज्यं आधिपत्यमहं समन्तपर्यायी स्यां सार्वभौमः सार्वायुष आन्तादापरार्धात् पृथिव्यै समुद्रपर्यन्ताया एकराडिति ।

મહાભારતના શાન્તિપર્વમાં પણ એક નામાવલિ છે, તેમાં ૧૬ રાજાઓનાં નામ છે, જેમાં ભરત, રામ, ભગીરથ, દિલીપ, માન્ધાતા, યયાતિ, અંબરીષ, રન્તિદેવ, સગર,* પૃથુ વગેરેનાં નામ છે.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી પણ ઘણાં પ્રમાણો મળે છે. ચક્રવર્તી રાજાને તે "चातुरन्तो राजा" એટલે ચારે દિશાઓના ખૂણા સુધી જેનું રાજ્ય વિસ્તાર્યું છે એવા રાજા કહે છે. વળી તે "अनन्या पृथिवीं भुङ्क्ते" એટલે કોઈ પણ પ્રતિસ્પર્ધી વિના પૃથ્વીનો જ એક રાજા છે. આ ગ્રન્થમાં પણ લાંબી નામાવલિ છે.

૧૭. મહાભારતમાંથી સૌથી વધારે સ્પષ્ટ ચિત્ર તો મહારાજા યુધિષ્ઠિરનું મળે છે, જેમણે ઇન્દ્રપ્રસ્થના દરબારમાં દેશદેશાન્તરોના રાજાઓને આમંત્રણ કરીને પોતાનું સાર્વભૌમપદ જાહેર કર્યું હતું. મહાભારતમાં હિન્દનું જે ચિત્ર છે તે એવા કાલનું છે, જ્યારે અનેક ન્હાનાંમ્હોટાં રાજ્યોમાં આખો દેશ વહેંચાઈ ગયો હતો, અને જેઓના અરસ્પરસના દ્વેષ તથા વિગ્રહમાંથી મહાભારતનું ઘોર યુદ્ધ પ્રકટ્યું. આ કુસંપની વૃત્તિને ઘડીભર યુધિષ્ઠિરે વશ કરીને ચક્રવર્તી રાજાની ભાવના ફરી પાડવા યત્ન કર્યો હતો. સભાપર્વમાં જ એણે કહ્યું છે કે

"गृहे गृहे हि राजानः स्वस्य स्वस्य प्रियंकराः ।
न च साम्राज्यमाप्तास्ते सम्राट्शब्दो हि कृच्छ्रभाक् ॥"

અર્થાત્ "ઘેરઘેર રાજાઓ થઈ પડ્યા છે જે પોતપોતાનું પ્રિય કરે છેઃ પણ કોઈ પણ સામ્રાજ્યને પામ્યા નથી, કારણ કે સમ્રાટ નામ પ્રાપ્ત કરવું ઘણું કઠિન છે." પછીથી ચારે દિશામાં ચાર સૈન્ય મોકલવામાં આવે છે. અર્જુન ઉત્તરમાં છેક હિમાલય સુધી કિરાત અને ચીનાઓને વશ કરે છે; પછી કાશ્મીરથી બલ્ખ, ત્યાંથી કાંબોજ (અફઘાનીસ્તાન) વગેરે સ્થળે જાય છે. પૂર્વમાં ભીમ અયોધ્યાથી, કાશી, મિથિલા, મગધ, ભાગલપુર, અને વંગ દેશ સુધી દિગ્વિજય કરે છે. સહદેવ દક્ષિણમાં નર્મદા ઓળંગીને કિષ્કિન્ધા, માહિષ્મતી, દ્રવિડ, અન્ધ્ર, કેરલ, લંકા આદિ જીતી, સુરત અને ગુજરાતમાં થઇને પાછો ફરે છે. નકુલ પશ્ચિમમાં રજપૂતાના, માલવા પંજાબ વગેરે સર કરે છે.

આ પ્રમાણે યુધિષ્ઠિરની કથાએ તો ચક્રવર્તી રાજાની ભાવના એટલી બધી લોકગમ્ય તથા લોકપ્રિય કરી છે કે જેવી તે પ્રાચીન વૈદિક કાલમાં પણ નહોતી. એનું ભલ એટલું વધ્યું કે બુદ્ધ લોકોના ઉપર પણ એની ઘણી અસર થઈ. બુદ્ધધર્મીઓએ પણ રાજાઓના સંબન્ધમાં આ

* સગર માટે કહ્યું છે કે "एकछत्रा मही यस्य प्रतापादभवत् पुरा।" જેના પ્રતાપથી પ્રાચીન કાળમાં પૃથ્વી એકછત્રા થઈ—એક જ રાજછત્ર નીચે આવી રહી

ભાવના સ્વીકારી છે, અને કેવળ રાજકીય વિષયમા નહિ પણ ધાર્મિક વિષયમા પણ હેને ઉતારી ધર્મનું સામ્રાજ્ય પ્રસારવાની ભાવનાને જન્મ આપ્યો છે તેઓના પ્રમાણે ખરો ચક્રવર્તી બુદ્ધદેવ પોતે જ હતા: એમનું સામ્રાજ્ય સત્ય અને ધર્મનું હતુ.

૧૮. ઉપરથી આ ભાવના ચન્દ્રગુપ્તથી પણ કેટલી પ્રાચીન છે તે સ્પષ્ટ થશે. હિન્દમાં સામ્રાજ્ય સ્થાપવાની ભાવના કરનાર ચન્દ્રગુપ્ત પહેલો ન હતો. એટલુ ખરૂં કે એની પ્રતિભાથી અને પ્રભાવથી એણે પોતાનુ આધિપત્ય સ્થાપીને આ ભાવના વધારે લોકપ્રિય બનાવી ખરેખાત ધીમે ધીમે પ્રાચીન રાજનીતિનો એ એક અગત્યનો પ્રશ્ન જ સમ્રાટ્ થયો કે રાજા હોય તેનું સામ્રાજ્ય શી રીતે થઈ શકે? એના ઉપર ઘણા વાદ, ચર્ચા, તર્ક વગેરે થયાં એમાંથી આખો મડલનો વાદ જન્મ પામ્યો, જે નીતિશાસ્ત્રોમાં વર્ણવ્યો છે. કૌટિલ્યના "અર્થશાસ્ત્ર"માં તેમ જ કામદકીના "નીતિસાર"માં પૂર્વનાં પ્રમાણોને પ્રકટ કરીને આ મડળવાદ સમજાવવામાં આવ્યો છે. પ્રત્યેક ન્હાના રાજાને મહારાજા થવાની સ્વાભાવિક અભિલાષા માનેલી છે, અને એ એ મડલની પદ્ધતિ બરોબર પાળે, અને એનાં સર્વ રાજ્ય-અગો બળવાન હોય, તો તે બળથી તથા ડહાપણથી એકૈશ્વર્યને પામે.

૧૯. જુના સિક્કાઓ, તામ્રપત્ર, શિલાલેખ વગેરેના અભ્યાસથી પણ જુદે જુદે સમયે જુદા જુદા નૃપતિઓ ચક્રવર્તીપદને પામ્યા હતા હેની ખાત્રી મળે છે.

૨૦. આ પ્રમાણે ઘણો પ્રાચીન હિન્દુ ઇતિહાસ નિ સંદેહ સાબીત કરે છે કે, અતિ પુરાતન કાળથી પ્રજાએ તો હિન્દને એક દેશ તરીકે જ અને પોતાની સર્વ પ્રવૃત્તિઓના એક ક્ષેત્ર તરીકે માની લીધો હતો. પ્રજાજીવનનો વેગ તે કાળમાં એટલો બધો બળવાન થયો હતો કે તે હિન્દના એક ખૂણાથી બીજા ખૂણા સુધી વ્યાપી રહ્યો એટલું જ નહિ પણ હેને હિન્દુસ્થાનની વિશાળ સીમાઓ પણ સાંકડી લાગી, તેથી હિન્દની મૂળ ભૌગોલિક સીમાઓ ઓળગીને તે આસપાસના પ્રદેશોમા ભરાવા લાગ્યો. આ પ્રમાણે જે સંસ્થાનો હિન્દની બહાર વસ્યાં હતાં, જેની અદ્ભુત કથા હજી પ્રકાશ પણ નથી પામી, તે સસ્થાનો પોતે જ હિન્દનુ ઐક્ય કેટલું સાચુ તથા દૃઢ હતું હેનો એવો ખાત્રીકારક પુરાવો આપે છે કે તેવો પુરાવો બીજુ કોઈ પ્રમાણ પણ ભાગ્યેજ આપી શકશે. સૈકાઓ સુધી પ્રાચીન હિન્દે આવાં સંસ્થાનો વસાવનારાં માણસો મોકલ્યાં કર્યાં હતાં અને તેઓએ પેગુસીઆમ અને કામ્બોડીઆના દેશોમાં અને જાવા સુમાત્રા, બાલિ અને બૉર્નિઓમાં હિન્દી સસ્કૃતિ તથા હિન્દી કાળમાં સ્થાપ્યાં હતાં: અત્યાર સુધી પણ, વિન્સેન્ટ સ્મિથ કહે છે તેમ, તે સ્થળોમાં બુદ્ધ ધર્મના તથા બ્રાહ્મણ ધર્મમા જે અવશેષો રહ્યા છે, જે શિલ્પકળાની સામગ્રી રહી છે, જે સેંકડો દન્તકથાઓ ઉતરી આવી છે, અને ચીનાઈ તવારીખમાંથી પણ જે પ્રમાણો મળે છે, તે સર્વ ઉપરથી આ

સર્વ પ્રદેશો હિન્દના કેટલા ઋણુ તળે છે તે સિદ્ધ થાય છે. આ સંસ્થાનોમાં સ્વાભાવિક રીતે હિન્દની કળા, હિન્દની સંસ્થાઓ અને હિન્દનાં ભૌગોલિક નામો પણ લઈ જવામાં આવ્યાં હતાં. આ આખી પ્રવૃત્તિ જોઈએ તો તે એટલી વિશાળ બળવાન અને જોસભરી જણાય છે કે તે સૈકાઓ સુધી ચાલી હશે, અસખ્ય સંસ્થાનિકો તથા ધર્મોપદેશકો એના નાયકો થયા હશે, અને હિન્દનું રાષ્ટ્રીય ભાન, એક જ ભૂમિ ઉપર પોષણ પામેલું અતિ સમૃદ્ધ, ચેતનવાન અને સ્થિર થયેલું રાષ્ટ્રીય ભાન જ ત્હેનું પ્રેરકબલ હોવું જોઈએ.

૨૧. આ પ્રમાણે ધાર્મિક તેમ જ રાજકીય અનુભવોથી કરીને ભૂતકાળની હિન્દી પ્રજાથી, હિન્દની વિશાળતા તથા વિવિધતા છતાં હિન્દનું ભૌગોલિક ઐક્ય સારી રીતે સમજાયું હતું, એટલું જ નહિ પણ એ રાષ્ટ્રીય વિચારની પ્રબળતા એટલે સુધી પહોચી હતી કે, હિન્દમાં પ્રવાસ કરવાનાં તથા પ્રાન્તિક સમ્બન્ધ બાંધવાનાં હાલના જેવાં અનુકૂળ સાધનોની તદ્દન ગેરહાજરીમાં પણ, એણે એવી અસરકારક રાષ્ટ્રીય વ્યવસ્થા સયોજી હતી કે જેથી પ્રજાને દેશના જુદા જુદા ભાગોનું બારીક જ્ઞાન પણ મળે, પ્રજા વારંવાર પ્રવાસ કરે અને અરસપરસનું ઓળખાણ રાખી શકે. અરે, હાલની દષ્ટિ પણ આપણે નકશા તરફ કરીશું તો શું હિન્દનું એ જ ઐક્ય નજરોનજર દેખાતુ નથી? જે દેશના અંદરના ભાગોની વચ્ચેના અન્તરાયો ન્હાના હોય, અને ત્હેની આસપાસના દેશોની વચ્ચેના અન્તરાયો પ્રમાણમાં મ્હોટા હોય તે દેશને ભૂગોળની દષ્ટિએ પણ એક જ દેશ કહેવો જોઈએ. ઉત્તરમાં હિમાલય હિન્દને બાકીના આખા એશિઆ ખંડનાથી જુદો પાડે છે; અને એ અન્તરાય એવો છે કે ચાહે તો એને બિલકુલ ઓળંગી ન શકાય એવો બનાવી શકાય, અને પરિણામે લગભગ ૨૦૦૦ માઇલ જેટલી સરહદને સુરક્ષિત કરી શકાય. દક્ષિણમા તે જ મુજબ સમુદ્રની મર્યાદા આવી રહી છે. હિમાલય અને સમુદ્ર વચ્ચેનો આ પ્રદેશ ભૂગોળનાં લક્ષણોથી પણ એકરાષ્ટ્ર બને છે.

તેમ દેશની અંદર એવા કોઈ પણ અન્તરાયો નથી કે જે આવા દુર્ગમ હોય. ગંગા નદીનો આખો પ્રદેશ, જે ફ્રાન્સ જર્મની અને ઑસ્ટ્રિયા ત્રણેના કરતા વધારે ભૂમિને રોકે છે; તે અત્યન્ત સપાટ છે, અને હિન્દની અર્ધી વસ્તીનું પોષણ કરે છે. નથી એવી અડચણ વિન્ધ્યાચળથી થતી કે જેથી દેશના લોકોને સંબન્ધ બાંધવો અશક્ય થઇ પડે. તે પર્વત ફક્ત ૪૦૦૦ ફીટ દરિયાથી ઉંચો છે, ત્હેના ઉપર પુષ્કળ રસ્તાઓ અને માર્ગો છે, અને હિન્દી આર્ય સંસ્કૃતિને દક્ષિણમાં પ્રસરવામાં તે પર્વતાવલિએ કોઈ રીતે મ્હોટી મુશ્કેલી નથી નાંખી: કારણ કે અત્યારે જેવુ ઉત્તર છે તેવું જ દક્ષિણ પણ હિન્દુધર્મનું પ્રબળ મથક છે

તે ઉપરાંત હિન્દની વર્ષાઋતુ એક રીતે હિન્દને બીજા ઘણાખરા દેશો કરતાં જુદો પાડે છે; તથા એને લીધે હિન્દમાં મુખ્યત્વે કરીને ખેતીનો ઉદ્યોગ ચાલે છે, અને આખી પ્રજાનો

આહાર પ્રધાનપણે વનસ્પતિ અને ચોખાના તત્વો ઉપર રચાયલો છે. આ સર્વ કારણો ભુગોળના ધોરણોથી પણ હિન્દની એકતા સિદ્ધ કરવાને બસ છે.

૨૨ ઉપસંહારમાં પ્રો. મુકરજી ઘણા ઉત્સાહથી લખે છે કે "જગતની સંસ્કૃતિના ઇતિહાસમાં હિન્દને જે કાર્ય ઈશ્વરે સોંપ્યું છે તે કાર્ય કરવાને માટે, પોતાનું વ્યક્તિત્વ સ્થાપવા જાળવવા તથા દૃઢ કરવામાં હિન્દને ભૂગોળની રચનાની તેમ જ ઐતિહાસિક અનુભવોની, ધાર્મિક ભાવોની તેમ જ રાજકીય ભાવનાઓની અજબ જેવી સહાયતા મળી છે. મનુષ્યજાતિના વિચારની ઉત્ક્રાન્તિમાં હિન્દી વિચાર એ વિશિષ્ટ સ્થાન ભોગવે છે મનુષ્યજાતિના ઇતિહાસમાં હિન્દનું જીવન ખાસ ભાગ ભજવશે હિન્દની સંસ્કૃતિની સામગ્રી વિના માનુષ સંસ્કૃતિ તેટલે અંશે દરિદ્રી અને અપૂર્ણ જ રહેત. જગતને હિન્દની જરૂર છે, જીવતા, નવજીવનવાળા હિન્દની બહુ જરૂર છે, હિન્દની શ્રદ્ધાની, હિન્દના ધર્મની, હિન્દની સંદેશશક્તિની અતિ જરૂર છે. કારણ કે હિન્દમાતાનો જગતને સંદેશ એવા રાષ્ટ્રીયત્વનો, એવા સામ્રાજ્યનો છે કે જે અહિંસા અને શાન્તિ ઉપર જ ચણાય, જે મનુષ્યમનુષ્ય વચ્ચે, મનુષ્ય અને પ્રત્યેક પ્રાણી વચ્ચે રહેનાર શાન્તિ તથા સદ્ભાવના ઉપર જ બંધાય જો કે અફસોસ છે કે હિન્દમાં સ્થપાયલું આવું સામ્રાજ્ય ઐતિહાસિક શક્તિઓએ નિર્દયતાથી તોડી નાખ્યું તો પણ અત્યારે સમય ભૂતકાળના આત્માનું સ્મરણ કરાવી, હિન્દ ફરી આપણને આ અધ્યાત્મસામ્રાજ્ય પ્રતિ બોલાવી રહી છે. પૃથ્વીની બળવાન પ્રજાઓને આદેશ કરી રહી છે કે ત્હમારા દ્વેષ અને ધિક્કાર છોડી દ્યો, નમ્રતાથી પ્રેમથી સાથથી ભેગા થાઓ, અને જે દુષ્ટ જંગલીપણાની શક્તિઓએ હાલ મ્હોટા મ્હોટા ખડોને પણ એક બીજાનું ગળુ કાપવા સજ્જ થએલી સંહારક સેનાની છાવણીઓ સમાન બનાવી દીધા છે, તે શક્તિઓને ભેગા થઇને હરાવો જેમ વ્યક્તિની મુક્તિ પણ આવી શાન્તિમાં છે તેમ જ સમષ્ટિની શાન્તિ, તથા કલ્યાણ હિન્દના આ સંદેશથી જ સિદ્ધ થશે."

આવી રીતે પ્રો. રાધા કુમુદ મુકરજીએ પોતાનું કાર્ય સમાપ્ત કર્યું છે. એમનો વિષય ભલે બહારથી શુષ્ક અથવા નિર્જીવ જેવો દેખાય, અને કેટલાકને તે અસંભવને સાબિત કરવાના પ્રયાસ જેવો પણ દેખાય, તો પણ એમનો ન્હાનો ગ્રન્થ વાંચતા આ સર્વ વાંધાઓ નીકળી જાય છે, અને રસ તથા માનભાવ જાગૃત થાય છે. એમણે આપેલાં પ્રમાણો ઉપર આ વિષયના વિદ્વાનો ગમે તેવો અભિપ્રાય આપે, તો પણ અમે એટલું દૃઢતાથી માનીએ છીએ કે પ્રત્યેક હિન્દુ એમના સિદ્ધાન્તને ખુશીથી અનુમોદન આપશે. અમે એથી પણ વધારે કહીશું કે પ્રત્યેક ભારતવાસી જેના હૃદયને રાષ્ટ્રીયતાના નવજીવનની ઉર્મિ અજાણી નથી, તે આ વાંચીને તરત સમજી શકશે કે પ્રો. મુકરજીએ કેવો મહત્વનો પ્રશ્ન ઉપાડયો છે અને તે કેવી સચોટ રીતે ચર્ચ્યો છે. કોઈ એમ કહેશે કે "પ્રાચીન

---

કેટલાક કાવ્યો ભા. ૨ રૂ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઇ.

કાલમાં હિન્દનું ઐક્ય હતું કે નહિ ત્હેની અત્યારે શી જરૂર છે? અત્યારનું તથા ભવિષ્યનું જ કાંઈ કરોને એટલે થયું, ભૂતકાળનાં જાળમાં હકવાથી શો ફાયદો થવાનો છે?" પણ આમ કહેનાર ભૂલી જાય છે કે પ્રાચીન હિન્દનું ઐક્ય ન માનનાર, અને આ ઐક્ય ન માનનાર, અને આ ઐક્ય બ્રિટિશ અમલ પછીથી જ આવ્યું છે એમ માનનાર, એક રીતે હિન્દ દેવીના આત્માનો ઘાતક થાય છે. એને મન તો હિન્દ દેવીનો જન્મ જ હમણાં થયો, ભૂતકાળની સર્વ મહત્તા આકસ્મિક–આગન્તુક–ઉપરછલી જ હતી. વર્તમાન ને ભવિષ્યને સુધારવાની એક મ્હોટામાં મ્હોટી પ્રેરકશક્તિ–આપણી ભૂત મહત્તામાં શ્રદ્ધા–એ તે ખોઈ બેસે છે એને મન હિન્દને હજુ એકડે એકથી જ શરૂઆત કરવાની છે એમ લાગે છે તેવાઓને પ્રો. મુકરજી આંખ ઉઘાડીને જોવા કહે છે અને જો તેઓ બરોબર જોશે તો એમની પણ ખાત્રી થશે કે, જેમ શરીરનાં સર્વ અંગો ભિન્ન હોવા છતાં એમાં એક શરીરી–એક આત્મા વ્યાપી રહ્યો છે, એમ આપણે માનીએ છીએ, તેમ હિન્દની વિવિધતા તથા વિશાળતા નીચે સેંકડો વર્ષો થયાં એકતાનું ભાન વ્યાપી રહ્યું છે; તે ધાર્મિક તથા રાજકીય સંસ્કારોથી એવું દૃઢ થયું છે કે અનેક પ્રકારના ઐતિહાસિક તથા સામાજિક હુમલાઓ છતાં તે હાલ નિર્મૂળ થયું હતું. એને વિશેષ જીવન્ત કરવું, વિશેષ બળવાન સમૃદ્ધ તથા પ્રતાપી કરવું–એ જ અત્યારનો મ્હોટામાં મ્હોટો પ્રશ્ન છે નહિ, કે ત્હેની પહેલી વારની સ્થાપના કરવી.

આમા.

૩૦. નવેમ્બર. ૧૯૧૫

---

ૐ

# બ્રાહ્મણપણું એટલે શું ?

(સીકદર અને શૌનકનો સવાદ)

લેખક —શા. રા. અમૃતલાલ સુદરજી પઢીઆર

દુનીઆના મોટા ભાગને જીતનાર ગ્રીસ દેશનો બાદશાહ મહાન સીકદર જ્યારે હિન્દુસ્તાનમાં આવ્યો ત્યારે તેણે ઘણી બાબતોની તપાસ કરી હતી, કારણ કે તે બહુ ઉત્સાહી હતો, તે બહુ જીજ્ઞાસુ હતો, તેને માનની ને જ્ઞાનની બહુ ભુખ હતી, અને તે પોતાના દેશને સુધારવા ઇચ્છતો હતો, એટલુ જ નહિ પણ તેણે હિન્દુસ્તાનમા એવી ઘણી વિદ્યાઓ જોઈ કે જેવી વિદ્યાઓ એ વખતે દુનીઆના બીજા કોઈ દેશમાં નહોતી જેમ કે—

હિન્દમાં જેવા ખગોળશાસ્ત્રી હતા તેવા એ વખતે દુનીઆમા બીજે કોઈ ઠેકાણે નહોતા, હિન્દમાં જેવા સારા વૈદો હતા તેવા બીજા કોઈ દેશમાં નહોતા, હિન્દમાં જેવા ભવિષ્યવેતાઓ હતા, તેવા બીજા કોઈ દેશમાં નહોતા, હિન્દમાં જેવા શિલ્પશાસ્ત્રીઓ હતા તેવો બીજા કોઈ દેશમાં નહોતા, હિન્દમાં જેવા ત્યાગીઓ હતા તેવા બીજા કોઈ દેશમાં નહોતા, હિન્દમાં જેવા તત્ત્વજ્ઞાનીઓ હતા તેવા બીજા કોઈ દેશમાં નહોતા, હિન્દમા જેવા ખનીજશાસ્ત્રીઓ હતા, હિન્દમા જેવા રસાયન શાસ્ત્રીઓ હતા, હિન્દમા જેવા નાટકકારો હતા, હિન્દમાં જેવા કવિઓ હતા, હિન્દમાં જેવા સ્પષ્ટ વકતાઓ હતા, હિન્દમાં જેવા કૃષિશાસ્ત્રીઓ હતા, હિન્દમા જેવા વણકારો હતા, હિન્દમા જેવા નીતિ પાળનારા લોકો હતા, હિન્દમા જેવા રાજનીતિજ્ઞો હતા, હિન્દમાં જેવા શૂરવીરો હતા, હિન્દમાં જેવા વેપારીઓ હતા, હિન્દમા જેવી ધાર્મિકતા હતી, હિન્દમા જેવી વિદ્યા હતી, હિન્દમાં જેવુ નૌકાશાસ્ત્ર હતુ, હિન્દમાં જેવી પ્રાણીવિદ્યા હતી, હિન્દમા જેવું પદાર્થવિજ્ઞાન હતુ, હિન્દમાં જેવી પવિત્રતા હતી, હિન્દમાં જેવુ વનસ્પતિશાસ્ત્ર હતુ, હિન્દમાં જેવો અભેદ ભાવ હતો, હિન્દમા જેવો વિદ્યા ઉપર પ્રેમ હતો, હિન્દમાં જેવી દયા હતી, હિન્દમાં જેવી નીખાલસતા હતી, હિન્દમા જેવો રાજાપ્રજાનો પ્રેમભરેલો સબધ હતો, હિન્દમાં જેવુ સતીપણું હતુ, હિન્દમાં જેવી સમૃદ્ધિ હતી, અને હિન્દમાં જેવુ આત્માનું તથા પરમાત્માનું જ્ઞાન હતુ, તેવુ એ વખતે દુનીઆના બીજા કોઈ પણ લોકોમાં કે કોઈ પણ દેશમાં નહોતુ, તેથી હિન્દ જોઈને સીકદર અજબ થયો હતો, અને હિન્દની આ બધી ખુબીઓ તે પોતાના દેશમાં દાખલ કરવા ઇચ્છતો હતો, તેથી તેણે તપાસ કરી કે, હિન્દમાં આટલી બધી ઉંચામા ઉંચી વસ્તુઓ છે તેનું કારણ શું? બહુ લાંબી તપાસ પછી એ બધાનું કારણ તેને એ જણાયું કે

"હિન્દમાં જે કાંઈ સારામાં સારૂં છે તે બધું બ્રાહ્મણોને લીધે છે."

સીકંદરને આવી ખાત્રી થવાનું કારણ એ હતુ કે, તેણે પોતાની પાસે હિન્દના નાના નાના ઘણા રાજાઓને બોલાવ્યા, અને પૂછ્યુ કે,—

ખગોળ વિદ્યામાં સૌથી હુશિયાર કોણ છે?

જવાબ મેળ્યો કે, બ્રાહ્મણો.

સીકંદર —સારામાં સારો કવિ કોણ છે?

પંજાબનો રાજા —બ્રાહ્મણ.

સીકંદર —હુશિયારમાં હુશિયાર વૈદ કોણ છે?

રાજા —બ્રાહ્મણ

સીકંદર —મહાન રસાયન શાસ્ત્રી કોણ છે?

રાજા —બ્રાહ્મણ

સીકંદર —તમારો પ્રધાન કોણ છે!

રાજા —બ્રાહ્મણ

સીકંદર —અધ્યાત્મજ્ઞાન શીખવે તેવા કોણ છે?

રાજા —બ્રાહ્મણ.

સીકંદર —આવાં સરસ મંદિરો ને મહેલો બાંધનાર શીલ્પશાસ્ત્રી કોણ છે? *

રાજા —બ્રાહ્મણો.

સીકંદર —જમીનમાંથી હીરા, માણેક, સોનું, રૂપુ વગેરે શોધનાર કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

સીકંદર —હુશિઆર સંગીતશાસ્ત્રી કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

સીકંદર —યુદ્ધકળા શીખવનાર કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

સીકંદર —વિદ્યાર્થીઓને શિક્ષણ આપનાર કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

સીકંદર —ધર્મનાં કાર્યો કરાવનાર કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

* ઇંજીનીયર બ્રાહ્મણો હતા, ત્હેમના હાથ નીચે કારીગર સુતાર, લુહાર, કડીઆ, પુતળાં કોતરનાર વગેરે હોય તે બીજી જાતના હોય તેમા કાંઈ નવાઈ નથી

સીકંદર:—આવા મહાન મંદિરોના પૂજારીઓ કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

સીકંદર —તમારા ગ્રંથભંડારમાં જે જૂદી જૂદી જાતનાં હજારો પુસ્તકો છે, તે બધાં પુસ્તકોના કર્તા કોણ છે?

રાજા —બ્રાહ્મણો.

આ સાંભળીને સીકંદર બહુ અજબ થયો અને વિચારમાં પડી ગયો કે, આ તે છે શું? કોઈ પણ સારામાં સારા કામમાં જ્યાં જોઈએ ત્યાં બ્રાહ્મણ બ્રાહ્મણ ને બ્રાહ્મણ જ. માટે મારે બ્રાહ્મણોને મળવું જોઈએ અને દુનીઆના બીજા લોકો કરતાં તેઓમાં શી વિશેષતા છે, તે મારે જાણવું જોઈએ. તેથી સીકંદરે એક રાજાને કહ્યું કે, મારે બ્રાહ્મણોને મળવું છે.

રાજા—ઘણી ખુશીની વાત આપણે જરૂર હોય તેવા બ્રાહ્મણને અહીં બોલાવીએ.

સીકંદર —નહિ, અહીં તેડાવવાની જરૂર નથી, હું તેઓને ઘરે જવા ઇચ્છું છું.

રાજા —જેમ આપની ઇચ્છા. જ્યારે ફરમાવો ત્યારે હાજર છું.

સીકંદર —બ્રાહ્મણોને મળવા માટે તેઓને કયો વખત અનુકૂળ આવશે?

રાજા:—ત્રીજા પહોરનો વખત તેઓને નિવૃત્તિનો હશે.

સીકંદર —ત્યારે એ વખતે આપણે ત્યાં જઈશું.

એ પછી સીકંદર તથા રાજા પગે ચાલીને પાસેના ગામમાં નદીને કિનારે એક ઝુપડામાં ગયા, ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણ ફળીઆમાં પીપળાના ઝાડ નીચે બેઠો બેઠો કોઈ જૂનાં પાનાંઓ વાંચતો હતો, અને પાસેનાં બીજાં ઝાડો નીચે છૂટા છૂટા વિદ્યાર્થીઓ બેસીને કાંઈ શ્લોકો ગોખતા હતા.

સીકંદરે પૂછ્યું, બ્રાહ્મણ ક્યાં છે?

રાજાએ પીપળાના ઝાડ નીચે આંગળી બતાવીને કહ્યું, આ મહારાજ બેઠેલા છે તે બ્રાહ્મણ છે.

સીકંદર તેને જોઇને અજબ થયો, કારણ કે તે બ્રાહ્મણે એક ધોતીયું પહેર્યું હતું, અને એક ફાળીયું ઓઢયું હતું, પાસે બીજા કાંઈ કપડાં નહોતાં. બેસવા માટે મૃગચર્મ બીછાવ્યું હતું, અને પાણી માટે તુંબડી હતી. માથે ઘણા વાળ હતા, અને દાઢીમૂછ પણ મોટાં થયેલાં હતાં. બ્રાહ્મણો આવા સાદા હોય, એ સીકંદરને ખબર નહોતી તે તો એમ સમજતો હતો કે દુનીઆની બધી સારામાં સારી વિદ્યાઓ બ્રાહ્મણોના હાથમાં છે, માટે બ્રાહ્મણો તો કોણ જાણે કેવા સમૃદ્ધિવાળા હશે? તેને બદલે આવા બાવા જેવા બ્રાહ્મણને જોઇને સીકંદર અજબ થયો, તેથી સીકંદરે રાજાને પૂછ્યું કે, આ બ્રાહ્મણની આવી ગરીબ સ્થિતિ કેમ છે?

ત્યારે રાજાએ કહ્યું કે, આ બ્રાહ્મણને જ એ વાત પૂછવાથી વધારે સારો ખુલાસો થઈ શકશે.

સીકંદરને એ વાત વાજબી લાગી તેથી દુભાષીયા મારફતે તેણે એ વૃદ્ધ બ્રાહ્મણે પૂછ્યું કે મહારાજ ! તમે કેટલું જ્ઞાન મેળવેલું છે ?

બ્રાહ્મણે કહ્યું, મારી જીંદગીની સાર્થકતા થાય એવું જ્ઞાન મેં મેળવેલું છે. આ જગતની મારી ફરજો હું બરાબર રીતે બજાવી શકું અને મરતી વખતે શાન્તિથી મરી શકું, એવું જ્ઞાન મેં મેળવેલું છે.

સીકંદર—હે મહારાજ! શાન્તિથી મરી શકાય એ શું સાચી વાત છે? આ બધું છોડીને જતાં-સ્નેહિઓને છોડીને જતાં મરતી વખતે દુઃખ થાય નહિ, એ શું સાચી વાત છે?

બ્રાહ્મણ—હા રાજા! એ તદ્દન સાચી વાત છે મેં એવા સેંકડો બ્રાહ્મણોનાં શાંત મરણો જોએલાં છે. ખરેખર જાણે જૂનાં વસ્ત્રો જ બદલતા હોય નહિ, તેવી રીતે આનંદભેર સ્વર્ગમાં જતાં મેં ઘણા માણસોને જોએલાં છે, અને મને ખાત્રી છે કે, હું પણ મરતી વખત આનંદમાં રહી શકીશ.

સીકંદર—બહુ અજબ જેવી વાત છે, ખરેખર જો એમ બનતું હોય તો તમે બહુ ભાગ્યશાળી છો મને તમારી અદેખાઈ આવે છે ને એમ લાગે છે કે, એવું જ્ઞાન મને મળે તો કેવું સારૂં?

એ પછી સીકંદરે પૂછ્યું કે, ઓ જ્ઞાની બ્રાહ્મણ! જગતની બધી વિદ્યાઓના તમે પિતા છો, અને હિન્દના બધા રાજાઓ તમને નમે છે, છતાં પણ તમે આવી ગરીબીમાં કેમ રહો છો? આવાં કંગાળ ઝુપડાંમાં રહેવું તમને કેમ ગમે છે? ગાદલાં વિના આ ચામડા ઉપર તમારૂં શરીર દુખતું નથી? અને આ તુંબી પાત્રથી ચલાવો છો તેને બદલે સોનાના પ્યાલામાં પાણી પીવાનું તમને મન થતું નથી? બ્રાહ્મણ મહારાજ! કહો કે, આ ટુકાં ને સાદાં ધોતીઆથી તમને કેમ ચાલે છે? સ્વાદિષ્ટ વસ્તુ ખાવાને તમને કેમ મન થતું નથી? અને તમારા બાઈડી છોકરાં આવી ગરીબી કેમ ભોગવી શકે છે? તેઓ શું તમારી પાસે સારૂં સારૂં ને ઝાઝું ઝાઝું માગતાં નથી? તેઓ એવું એવું ન માગે એ કેમ બની શકે? મને કાંઈ સમજાતું નથી કૃપા કરીને મને કહો કે આ બધાનો ભેદ શો છે?

ત્યારે શૌનક બ્રાહ્મણે કહ્યું કે, અમારામાં જે બ્રહ્મત્વ છે, અમારામાં જે બ્રાહ્મણપણું છે, તે બ્રાહ્મણપણાને લીધે એ બધું બની શકે છે

સીકંદર—એ બ્રાહ્મણપણું તે શું? એ હું જાણવા ઇચ્છું છું.

શૌનકે કહ્યું, જ્ઞાનમાં બ્રાહ્મણપણું રહ્યું છે. ધર્મમાં બ્રાહ્મણપણું રહ્યું છે કર્તવ્યપાલનમાં બ્રાહ્મણપણું રહ્યું છે. સત્યમાં બ્રાહ્મણપણું રહ્યું છે ઈશ્વરેચ્છાને આધીન થવામાં બ્રાહ્મણપણું રહ્યું છે. દયામાં બ્રાહ્મણપણું રહ્યું છે. તપમાં બ્રાહ્મણપણું રહ્યું છે. દાનમાં બ્રાહ્મણપણું

રહ્યુ છે. અહિંસામાં બ્રાહ્મણપણું રહ્યુ છે. પરોપકારમાં બ્રાહ્મણપણ રહ્યુ છે. સંતોષમાં બ્રાહ્મણપણ રહ્યું છે. પવિત્રતામાં બ્રાહ્મણપણું રહ્યુ છે. આત્મજ્ઞાનમાં બ્રાહ્મણપણું રહ્યું છે. ઇંદ્રિયનિગ્રહમાં બ્રાહ્મણપણુ રહ્યુ છે વાણીની રસિકતા તથા મધુરતામાં બ્રાહ્મણપણું રહ્યુ છે. આહારવિહારના સાત્વિકપણામા બ્રાહ્મણપણુ રહેલુ છે બ્રાહ્મણોના વંશપરંપરાના સંસ્કારોમાં બ્રાહ્મણપણું રહેલુ છે સરળતામાં બ્રાહ્મણપણુ રહેલું છે સ્વતંત્રતામાં બ્રાહ્મણપણું રહેલુ છે. મોતથી નહિ ડરવામાં બ્રાહ્મણપણુ રહેલુ છે ઉંચી જાતની શ્રદ્ધામાં બ્રાહ્મણપણુ રહેલુ છે. જાહેર હિમ્મતમાં અને બહાદુરીમાં બ્રાહ્મણપણું રહેલુ છે ત્યાગમા બ્રાહ્મણપણુ રહેલુ છે. ઉચ્ચનીચપણાના ભેદ દૂર કરવામાં બ્રાહ્મણપણુ રહેલું છે સ્પષ્ટ વચનમાં બ્રાહ્મણપણુ રહેલું છે. કુદરતનુ સૌંદર્ય સમજવામા બ્રાહ્મણપણુ રહેલુ છે કુદરતના મદદગાર બનવામાં બ્રાહ્મણપણુ રહેલું છે. નવીન શોધો કરવામા બ્રાહ્મણપણું રહેલુ છે. ઉદાર વિચારોમાં બ્રાહ્મણપણું રહેલુ છે. ઉદ્યોગી જીવનમા બ્રાહ્મણપણું રહેલું છે શુભેચ્છામાં બ્રાહ્મણપણુ રહેલુ છે. રાજાઓને યોગ્ય માન આપવામાં અને રાજાઓથી યોગ્ય માન પામવામાં બ્રાહ્મણપણુ રહેલું છે. લોકોનાં સુખ વધારવામાં બ્રાહ્મણપણુ રહેલું છે વિદ્યાભ્યાસમા જીવન ગાળવામા બ્રાહ્મણપણું રહેલુ છે. મનુષ્યમાં આસુરી વૃત્તિ દાબવામાં અને દૈવી વૃત્તિઓને ખીલવવામાં બ્રાહ્મણપણુ રહેલુ છે. ઉચ્ચ જીવન ગાળવામા બ્રાહ્મણપણુ રહેલું છે. ઇશ્વરની સ્તુતિમાં બ્રાહ્મણપણું રહેલું છે. પોતાના સ્વાર્થનો ભોગ આપવામા બ્રાહ્મણપણું રહેલુ છે. એક રીતે જગતનું સત્યપણું અને બીજી રીતે જગતનુ મીથ્યાપણું સમજાવવામા બ્રાહ્મણપણું રહેલું છે, સ્વાભાવીક ભલાઈમાં બ્રાહ્મણપણું રહેલુ છે પ્રેમધર્મમા બ્રાહ્મણપણુ રહેલું છે. એકાગ્રતામાં બ્રાહ્મણપણું રહેલુ છે. સમાનતામા બ્રાહ્મણપણુ રહેલુ છે શાંતિમાં બ્રાહ્મણપણુ રહેલું છે સમાનતામાં બ્રાહ્મણપણુ રહેલું છે. યોગમા બ્રાહ્મણપણું રહેલુ છે. ક્ષમામાં બ્રાહ્મણપણું રહેલું છે ભક્તિમાં બ્રાહ્મણપણુ રહેલુ છે. સત્ય શ્રદ્ધામાં બ્રાહ્મણપણુ રહેલુ છે નમ્રતામાં બ્રાહ્મણપણુ રહેલું છે. આત્મિક બળમા બ્રાહ્મણપણું રહેલું છે, અને આત્માની ઉન્નતિ કરી શકે એવાં આ જગતમા તથા સ્વર્ગમાં જે કાંઇ સારાં કામો છે, સારા વિચારો છે, ઉંચી ભાવનાઓ છે, અને શ્રેય કરનારા અનુભવો છે, તે બધુ બ્રાહ્મણપણું છે. ટુંકામાં એ જ કે જીવાત્માને પરમાત્મા પાસે પહોંચવા માટે આ જીંદગીમા જે જે મહાન સદ્ગુણોની જરૂર છે તે સૌ સદ્ગુણોમાં બ્રાહ્મણપણુ રહેલું છે અને એ જાતની જેની અંદર જેટલી વધારે યોગ્યતા હોય તેટલુ તેનામાં બ્રાહ્મણપણુ વધારે છે, અને જેનામાં એ જાતની જેટલી ઓછી યોગ્યતા હોય તેનામાં તેટલું બ્રાહ્મણપણુ ઓછું છે એમ સમજવુ.

સીકંદર —મહારાજ ! આવુ બ્રાહ્મણપણું માત્ર તમારી બ્રાહ્મણોની જાતમાં જ હોય કે બીજે કોઈ ઠેકાણે પણ હોઈ શકે ?

રિદ્ધિસિદ્ધિ તને મળે અને એ મન્ત્રના પ્રતાપે તારા પ્રષ્ઠ દેવનાં તને દર્શન થાય, અને એની સાથે તને વાર્તાલાપ થાય, એ વખતે તને જે આનંદ થાય તે આનંદની તુલના તુ જગતની કઈ વસ્તુની સાથે કરીશ?

બેટા! યાદ રાખજે કે, આ કાંઈ સંપૂર્ણ બ્રાહ્મણપણાની વાતો નથી, આ તો માત્ર બ્રાહ્મણપણાના એક એક ગુણની વાતો છે, એક એક અંશની વાતો છે, અને એક એક કર્મની વાતો છે. આવી વાતોથી તુ જ્યારે અજબ થાય છે, ત્યારે એવા એવા અનેક ગુણો ને અનેક કર્મો મળીને ઉત્પન્ન થયેલું ખરૂ બ્રાહ્મણપણુ કેટલું બધુ દુર્લભ હશે? એનો ખ્યાલ કરતાં પણ અમોને તો નવી રોશની મળી જાય છે. હવે વિચાર કર કે બ્રાહ્મણપણાના આનંદની આગળ તારા રાજ્યનો આનંદ શુ હિસાબમાં છે? અને તેમ છતાં એવા નાના આનંદની ખુમારીમાં પણ તુ મસ્ત રહે છે, અને તારા મગજમાં ઘણી જાતનો પવન ભરાએલો રહે છે, ત્યારે અમે બ્રાહ્મણો અમારા બ્રાહ્મણપણાના મહા આનંદમાં મસ્ત રહીએ ને તેમાં જ ખુશી જઇએ તેથી જગતની ઘણીએ મોહક વસ્તુઓને નિર્માલ્ય સમજીએ, ને તેનાથી બચતા રહીએ તો એમાં કાંઈ નવાઈ છે? ઓ મ્હારા વ્હાલા રાજા! હવે તુ મને કહે કે તારા હીરા માણેકથી કે તારા ગામ ગરાસથી તુ મને કેમ રાજી કરી શકીશ? બેટા! મને રાજી કરવાનો માત્ર એક જ ઉપાય છે, અને તે એ કે, જો મારી સેવા કરવા ઇચ્છતો હોય તો તું બ્રાહ્મણપણું મેળવવાની મહેનત કર. એથી હુ જેટલો ખુશી થઇશ, એથી જગત જેટલું ખુશી થશે, એથી તારો આત્મા જેટલો ખુશી થશે, અને એથી પરમાત્મા જેટલો ખુશી થશે, તેટલો બીજી કોઇ પણ ચીજથી થશે નહિ. બેટા! આ વાતમાં તને કાંઈ શંકા હોય તો તુ ખુશીથી પૂછજે.

સીકંદર:—આપે જે કહ્યુ તે બધુ બરોબર છે, હું તે બહુ સારી રીતે સમજ્યો છું. અને આપને ખાત્રી આપુ છુ કે, આપના ઉપદેશથી અને ઈશ્વરની કૃપાથી આજથી હુ બ્રાહ્મણપણું મેળવવાની કોશીશ કરીશ. એમ કહી સીકંદર ત્યાંથી ઉઠવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે [illegible]નકે કહ્યુ કે,

હે ભલા રાજા તું જેમ તારી મ્હોટાઈને લીધે કોઇને ત્યાં ખાલી હાથે જતો નથી, તેમ જ અમારો નિયમ એવો છે કે, અમારા આશ્રમમાં આવેલો કોઈ પણ અતિથી ભૂખ્યો જઈ શકતો નથી, માટે થોડુ દૂધ ને ફળ લેવાની કૃપા કરો

એટલે સીકંદરે શૌનક મહારાજનાં ફળ ખાધાં, અને કહ્યુ કે, આવાં સુંદર, સ્વાદિષ્ટ અને આવાં સુગંધીદાર ફળો અમારા મુલકમાં થતાં નથી, ખરેખર હિંદ એ દુનીઆનુ સ્વર્ગ છે

(અપૂર્ણ.)

दिल्हीनो
जगप्रसिद्ध कुतुबमिनार.
( १२२० )



## जगमन्दिर



इ स १६२१–१६२८ ना अरसामां उदेपुरना महाराणा करणसिंहजीये ते वखतना पाटवीकुंवर श्रीजगतसिंहजीना नामनो आ राज्यप्रासाद बंधाव्यो हतो उदेपुरना पेशोला सरोवरनी मध्यमां आ प्रासाद 'जगमन्दिर' तरीके आज पण प्रसिद्ध होई उदेपुरना राज्यवैभवनुं दर्शन करावे छे



મનુષ્ય યૂરોપીયનનો વેશ-વસ્ત્રો-ધારણ કરે પણ આથી તે યૂરોપીયન થતો નથી. હિન્દી રાષ્ટ્રીય પરિષદે એક અતિશય મહત્વની બાબત સબંધે ઘણું કર્યું છે અને દિનપ્રતિદિન અધિકાધિક ઉપયોગી કાર્ય કર્યાં કરે, એમ હૃદયથી અપેક્ષા રાખવામાં આવે છે પણ એકયનાં અત્યંત આવશ્યક તત્વો-સાહિત્યનાં અને સમાજનાં તત્વોનો કોંગ્રેસ તરફથી હજુ સુધી વિચાર કરવામાં આવ્યો નથી રાષ્ટ્રીય પરિષદ અને પ્રાન્તિક સંમેલનોની બેઠકો પછી જે જે સામાજિક સભાઓ ભરાય છે તે પાશ્ચાત્ય રીતિઓ અનુસાર સમાજ-સુધારાના વાદ કરવા યોગ્ય પ્રશ્નો વિષે વિચારો અને ચર્ચાઓ ચલાવે છે, પરન્તુ સાહિત્ય-તત્વની તો સર્વથા ઉપેક્ષા જ થઈ છે આ સર્વ સભાઓના કાર્ય-ક્રમો ઉપરથી દેખાઈ આવે કે રાષ્ટ્રીય પરિષદ્ અને પ્રાન્તિક સંમેલનનો સીધી રીતે જ એકયદ્રઢીકરણના ઉદ્દેશને અનુસરતાં નથી. માત્ર રાજ્યનીતિ-કૌશલ્ય જ તેમનો ઉદ્દેશ છે.

**સામાન્ય લેખનપદ્ધતિ:**—સંયુક્ત હિન્દુસ્થાનને સાહિત્યની સર્વસામાન્યભાષા અને તેના આધારરૂપ-મૂળરૂપ-સામાન્ય લેખનપદ્ધતિની જરૂર છે. જુદા જુદા સાહિત્યની સો ભાષાઓ વાળા લોકોને આપણે એક મહાન પ્રજારૂપ શી રીતે માની શકીએ ? અને ચોસઠ જુની લેખન-પદ્ધતિઓ અથવા લિપિ મૂળાક્ષરો-સહિત એક પ્રજા હોઈ શકે, એ વિચાર જ આત્મવિરોધી ભાસે છે. સામાન્ય લેખનપદ્ધતિ અને સાહિત્યની સામાન્ય ભાષા સિવાય એકયનુ મુખ્ય તત્વ લુલુ લાગશે. બોલીઓ યા બોલવાની ભાષાઓ જુદી જુદી હોઈ શકે

છેલ્લા સૈકાની-ફ્રેન્ચ-જર્મન લડાઈનું પરિણામ એ આવ્યુ હતુ કે એલ્સાસ અને લોરેનના પ્રાન્તો ફ્રાન્સથી જુદા પડી ગયા, અને ચાળીસ વર્ષ કરતાં પણ વધારે વખત સુધી જર્મની ફ્રાન્સના આ વિયુક્ત પ્રાન્તોમાં જર્મન ભાષાને પ્રચલિત ભાષા કરવાના પ્રયત્નો કરતુ રહ્યું છે ગમે તેમ થયુ તો પણ એલ્સાસ અને લોરેનના પ્રાન્તોની શાળાઓમાં ફ્રેન્ચ ભાષાના અભ્યાસની પરવાનગી આપવા માટે એક બાલિકાએ જર્મન મહારાણીને વિનતિ કરી હતી આ વાત રાષ્ટ્રીયત્વના સબંધમા ભાષા માટેની લાગણી સ્પષ્ટ બતાવી આપે છે. **હિન્દુસ્થાનને એક જ લેખનપદ્ધતિ અને ભાષા હોવાં જોઈએ** આ ભાષા તે

એવી બાધણી છે કે માથા ઉપર તલવાર યા લાકડીનો ઘા આવ્યો હોય તો ઘણા ભાગે માથાને કાંઈ નુકશાન થાય જ નહિં આ પાઘડી જુના લડાયક વખતથી ચાલતી આવે છે તેથી નામદાર ઠાકોર સાહેબને તેના ઉપર ઘણી જ પ્રીતિ છે, અને તેઓ સાહેબ તેમની જીંદગીમાં કોઈ અન્ય ઘાટની પાઘડી પહેરી હશે જ નહિ જુના વખતમાં સહુ આ જ પાઘડી પહેરતા આ પાઘડી જુના વખતની હોઈ તથા તે મોરબી પ્રદેશનું એક સૂચક ચિન્હ હોઈ ઠાકોર સાહેબ તેને ઘણી જ ચાહે છે અને આ ચાહના સૌ પાસે અમલમા મૂકાવે છે સ્વદેશાભિમાન સ્વરાજ્યમાનની લાગણીથી જ આવો સામાજિક હેતુ સિદ્ધ થાય છે આ પાઘડીથી હરકોઈ માણસ મોરબીનો જ છે એમ હરકોઈ સહજ જાણી શકે આ ઉપરથી પ્રસ્તુત વિષય જેવા વિષયોને વિચારનારના હૃદયમાં મોરબીના પ્રાન્તિક સ્થાનિક સમાજ ઉપર લાગણી અને માન થયા વગર રહે જ નહિ

ખરેખર સાહિત્યની જ ભાષા હોવી જોઈએ, કારણ કે વિશાળ દેશનો દરેક ભાગ' કે જે કોઈ કોઈ વાર વ્યાજબી રીતે ખંડ તરીકે ઓળખાય છે તેના સહુ લોકો માટે બોલવાની ખંડ–ભાગ અનુસાર' પોતાની જુદી ભાષા હોવી જોઈએ. બોલીઓમાં પણ 'જેમ અને' તેમ થોડા ફેરફારો હોવા જોઈએ સમાનતા–મળતાપણા–ની બાબતોનું પ્રમાણ ઘણું જ વધારે હોવું જોઈએ, ભિન્નતા-જુદાપણા–ની વસ્તુઓ મુખ્ય મુખ્ય જરૂરની બાબતોમાં આવશ્યક હોવી જોઈએ નહિં. જેવી રીતે સસ્કૃત ભાષાએ પ્રાકૃત ભાષાઓ ઉપર અસર કરી છે તેવી રીતે સાહિત્યની સામાન્ય ભાષા પ્રાન્તિક–સ્થાનિક ભાષાઓ ઉપર અસર કર્યાં વિના રહેશે નહિં ભિન્ન ભિન્ન બોલીઓ વચ્ચે રહેતી જુદાઈઓ ભાષાની નવી બનાવટના ક્રમો-ગતિઓથી ધીમે ધીમે ઓછી થતી જશે, પણ સાહિત્યભાષા તો એકની એક જ રહેવી જોઈએ. વળી બોલીઓથી સાહિત્યભાષાનો કોશ સમૃદ્ધ થશે અને નવા ઉખાણાઓ અને નવી ઉચ્ચારરીતિઓ દાખલ થશે.સ્વર–અવાજ–ધ્વનિના વિનાશની અને બોલાતી ભાષાઓમાં પુનરોદ્ધારની પ્રગતિઓ થતા, ચાલતી લખવાની અને બોલવાની ભાષાઓમાં બીજી ભાષાના શબ્દો વિચારો અને વિચાર દર્શાવવાની રીતિઓ દાખલ થશે હવે આથી હિન્દુસ્થાનના ભિન્ન ભિન્ન સાહિત્યોના ઐક્યના વિચારથી નહિમ્મત થવું નહિં જોઈએ આવા ઐક્યની આવશ્યકતા છે એ વિચારને આપણા મસ્તિષ્કમા કોતરાઈ જવા દઈએ, અને પાયામાં પ્રથમ પત્થરને આપણે સુસ્થિત કરીએ તો પછી સાધનો અને કામકરનારાઓની તંગી–અભાવ રહેશે નહિં. બીજી પ્રજાઓના સાહિત્યનાં ઈતિહાસને તપાસશો તો અસંભવિતતાનો વિચાર તરત નષ્ટ થશે

**રાષ્ટ્રીયતાનો સંકુચિત વિચાર**—હિન્દુસ્થાનમા એક ભાષા થવાના મહાન અને ભવ્ય વિચારને જરા દૂર રાખી આપણે સ્થાનિક સ્વદેશપ્રેમના ટુંકા અને સાંકડા વિચારની સામે થવાનું છે. હિન્દી ભાષા બોલના લોકો પોતાને હિન્દી ભાષા સિવાય અન્ય કોઈ ભાષા અનુકૂળ છે કે નહિં એનો વિચાર પણ કરશે નહિં. બંગાલીઓ બંકીમચન્દ્ર અને રવીન્દ્રનાથે જે ભાષામા પુસ્તકો લખ્યા છે તે જ ભાષાને વળગી રહેવા ઇચ્છશે મહારાષ્ટ્ર અને ગુજરાત પણ પોતાની ભાષાઓથી જ પ્રસન્ન રહેશે દક્ષિણ દેશ પોતાની તેલગી, તામીલ, મલાયાની અને કેનેરીઝની ભાષાઓ રાખશે. આમ છે છતાં આપણે માનીશું કે બોલાતી તેમ જ લખાતી ભાષાઓમાંની એકેએક જોઈએ તેવી રીતે વિકાસ પામી છે અને જેઓ હાલ જે જે ભાષાઓ બોલે છે અને લખે છે તેઓએ તે ભાષાઓ ઉપર લાગણી અને પ્રીતિ રાખવા જોઈએ. મનુષ્ય સ્વાભાવિક રીતે જ પોતાની પત્ની, સંતાનો અને કુટુમ્બની સર્વ વ્યક્તિઓ ઉપર પ્રેમ રાખે છે. એક મનુષ્ય કે જે અમુક શહેર અથવા ગામને પોતાનું ગણતો હોય તેના ઉપર પ્રેમ રાખે એ પણ કુદરતી છે, પરતુ જે દેશમાં આપણે

"મહારાજાની મારા જેવા રંક પ્રત્યે કૃપા રહે એ જ હું ચાહું છું."

"પણ કામમાં કસુર ન થાય એની સંભાળ રાખજે 'આજ' રાત્રિના ૧૨ વાગે તને કહેલો દરવાજો ઉઘાડી આપજે અને પછી નીચે આવજે. મારી સાથે ચાલ, અમારા તંબુનો માર્ગ હું તને બતાવું" આમ કહી તે સરદાર આગળ ચાલવા લાગ્યો અને રામજી પણ તેની પાછળ પાછળ ગયો. થોડીક જ વારમાં તેઓ વૃક્ષઘટાઓમાં અદૃશ્ય થઈ ગયા.

સરદાર દાદાજી રઘુનાથ પ્રભુ જ્ઞાતિનો હતો. છત્રપતિ શિવાજી મહારાજની સેવામાં તે સરદારપદ ભોગવતો હતો. કર્ણાટકમાં અનેક યુદ્ધમાં જય મેળવનાર, બંડખોર લોકોની ટોળકીઓનો જડમૂળથી નાશ કરનાર, અને શિવપ્રભુનો રાજ્યવિસ્તાર વધારનાર આ જ સરદાર હતો.

કર્ણાટકમાં આવેલો દુર્લંઘ્ય બેલવાડીનો કિલ્લો, તેનો કિલ્લેદાર સ્વજાતીય હોવાથી સહેલાઈથી હસ્તગત થશે એવી આશાથી દાદાજીએ કિલ્લેદાર યેસાજી ઉપર સંધિનો ખલિતો રવાના કર્યો હતો, પરંતુ તેણે પ્રત્યુત્તર મોકલ્યો કે "હું ગોળકોંડાનો સેવક છું. મારા ધણિને હું નિમકહરામ નીવડીશ નહીં. તમે અને હું બન્ને વિશ્વાસુ અને નિમકહલાલ છીએ તો પોતપોતાના સ્વામીનું કાર્ય બજાવતું હશે ત્યાં અવશ્ય તરવાર ચલાવવી પડશે" આ નિઃસ્પૃહી ઉત્તરથી દાદાએ યોજેલો મુત્સદ્દી પેચ નિષ્ફળ ગયો. કિલ્લેદારની દૃઢ સ્વામીભક્તિને લીધે જેમ જેમ સર્વ પ્રપંચો નષ્ટ થતા ગયા તેમ તેમ દાદાજીના મનમાં કિલ્લો હસ્તગત કરવાની જીજ્ઞાસા વૃદ્ધિ પામતી ગઈ તેના હૃદયમાં ઇર્ષા દ્વિગુણી વધતી ગઈ અને પ્રાણ જાય તો ભલે પણ કિલ્લો સર કરીને શિવપ્રભુને સોંપવો એવો નિશ્ચય કર્યો. હવે લડયા શિવાય છુટકો નથી એમ જોઈને દાદાજીએ કિલ્લાને ઘેરો નાંખ્યો. ત્રણ મહિના થઈ ગયા. દાદાજી ઘણી વખત સમય સાધી અચાનક આક્રમણો કરતો, પરંતુ તે કિલ્લામાં દાખલ થઈ શકતો નહીં. હવે કાંઈ છળકપટ કર્યા વિના કાર્ય સફળ નહીં જ થાય એમ તેને લાગવાથી જેવી તેણે પ્રપંચજાળ પાથરવાનો પ્રારંભ કરવા માંડ્યો. પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કરે છે, એમ તે ખાત્રીપૂર્વક માનતો હતો અને તેની ખાત્રીની સિદ્ધિરૂપ બિના એ બની કે કિલ્લાની અંદરનો એક મહાર, લાલચથી લોભાઈ દાદાજીને વશ થયો અને સ્વામી સેવાપરાયણ કિલ્લેદારનો નાશ કરવા તૈયાર થયો. મચ્છર જેવું એક સૂક્ષ્મ પ્રાણી પણ મહાન્ ગજરાજના નાશનું કારણભૂત થઈ પડે છે.

જગન્નિયંતાએ વિશ્વને કૃષ્ણવસ્ત્રથી લપેટ્યું હોય એમ અન્ધકાર સર્વત્ર છવાઈ રહ્યો હતો. પૃથ્વીએ શૂન્ય, ઉદાસ અને ભયાનક સ્વરૂપ ધારણ કર્યું હતું. નિદ્રાદેવી પોતાના મમતાળુ હસ્તથી પ્રાણી વર્ગના મોટા ભાગને સુખશય્યા ઉપર સુવાડી, રજનીના ભયાનક સ્વરૂપથી તેમનું રક્ષણ કરી રહી હતી. એક બાજુ કંસારીના કિર્ર કિર્ર અવાજ, ઘૂવડના ઘૂં ઘૂં શબ્દ તથા

શિયાળવાનાં રૂદન સભળાતાં તો બીજી બાજુ બેલવાડીના કિલ્લા ઉપરના સંત્રીઓથી થોડી થોડી વારે પોકારાતા સાવધાનીના શબ્દો સભળાતા આ સમયે મઃ ધેરીને પડેલા, શિવાજી મહારાજના એક સરદાર દાદાજીના સૈન્યમાં ગુપ્તપણે કાંઈ મોટી ધૂમધામ ચાલી રહેલી જણાતી હતી. કોઈ સૈનિક ઢાલ બાંધતો, તો કોઈ બખ્તર પહેરતો, કોઈ તરવાર સાફસુફ કરતો, તો કોઇ તરવાર પટામાં ખોસતો, એમ સર્વ કોઈ વ્યસ્ત થઈ રહ્યા હતા; પણ તેમાંથી કોઈના મોંમાંથી શબ્દ બહાર નિ સરતો સભળાતો ન હતો. એટલામાં કિલ્લાના મુખ્ય દરવાજા પાસે જવાની ગુપ્ત સૂચના થતાં જ સર્વ સૈનિકો ગાઢતમસમાં તે દિશા તરફ જવા લાગ્યા.

ઇચ્છિત સ્થળે તેઓની ટોળી જઈ પહોંચતાં જ દાદાજી પોતાના કપટભેદના પરિણામની વાટ જોતો ઔત્સુક્યથી ઉભો રહ્યો "જુઓ, જુઓ," દાદાજી પોતાના સાથીઓને ધીમાસ્વરથી સદર્પ કહેવા લાગ્યો "કોઈ મનુષ્ય કિલ્લા ઉપરથી નીચે ઉતરતો જણાય છે આ આકૃતિની પછ-વાડે આગના ભભૂકા પણ દેખાય છે, અને એ જ સત્રા, કિલ્લા ઉપર હલ્લો લઇ જવાની છે."

આ વાક્ય તેણે પુરૂ કર્યું હશે એટલામાં રામજીએ આવીને કાર્ય સાફલ્યની વધાઈ આપી તથા અગ્નિની ગગનમાર્ગે જતી જ્વાળાઓને ઉદ્દેશીને બોલ્યો "મહારાજ શિવરાજના શત્રુઓનાં હૃદયોમાં આવો જ અગ્નિ પ્રકટો અને તે શ્રીમાનનો જય થાઓ!" દાદાજીએ તેને એક વાર ફરીથી આશા આપી કે હું તારૂં અવશ્ય ભલું કરીશ

મધ્યરાત્રિ વ્યતીત થઈ ગઈ હતી આ શાન્ત સમયે કિલ્લા ઉપર મોટો કોલાહલ સાંભળી, કિલ્લેદાર યેસાજી ગભરાતો ગભરાતો પોતાના સુવાના ખંડમાંથી બહાર આવ્યો તેણે જોયું કે ગામમાં આગ લાગી છે, સૈનિકોનાં રહેઠાણો તો આગથી ભસ્મીભૂત થઈ ગયાં છે અને લોકો હાહાકાર સહાય માટે અહીંતહીં દોડાદોડ કરી રહ્યા છે. સાશંક મુદ્રાથી પોતાની તરવાર હાથમાં લઇ તે કિલ્લાના દરવાજા તરફ દોડયો. તો ત્યાં પણ અગ્નિની જ્વાળાઓ જણાઈ અને તેના પ્રકાશમાં સ્વજાતીય શત્રુઓ કિલ્લા ઉપર ચઢતા દેખાયા. તેના નેત્રો અશક્ત બની ગયા, હસ્ત ક્રોધથી ધ્રૂજવા લાગ્યા, ઓષ્ઠ સતાપથી ફરકવા લાગ્યા અને આવેશથી તેના અંગરખાના બંધ તૂટી ગયા. મોટી ગર્જના સહિત તે બોલ્યો "અવશ્ય કાઈક દગો થયો છે. ફિકર નહીં મારો પ્રાણ હશે ત્યાંસુધી હુ કદી પણ મારી સ્વામીભક્તિમાં પાછો હઠીશ નહીં"

અગ્નિએ સર્વ સ્વાહા કરવાનું પોતાનું સ્વાભાવિક કર્તવ્ય ચાલુ જ રાખ્યું હતું ખરેખર પ્રલયકાળ સમાન જ એક રાત્રિ હતી સર્વ કોઈ નિદ્રાવશ હતુ અને શાંત રાત્રિને એવે વખતે ક્રૂર અગ્નિએ એકાએક કોપ પ્રકટાવ્યો હતો. પોતપોતાનો જીવ બચાવવા બેલવાડીના સર્વ લોકો ગૃહબહાર નીકળી પડયા. કોઇક પુત્ર એક સ્થળે તો બીજા સ્થળે, અને માતા વળી કોઈક ત્રીજે

સ્થળે; પતિ ક્યાંક તો પત્ની પણ બીજે ઠેકાણે! એમ કોઈને કોઈનો પત્તો મળતો નહીં. પોતપોતાનાં આપ્તવર્ગનાં મનુષ્યોનાં નામની બૂમો પાડતાં જે તે અહીં તહીં ફાંફાં મારી રહ્યાં હતાં. જ્યાં ત્યાં એકસરખો જ હાહાકાર વર્ત્તાઈ રહ્યો હતો. બળતાં લાકડાનો કડકડ અવાજ તથ અગ્નિમાં સપડાયલાં મનુષ્યોની અતસમયની હૃદયભેદક ચીસો, કાનને ફાડી નાંખતી હતી. તોપના મારાની પણ દરકાર નહીં કરતાં શૂરાઓની સામે ધસી જનાર શૂરવીર સૈનિકો પણ આગનું આ વિકાળ સ્વરૂપ જોઈ થરથરી ગયા હતા.

એટલામા રણશિંગડાનો અવાજ સંભળાયો. સૈનિકોનાં ગૃહ બળી ને ખાખ થઈ ગયાં હોવાથી તેઓ શસ્ત્રો સંગ્રહાલય તરફ ગયા પણ ત્યાંયે અગ્નિનુ સામ્રાજ્ય હતુ તેમાં વળી "શત્રુ આવ્યા રે આવ્યા" એ જ બૂમ વારંવાર સંભળાતી હતી. રણશિંગડાનો અવાજ ચાલુ જ રહયો. ચેસાજીએ ૭ સાત નિડર સૈનિકોને એકઠા કર્યા અને શસ્ત્રસંગ્રહાલય ઉપર પાણીનો મારો ચલાવી તેમાંથી શસ્ત્રો બહાર કાઢી સૈનિકોમાં વહેચી આપ્યા. હવે તેણે શત્રુઓને રોકવાનો હુકમ પોતાનાં માણસોને આપી દીધો. કિલ્લામાનો પ્રત્યેક કર્ણાટકી સૈનિક આંધળીઆં કરીને, સ્ત્રીપુત્ર ઘરબાર ધનમાલ આદિને તૃણવત્ ગણી સ્વામીના હિતમાટે શત્રુપર તૂટી પડવા મેદાને પડ્યો.

દાદાજીનુ લશ્કર મહાયુક્તેથી વેરીને દરવાજા પાસે આવી એકત્ર થયુ. દરવાજાનાં બારણાં મસ્ત હસ્તીના ધક્કાથી તોડી પાડવામાં આવ્યાં અને મહારાષ્ટ્રીય સિપાઈઓ અત્યન્ત હિંમતથી જેવા તેમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરવા લાગ્યા કે દરવાજાની અંદર આવી પ્હોચેલા સૈનિકોએ તેમને રોકવા માંડ્યા અત્રે હાથોહાથ ઝપાઝપી ચાલુ થઈ. દરવાજા પાસે આવી પહોંચેલા કર્ણાટકીઓ મુઠ્ઠીભર હતા પરન્તુ તેઓ શૂરવીર હતા તેમણે વધુ સહાય આવી પહોચતા સુધી શત્રુને રોકી રાખવાના હતા. આ કામ તેઓ ભારે બહાદૂરીથી બજાવવા લાગ્યા એટલામાં કિલ્લેદાર ચેસાજી સૈનિકો સાથે ત્યાં આવી પહોંચ્યો અને ઝપાઝપીએ સખ્ત અને ભયંકર સ્વરૂપ ધારણ કર્યું.

આ સમયે બેલવાડીના કિલ્લા ઉપર ચારે તરફ પ્રલય ચાલી રહ્યો હતો, અગ્નિની રૂક્ષ શિખાઓ ગગનને ચુંબી રહી હતી. અગ્નિના ભડકા "સૂ સૂ" અવાજ કરતા પોતાના સપાટામાં જે કાંઈ આવતુ તેને પ્રજાળી નાંખતા હતા, એક પાસ અગ્નિ મકાનોને જમિનદોસ્ત કરતો, જ્યારે બીજી પાસ તરવારો, સિપાહીઓને જમિન પર પટકાવતી હતી. મહેલવાડીમાં રાખના ઢગલા પડ્યા હતા તો સંગ્રામસ્થળે મુડદાંના ઢગ બન્યા હતા. કિલ્લાની અંદર પવનથી ધૂળના ગોટેગોટા ઉડી રહ્યા હતા તો રણસ્થળે ઝપાઝપીથી ઉડતી ધૂળથી દશે દિશા ઢકાઈ ગઈ હતી વહ્નિ, ગઢ ઉપરની માલમતાનું ભક્ષણ કરવામાં જ મશગુલ હતો તો યુદ્ધદેવી વીર સિપાઈઓનું ભક્ષણ કરતી હતી. આવી રીતે

એક જ પ્રકારની ગડબડ સર્વત્ર મચી રહી હતી. રક્તપ્રવાહ અસ્ખલિત વેગે વહ્યો જતો હતો. તરવારોના ઘર્ષણથી અગ્નિ પ્રકટતો હતો એવામાં દાદાજીની દૃષ્ટિ પોતાના સૈનિકો તરફ જતાં તેણે તેઓને પાછા હઠતા જોયા પોતાના એક સરદારને ઉદ્દેશીને તે બોલ્યો "રાવજી સ્વજાતીય સૈનિકોનો સમૂળો નાશ અહીં જ કરવામાં કશો લાભ નથી. તમે દ્વારપર થોડાક માણસો રાખી બીજા થોડાંક સાથે બુરજપર ચડવા માંડો. અમે પાછલી રાંગ આગળથી હલ્લો કરીએ છીએ. શત્રુ ઉપર આવી રીતે ત્રણે બાજુએથી એકાએક હુમલા લાગ્યા શિવાય જો આપણે અહીંજ લડયા કરીશું તો આપણા કર્યાધે માણસો અહીં જ ખપી જશે અને વિજયફલ અધુરો રહેશે. ચાલો ત્વરિત પ્રવૃત્ત થાઓ. આપણે જો કશું નહીં કરી બતાવીએ તો અપયશની કાળી ટીલડી સાથે મહારાજાને મોઢું બતાવવાનો આપણે વારો આવશે"

રાવજીપત મરાઠી સૈન્યની એક ટુકડીનો જમાદાર હતો દાદાજી જેવા મુત્સદી, કાવાદાવાવાળા અને બુદ્ધિશાળી સરદાર ઉપર તેને બહુ શ્રદ્ધા હતી. તેણે છેલ્લું વાકય પૂરૂં કર્યું કે તુર્તજ રાવજી પોતાનાં માણસો સાથે બુરજ તરફ ગયો અને તેની ઉપર હલ્લો કરવાની તૈયારીઓ કરવા મડયો. ખુદ દાદાજીએ પોતે પણ પાછલી દિવાલ આગળથી હલ્લો કર્યો. આમ જુદી જુદી દિશાઓમાંથી હુમલાઓ થવાથી કિલ્લેદારના માણસો કાંઈક નાહિમ્મત બન્યાં. કિલ્લેદાર યેસાજીએ પોતાના હાથનીચેના નાયક અને જમાદારને બોલાવીને કહ્યું. "ખરો અણીનો સમો આવ્યો છે. ચારે તરફ મારામારી અને કાપાકાપી ચાલી રહી છે. લોકોને અગ્નિની શાંતિ કરવામાં રોકાયલા જોઈને શત્રુઓએ ચારે બાજુએથી હલ્લાઓ કરવાની તક સાધી છે. આપણા માત્ર ૫૦૦ લડવૈયાઓ, મરાઠાઓના અસંખ્ય દળ સામે કેટલી વાર સુધી ટકી શકશે? બીજી કોઈ સહાય હમણાંજ મળે એવો કશો પણ માર્ગ નથી. ગોવળકોંડાના સ્વામીની ખરેખરી સેવા બજાવવાનો આ પ્રસંગ આવ્યો છે તો જેનું અન્ન ખાઈને આપણે દેહનું પોષણ કર્યું છે તેની જ સેવામાં, તે દેહનો ભોગ આપી, જીવ્યું સાર્થક કરવું આવશ્યક છે" તે આ પ્રમાણે બોલતો હતો એટલામાં તેણે શત્રુઓને કિલ્લા ઉપર આવતા જોયા, તેથી તે બોલ્યો "જુઓ, જુઓ, મરાઠાઓ લોઢાની સાંકળો નિસરણીઓ મૂકીને બુરજ ઉપર ચડે છે દોડો, અને તેમને પ્રાણ જતા સુધી અટકાવો. તમારા દેહના કટકા કરીને તેઓ ભલે આગળ વધે પણ તમો જીવતાં તેઓ એક ડગ પણ આગળ ન વધે તેની ખાસ કાળજી રાખજો" એ પછી તેણે પોતે બીજી બાજુએથી શત્રુને રોકવાનો યત્ન કરવા માંડયો

બેલવાડીનો કિલ્લો ગોવળકોંડાને તાબે હતો એ અગાઉ જણાવ્યું છે હલ્લો થયા પછી માણસ મોકલીને પણ સહાય મંગાવવા જેટલો વખત ન હોવાથી કિલ્લેદારે વીરતાથી લડવું એવો નિશ્ચય કર્યો હતો. કિલ્લાના રક્ષણ માટે કિલ્લેદાર, પાયદાર અને હવાલદાર એ ત્રણે

પદવીધારીઓને નિયત કરવામાં આવ્યા હતા. તેઓ સર્વ આ યુદ્ધમાં અપૂર્વ ઉત્સાહ અને વીરતાથી લડતા હતા. તે વખતે, પોતાનાં મકાનોનો નાશ અગ્નિથી થયલો જોઈને એ ત્રણે જણાઓની સ્ત્રીઓ એક સ્થળે એકત્ર થઈ હતી. સ્થળ કિલ્લેદારનું મકાન હતું. એ મકાન કિલ્લાની અંદરનાં બીજાં મકાનોથી અલગ હતું. અગ્નિથી તેને ઘણું નુકશાન થયું ન હતું. કિલ્લેદારની સ્ત્રીનું નામ સાવિત્રીબાઈ, થાણેદારની સ્ત્રીનું નામ રમાબાઈ અને હવાલદારની સ્ત્રીનું નામ યમુનાબાઈ હતું. તેઓ એ વિચારમાં હતી કે ન કરે નારાયણ ને આપણા પતિઓના પ્રાણ આ ઝપાઝપીઓમાં પડે અને કદાચ શત્રુઓ કિલ્લાની અંદર આવીને આપણને રંજાડવાના યત્ન કરે તો આપણે શું કરવું? પૂર્વકાળની વીરાંગનાઓની પેઠે અગ્નિમાં પડી બળી મરવું કે પછી શત્રુઓ સામે નિડરતાથી લડવા જવું? તેઓ આ પ્રકારના વિચારવમળમાં વીંટળાયલી હતી તેવામાં સગ્રામસ્થળેથી એક સૈનિક દોડતો દોડતો તેમની તરફ આવી લાગ્યો. તે શી ખબર લાવ્યો હતો તે જાણવાને સર્વે આતુર ચહેરે તેની તરફ જોઈ રહી.

તેઓ એક અવાજે બોલી ઉઠી "બોલ, બોલ, સર્વે સુખરૂપ છે કે નહીં?"

"શું બોલું બાઈ સાહેબ!" સિપાઈએ અદબથી દુ:ખી અવાજે આટલું જ કહ્યું.

"જે હોય તે જલ્દી કહી દે"

"ચારે પાસથી હલાઓ થવાથી અને અન્ય કોઈ સહાય ન હોવાથી કિલ્લેદાર સાહેબનું ધૈર્ય ખૂટી ગયું. તેમણે સૈન્યના ત્રણ ભાગ કરી, દરવાજા ઉપર હવાલદારને અને બુરજ ઉપર થાણેદારને રાખ્યા અને પોતે જાતે પછવાડેના ભાગમાં રક્ષણ કરવા રહ્યા. હવાલદાર સાહેબે ઘણું પરાક્રમ બતાવ્યું પણ દુર્દૈવ આપણું કે સ્વામીસેવા બજાવતાં બજાવતાં પોતે સ્વર્ગે સિધાવ્યા! તેમની ટુકડીમાં ભંગાણ પડ્યું. શત્રુ તેઓને હઠાવી આગળ વધ્યા. તે જોઈ થાણેદાર, બુરજ છોડી તેમની તરફ ધસ્યા તો બુરજ ઉપર કોઈ રહ્યું નહીં. પરિણામે શત્રુઓએ બુરજ કબજે કર્યો. એ પછી થાણેદાર સાહેબ ક્યાં ગયા તેનો કાંઈ પત્તો જ નથી"

"શું કાંઈ ભાળ જ મળતી નથી?" એટલું કહી થાણેદારની સ્ત્રી રમાબાઈ એકદમ અચેત થઈ, ભૂમિ ઉપર પટકાઈ પડી, આથી તે વખતે ત્યાં ગભરાટ ફેલાઈ રહ્યો. તેને ચેતનાવસ્થામાં આણવા માટે વાયુ ઢોળવામાં આવ્યો, પાણી છાંટવામાં આવ્યું, પરંતુ પતિવિયોગે દુ:ખી બનેલી રમાબાઈની વાચા એકદમ બંધ થઈ ગઈ. તેના ડોળા ફાટવા લાગ્યા; અને ઉપચારો કરવા છતાં તેના અંગની ઉષ્ણતા ધીમે ધીમે કમી થતી ગઈ. તેના હાથપગ ઘણા થઈ ગયાં, શ્વાસોશ્વાસ બંધ પડ્યો, અને આ આકસ્માત્ મૂર્છામાં જ રમાબાઈ, પોતાના વીરોચિત ગતિને પામેલા પતિને ભેટવા દેવલોકમાં સિધાવી!

ગામની અન્ય સ્ત્રીઓ આ વખતે એકત્ર થઈ ગઈ અને રમાબાઈના પ્રાણાન્તની વાત એક કાનેથી બીજે કાને જતાં સર્વ અફસોસ કરવા લાગી. કિલ્લેદારની પત્ની સાવિત્રી, આ સર્વ દુ:ખઘટના જોતી જોતી પાષાણવત્ તટસ્થ બેસી રહી હતી પરંતુ જાણે દુ:ખમાં કાંઈ ન્યૂનતા રહી ગઈ હોય તેમ એક બીજો સિપાઈ તે વખત દોડતો દોડતો આવ્યો. તેણે કહ્યું: "બાઈસાહેબ, ઉઠો ઉઠો, પ્રાણરક્ષણના ઉપાયો યોજો. કિલ્લેદાર યેસાજીએ સ્વર્ગગમન કર્યું છે, ત્રણે દુર્ગનાયકો નાશ પામ્યા છે કર્ણાટકી સિપાહીઓ પોતાને જેમ ફાવે તેમ નાસે છે. અને શત્રુ કિલ્લામાં પ્રવેશી, બાદશાહી નિશાન હાથ કરી ખજાનો લુટવાની તૈયારીમાં છે. આપને નાસવા માટે તથા આપના પ્રાણ બચાવવા માટે આપ જે ફરમાવશો તે કરવા હું તૈયાર છું!" સાવિત્રી આ સમાચારથી મુઝાઈ ગઈ તેને કાંઈ સુઝતુ ન હતુ. "પ્રાણનાથ, પ્રાણનાથ!" એમ બોલવા લાગી અને તેના નેત્રમાંથી વહેતી અશ્રુની ધારાઓ તે ખાળી શકી નહીં. સિપાહીએ આ જોઈને કહ્યુ-" બાઈ સાહેબ! આ અશ્રુપાત કરવાનો સમય નથી શત્રુઓ નજદિક આવી લાગ્યા છે તેઓ આપને તથા આ ગામની સ્ત્રીઓને જોતા, સર્વને દુ:ખ દેવામાં બાકી મૂકશે નહીં, માટે કાંઈક પણ માર્ગ લેવો જોઈએ"- આ શબ્દો જાણે પોતાના હૃદયમાં તીરની માફક ભોંકયા હોય તેમ તે એકાએક ચમકી ઉઠી તેના મનમાં એકાએક કાંઈ ભયંકર વિચાર થઈ આવ્યો તેણે પોતાનો દુ:ખવેગ ઓછો કરી, આંસું લ્હોઈ નાખી દૃઢ અવાજે કહ્યુ બ્હેનો! શોક ના કરો! આપણામાંની ઘણી સ્ત્રીઓના પતિઓ સ્વામી-સેવા કરતાં કરતાં પ્રભુના દરબારમા ગયા છે, તો આપણે અશ્રુ પાડીને શું તેમની અમર કીર્તિને અને તેમનાં વીરનામને હીણપદ આપીશુ? બ્હેનો! ચાલો, બખ્તરો પહેરો, તરવાર ધારણ કરો જે ઠેકાણે આપણા સેંકડો કર્ણાટકી શૂરાઓ પડ્યા છે ત્યા જઈ આપણે આગળ વધતા શત્રુઓનું નિકંદન કરીશુ આપણે વૈધવ્યદશામાં નાહક ઝૂરીઝૂરીને દિવસો ગાળીશુ તેના કરતાં આવા વીરકામથી આપણે કાંઈ નહીં તો આપણુ જીવવુ સાર્થક કરીશું. ભગિનીઓ, જેઓ યુદ્ધમાં પોતાના પ્રાણ પાડે તેમને સદાસર્વદા સ્વર્ગ મળે છે એમ શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીમતી ભગવદ્દગીતામા શ્રીમુખે કહ્યુ છે માટે ચાલો, નકામી કુથલીઓ કરવા કરતાં યુદ્ધ મચાવી, શત્રુને કંઈક અંશે પણ પાછા પાડી, આપણે અમર કીર્તિ મેળવીએ. આપણાં કામથી મરનારાઓના આત્મા પ્રસન્ન થશે માટે ચાલો સૌ સત્વર આવી પહોંચો." કિલ્લેદારની પત્નીનું આવુ પ્રોત્સાહજનક ભાષણ સાંભળી, પ્રત્યેક સ્ત્રીના મનમાં પતિનુ વેર લેવાના પ્રેરણા ઉત્પન્ન થઈ અને સાવિત્રીબાઈની સાથે શસ્ત્ર સજી શત્રુ સામે લડવા જવા સર્વ સ્ત્રીઓ તૈયાર થઈ

થાણેદારની સ્ત્રી રમાબાઈના પ્રેતને અગ્નિસંસ્કાર કરવાનું વૃદ્ધ લોકોને કહીને સાવિત્રી પોતાના પતિના શસ્ત્રો રાખવાના ઓરડામા ગઈ. અંદર પગ મૂકતાં જ તેનો કંઠ રૂંધાઈ ગયો, અને

હૃદયમાં ગભરામણ ઉત્પન્ન થઈ. અને તે એકાએક બોલવા મંડી: " નહિ, હું વીરકાન્તા છું, છતાં વૈધવ્ય દુઃખમાં મારા પિતાના નામને લાંછન લાગે એમ કેવળ શાંતિથી બેસી રહી છું તેથી અપ્સરાઓ મારી હાંસી કરે છે. તેઓ મારી ચેષ્ટા કરે છે. પણ નહીં હું એમને ખોટા ઠરાવીશ. હું સતી છું. મારા સ્વર્ગસ્થ પતિ પ્રત્યે મને અત્યંત માન છે. તમે અપ્સરાઓ ઇંદ્રની દાસીઓ છો, તમે અમારો ગૃહસ્થધર્મ શું સમજો? જુઓ, હું આ ચાલી રણાંગણમાં—" આવા કાલ્પનિક આવેશમાં ને આવેશમાં તેણે કવચ પહેર્યું, ખીંટીપરથી લટકતી તરવાર હાથમાં લીધી અને તેને આમતેમ ફેરવતી ફેરવતી, સાક્ષાત્ ચંડીસ્વરૂપ દેખાતી, તે બહાર નીકળી. અન્ય સ્ત્રીઓ પણ એ જ વખતે શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થઈને આવી લાગી. એ પછી સાવિત્રીએ સર્વે સ્ત્રીઓને મોખરે જઈ કહ્યું: " ભગિનીઓ! આપણે પતિવ્રતા છીએ, પતિસહગમન કરવું એ આપણું કર્તવ્ય છે, આ આપણો દેહ અગ્નિને નાહક સમર્પણ કરવા કરતાં વીરાંગનાઓને ઉચિત એવો જ માર્ગ આપણે ગ્રહણ કરવો બહેતર છે. આટલું બોલી તે કિલ્લા તરફ જવા લાગી અને અન્યસ્ત્રીઓ તેની પાછળ ચાલી. સાવિત્રીએ રણસ્થળે ગઢના સંરક્ષક સૈનિકોને તેણે આમતેમ નાસભાગ કરતા જોયા. તેના અંગમાં એકદમ રોષ ઉભરાઈ આવ્યો. તેણે તેઓને ઉભા રહેવાની નિશાની કરી

"બાઈ સાહેબ!' અમે દિલગીર છીએ કે અમારા રક્ષકનાયક બચ્યા નહીં; ઉપાય નહીં." રણમાંથી નાસતા સૈનિકોમાંના બે ત્રણ જણાએ નિરાશાના ઉદ્‌ગાર કાઢતાં કહ્યું.

" તમારા નાયક સ્વર્ગે સીધાવ્યા પણ તેમની અર્ધાંગના તો જીવે છે ને? તમારા, કહેવાતા બલિષ્ટ શત્રુની ખબર લેવા હું સજ્જ થઈ આવી છું. નાસો છો શું? દીન ઉદ્‌ગાર કાઢી, શત્રુને પીઠ દાખવવામાં શું તમને શોભા લાગે છે? તમારી સિપાહીગિરી શા કામની? શું તમે નબળા છો? તમે અબળા કરતાં પણ ગયા! ધિક્કાર છે તમારા પુરૂષત્વ ઉપર, શરમ છે તમને! તમારો નાયક પડતા જ રણમાંથી તમે નાસી જાઓ છો તેથી શું તમારા પ્રાણ બચશે કે? આજ નહીં તો કાલ, પણ મૃત્યુ તો અવશ્ય છે જ. રોગથી ગ્રસ્ત થઈ મરવા કરતાં, કર્તવ્ય બજાવી રણક્ષેત્રમાં મરવું. એ શું પ્રત્યેક સૈનિકને ઉચિત નથી? તમારું ધૈર્ય ખૂટ્યું હોય તો હાથમાં કંકણ પહેરી ઘરમાં છુપાઈ રહો! જુઓ, તમારામાંના ઘણાઓની સ્ત્રીઓ, બહેનો, કિંવા માતાઓ આજ મારી સાથે આવી છે. તમે જે શત્રુઓથી ડરીને નાસો છો તેમનો સંહાર કરવાના તેમણે શપથ લીધા છે. કંઈ નહીં તો પ્રત્યેક સ્ત્રી એક એક શત્રુને છૂંદી નાખશે તોયે બસ છે! માટે ઓ નાસનારા નામર્દો, જો તમારે નાસવું જ હોય તો તે સ્ત્રીઓને તમારા પોશાક આપી, તેમના તમે પહેરો અને તે પછી નાસો કે કદાચ સ્ત્રી જાણી શત્રુ તમને છૂટા મૂકી દેશે!" આવા પ્રકોપના અને તિરસ્કારદર્શક ઉગ્ર વચનો, કાયર પુરૂષોને પણ શૂરાતન ઉપજાવે

ગુજરાતી નવલકથાનું સાહિત્ય રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

એવાં હતાં. નાસતા સૈનિકો તે સાંભળી એકદમ પાછા ફર્યા અને "હર હર મહાદેવ" જયઘોષ સાથે તેઓ કિલ્લા ઉપર પાછા ધસ્યા સાવિત્રી શત્રુદલમાં બલ સહિત આમતેમ ઘૂમવા લાગી અને આડું અવળું જોયા વિના પોતાની સામે આવતા પ્રત્યેક શત્રુને ઘાસની પેઠે કાપવા લાગી તેની આવી હિમ્મત જોઈને અન્ય સૈનિકો તેમ જ સ્ત્રીઓ મોટા આવેશથી શત્રુપર તૂટી પડ્યાં.

ધૈર્યશાળી વીરરમણીએ કેવળ હતવીર્ય થયલા તેના સિપાહીઓને પુનઃ જોશ આપી, તેમની મદદથી મરાઠાઓ સાથે યુદ્ધ કરવા લાગી, એ જોઈ કિલ્લામાંના બાકી રહેલા સ્ત્રીપુરૂષોના અંગમાં પણ આવેશ આવ્યો અને જેના હાથમાં જે શસ્ત્ર આવ્યું તે લઈ સર્વ કોઈ શત્રુનો નાશ કરવા-રણમાં સાવિત્રીને સહાય કરવા-દોડી ગયા. કર્ણાટકી સ્ત્રીપુરૂષોના દળના જોશભેર થયના ધસારાથી મરાઠાઓને આગળ વધવું ભારે થઈ પડ્યું એટલું જ નહીં પણ થોડીકવારમાં તો સાવિત્રીનાં માણસોના પરાક્રમથી મરાઠાઓને પાછું હઠવું પડ્યું.

દાદાજીએ જોયું કે જે વખત જાય છે તેમાં જરૂર મરાઠાઓને કિલ્લો છોડીને નાસવું પડશે તેથી તેણે મોટા અવાજે કહ્યું –મારા બહાદૂર મહારાષ્ટ્રવાસીઓ! હિમ્મત રાખો, તમારા જેવા શૂર વીરો બસેને સેંકડો સ્ત્રીઓ આવે પણ શું અબળાઓથી હારી જશો? નહીં જ. ઓથી પરાભવ પામતાં શું મહારાજ શિવાજી પાસે તમે એક ક્ષણ પણ ઉભા રહી શકશો? નહીં જ. માટે જુઓ છો શું? બોલો "મહારાજ શિવાજીકી જય" ધૈર્ય રાખી, તૂટી પડો શત્રુઓ ઉપર અને કરો વિજય. દાદાજીનાં વાક્યોથી, મરાઠાઓએ "મહારાજ શિવાજીચા જય" એ શબ્દો સમેત શત્રુઓ સામે હલ્લો કર્યો દાદાજીએ એક પ્રપંચ રચ્યો. એ સરદારના હાથ નીચેના બસો સૈનિકોને તેણે આ હલ્લો કરવામાંથી મુક્ત કર્યા અને એક બાજુએ રાખ્યા આ સૈનિકોને તેણે સૂચના આપી કે એક બાજુ જ્યારે ઝપાઝપી સખ્ત ચાલતી હોય ત્યારે તેઓએ સપાઈ ઝપાઈને બીજી બાજુ જવું અને ગમે તેમ કરીને સાવિત્રીને આખા દળથી વિખૂટી પાડી જીવતી ને જીવતી કેદ કરી લેવી; તેને ચુપચુપ ઉઠાવી જઈ એવી ભૂમ ઉરાડવી કે સાવિત્રી મારી ગઈ આમ થવાથી સરદારના વિનાની બનેલી કર્ણાટકી સેના, તુરત જ હારશે"

આ યુક્તિ અનુસાર બસો મરાઠાઓએ દાવપેચ ખેલવા માંડ્યા પણ આ વીરાંગના એક જ સ્થળે લડતી ન હતી. તે અહીં તહીં ફરતી રહેલી અને પોતાની આખી સેનાને ઉત્સાહ આપતી જતી તથા વચ્ચે વચ્ચે શત્રુઓની કતલ કરતી જતી હતી. પોતાની સાથે તેણે ખાસ ૭ સાત શૂર સરદારો રાખેલા હતા, પણ એ ૭ સાત માણસો, દાદાજીના શૂરા બસો મરાઠાઓ આગળ કેટલીવારસુધી ટકી શકે? એક સ્થળે લાગ જોઈને આ મરાઠાઓએ તેમને ઘેરી લીધા અને જો કે તેમનામાંના થોડાકને તે કર્ણાટકી મરણીઆઓએ મારી નાંખ્યા પણ તેઓમાંનો કોઈ જીવતો રહ્યો નહીં અને સાવિત્રી એકલી આખરે ઘેરાઈ ગઈ તેણે આસપાસ નજર કરીને પોતાની

સ્થિતિ જાણી લીધી પણ તે વ્યર્થ હતી એક મરાઠા સૈનિકે તેની તરવારના બે ટુકડા કરી નાખ્યા અને બે ચાર જણે તેને પકડી લીધી અને તેને દાદાજી પાસે લઈ ગયા.

આથી મરાઠાઓ એકદમ ઉત્સાહમા આવી ગયા અને કર્ણાટકીઓમાં સાવિત્રીના મરણની બુમ ફેલાવીને તેઓએ કેટલાકને કેદ કર્યાં અને કેટલાકને મારી નાખ્યા આ પ્રમાણે કર્ણાટકી ફોજનો અંત આવ્યો અને તેની હારી સરદારણી, શિવાજી મહારાજના સરદાર દાદાજીને હાથ સપડાઈ.

મરાઠાઓ કર્ણાટકમાં પૂર ઉત્સાહથી લડે છે એવી ખબર મહારાજા શિવાજીને કાને ગઈ હતી તેથી તેઓ, બેલવાડીના કિલ્લાનું શું થાય છે તે જાણવાની ઇચ્છાથી કરવીર મુકામે છાવણી નાખીને પડયા હતા સરદાર દાદાજીએ સાવિત્રીને કેદ કર્યા પછી, બેલવાડીના કિલ્લા ઉપર ભગવી ચઢાવી અને કિલ્લા ઉપર કામચલાઉ બંદોબસ્ત રાખી તે પોતાના પ્રભુના ચરણમા વદન કરવા આવી પહોંચ્યો મહારાજે તેને પ્રેમથી ધન્યવાદ આપ્યો કુશળ સમાચાર પૂછતાં, દાદાજીએ સાવિત્રીબાઈના અતુલ શૌર્યનું વર્ણન કર્યું એક અબળાએ હતવીર્ય સૈનિકોમા જુસ્સો આણ્યો એટલું જ નહીં પણ જો લગાર ગફલત થાત તો જરૂર મરાઠી દળ હારી જાત, એવું સાંભળી શ્રીમંતે એ સન્નારીને જોવાની આતુરતા પ્રકટ કરી સ્વામીની આજ્ઞા થતા જ સેવકો સાવિત્રીને લઇ આવ્યા આ સમયે પણ, પોતાને અનેક ઘા પડયા હોવા છતા, સૌભાગ્યાલંકાર રહિત અનેથી તે વીરાંગનાની મુખમુદ્રાઉપર ગર્વભરી વીરતાનાં ચિન્હ સ્પષ્ટપણે દષ્ટિગોચર થતાં હતાં મહારાજા તેનો સત્કાર કરતા બોલ્યા "બાઈ આપ ઉદ્વેગ કરશો નહીં આપ મારાં માતુશ્રી તુલ્ય છો આપના પરિવારને અન્નવસ્ત્રની તાણ અમારા તરફથી બિલ્કુલ પડશે નહીં—"

આ વાક્ય તેના કાનપર પુરૂં પડયું ન પડયું ત્યાં શત્રુનાં કાળજાં થથરાવી નાખનારી લાલ અંગાર સરખી તે બાઈની દષ્ટિ મહારાજા તરફ વળી ક્રોધથી તે ધ્રુજવા લાગી. મુખચન્દ્રમા રક્તવર્ણો થઈ ગયો અને તે આવેશ સાથે બોલી; " મારા બાળબચ્ચાંને તોપના મોઢા આગળ મૂકો અને મને ફાવે તો હાથીના પગતળે છુંદાવી નાખો મને તેનો લેશ પણ શોક નથી મને દુઃખ એ થાય છે કે મારા અન્નદાતા પ્રત્યેની તેમ જ મારા મરનાર પતિ પ્રત્યેની ફરજ હું સંતોષકારક રીતે બજાવી શકી નથી મને એક તરવાર આપો અને તે પછી હું બતાવી આપીશ કે મને કઈ બાબતથી સંતોષ વળશે! મને પુરી ખાત્રી છે કે—મારા પ્રાણ પડતાં પણ હું પાછી પડુ એવી નથી "

"બાઈ! આપની સ્વામીભક્તિ અને આપનું પરાક્રમ અવર્ણનીય છે જીવનની પરવા ન કરતાં યુદ્ધમા લડીને આપે તેનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો છે અને તેથી આપના સ્વામીના ઋણમાથી આપ મુક્ત છો. મારે કહેવું જોઈએ કે હવે આપના લડવાના સર્વ યત્ન નિષ્ફળ જશે હવે આપ બેલવાડીમા જાઓ અને ત્યા આપને માટે અમે સર્વ બંદોબસ્ત કરીશું—"

શિવાજી આ વાક્ય પુરૂં કરે એટલામાં તો વાઘણની માફક આ સ્ત્રીએ છલંગ મારીને સિપાઈઓના હાથમાંથી છુટી જવાના તથા શિવાજી તરફ ધસવાના યત્ન કર્યાં, પરન્તુ બે ચાર વધુ સિપાઈઓ આવી પહોંચ્યા અને તેને જોરથી પકડવામાં આવી.

શિવાજીએ આ બાઈ પાસેથી આશિર્વાદ મેળવવો એવો નિશ્ચય કર્યો હતો પોતે બેલવાડીનો કિલ્લો તો હાથ કર્યો છે માટે હવે આ બાઈ ઉપર બિલકુલ ગુસ્સો ન કરતાં, જેમ બને તેમ આદર અને સન્માન સાથે તે બાઇને શાંત કરવા માટે પોતાના સરદારોને ઉદ્દેશીને તેણે કહ્યું "ધન્ય છે! આ બાઈને! ધન્ય છે કર્ણાટકીઓને!! તેમનામાં સ્વામીભક્તિનું ખરેખરૂં લોહી વહે છે. જુઓ, આ અબળા છતાં સ્વામીકાર્ય ખાતર પ્રાણની પણ પરવા નથી કરતી સત્ય છે કે રાજનિષ્ઠ સેવકોને ત્યારે જ જય મળે છે કે જ્યારે તેઓ પોતાની રાજનિષ્ઠા બતાવતાં પોતાના સ્વામીને લાભ કરી આપે છે ખરેખર જે પ્રદેશમાં આવાં સ્ત્રીરત્નો હોય છે તેને કદી પણ પરતન્ત્રતાની બેડીમાં જકડાવાનો વખત આવતો નથી આવી વીરમાતાના ઉદરમાંથી જન્મ લેનારને અવશ્ય ભાગ્યશાળી કહેવો જોઈએ. માતુશ્રી! મારો જન્મ જો આપને ઉદરે થયો હોત તો સ્વાભિમાન અને સિપાહી ગિરી એ બન્નેનો સંયોગ અતિ ઉત્કૃષ્ટ થાત આજથી મને આપનો બાળક ગણશો. મારા મસ્તક પર કૃપા કરી આપના પવિત્ર હસ્ત મૂકી, મને આશીર્વાદ આપો કે હું યવનોનો નાશ કરવા સમર્થ થાઉં. દાદાજી! આ વીરાંગનાને બેલવાડીમાં સ્વતન્ત્રતાથી રહેવા દે. કિલ્લેદારી એના જ નામપર ચાલવા દઈ, આપણે માત્ર બંદોબસ્ત રાખવો' આ પ્રમાણે હુકમ આપી મહારાજાએ તે સાક્ષાત્ શૌર્યદેવીરૂપ સ્ત્રીને પ્રણામ કર્યાં! પુન તેમણે કહ્યું "માતુશ્રી! આપ બેલવાડીમાં જઈ, પ્રથમ પ્રમાણે સુખેથી રહો અને હિંદુધર્મ તથા હિંદુ રાજ્યના રક્ષણનું પવિત્ર કાર્ય આ બાળકના હાથથી થાય એવો આશિર્વાદ આપો"

સાવિત્રીનું હૃદય હવે ભરાઈ આવ્યુ. મહારાજ શિવાજીએ વિજય મેળવ્યા છતા અત્યન્ત નમ્રતા, માન, અને સ્નેહથી પોતાનું સ્વાગત કર્યું એટલુ જ નહીં પણ પોતાની પ્રશંસા કરી, એથી સાવિત્રીએ પોતાને ભાગ્યશાલી લેખી, કેમકે એ તો દેખીતુ છે કે શત્રુના હાથમાં આવ્યા પછી કોઈક જ માણસ સન્માન પામે છે અને તેમા પણ સ્ત્રીજાતિ પ્રત્યે અનેક પુરૂષ શત્રુઓ, એ દૃષ્ટતા બતાવ્યાના દાખલા ઇતિહાસપ્રસિદ્ધ છે. પોતાના પ્રત્યે શિવાજીએ કાંઈ પણ અમર્યાદ વર્તન ન ચલાવ્યુ એ જ એટલા કારણે કઈ નહીં તો તેને આશિર્વાદ આપવો, એમ ધારી સાવિત્રીએ આકાશ તરફ નજર કરી મહારાજાને આશિષ આપી કે–"તારૂં સદાસર્વદા ઈશ્વર ભલું કરે"

સાવિત્રીબાઈને એ પછી બેલવાડીમાં લઈ જવામાં આવી અને તેને કિલ્લેદારણને યોગ્ય દરેક પ્રકારનું માન આપવામા આવ્યું, પરંતુ એ માન તે બહુ વખત ભોગવી શકી નહીં એક માસમા તેનું મૃત્યુ થયુ

મરાઠાના જયમા કારણભૂત બનેલો રાવજી દાદાજીની કૃપાથી વંશપરંપરાની જાગીર મેળવી સુખી થયો અને બેલવાડીનો કિલ્લો મહારાજ શિવાજીને હસ્તક આવ્યો

---

સ્નેહમુદ્રા રૂ. ૧–૦–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

# સમાલોચક.

પુસ્તક ૨૧ મું.] એપ્રીલ, ઈ. સ. ૧૯૧૬. [અંક ૪.


## મનુષ્યજીવનમાં રસબિન્દુઓ છે ખરાં?

લેખક—રા૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી.

### મનુષ્ય-જીવનમાં રસ-બિન્દુઓ છે ખરાં?

આવો પ્રશ્ન પૂછવામાં અને તેનો ઉત્તર આપવાનો યત્ન કરવામાં તમને કંઈ નવાઈ જેવું લાગે છે એમ કદાચ લાગે ખરૂં? આજકાલ જ્યારે વિશ્વવિગ્રહ ચાલી રહ્યો છે, જેવામાં સુધારાની પ્રગતિ અને તેની સુખશાન્તિના મોહ—પોતાના બધા વાવેલાં અને લણેલા અમૃત ફળો દૈત્યોએ અને રાક્ષસોએ તરવાર અને ભાલાની અણીએ લુંટી લીધા જેવું કર્યું છે અને યૂરપમાં લોહીની નદીઓ વહેડાવવા માંડી છે, ત્યારે મનુષ્ય-જીવનમાં મિઠાશ ક્યાં જોવી? તેમાં અમૃત-પાનની શી આશા રાખવી? એ પ્રશ્ન આજ અજાયબ જેવો લાગે ખરો, કેમકે હાલ માણસજાતનો ઇતિહાસ લોહીરૂપી શાહીમાં તરવાર અને ભાલારૂપ કલમથી લખાતો દેખાય છે, બુદ્ધિ દેવી લોઢાનાં બૂટરૂપી એડી નીચે પડી છે, શીશાના અને ગજરેલના પહાડોની

[નીચેનો વિષય મારા એક જુવાન મિત્રે મારા ઉપર મોકલીને મને અત્યંત આભારી કર્યો છે, કેમકે હું એ કે તેમને નાનપણથી ઓળખું છું, પણ આ વિષય વાંચવાથી હું તેમને વિશેષ સમજી શક્યો છું. તેમના અંગ્રેજી લેખનો મેં યથામતિ અનુવાદ કર્યો છે, પણ તેમના વિચારો અને ભાવનાઓનું રહસ્ય સમજવામાં અને સમજાવવામાં હું ભૂલ્યો પણ હોઉં માટે આગળથી જ લેખકની તથા વાંચનાર ક્ષમા માગી લઉં છું અને આશા રાખું છું કે એ તેના મનનથી આનન્દ અનુભવ્યો તેવો જ આનન્દ તેનું મનન કરી તત્સ્પર્શ કરનારને પણ મળશે. મિ. ભૂગરાકર જુદા હવે આણંદની સટ્ટલેન્સ ક્રોલેજમાં પ્રોફેસર છે. તેઓ આવા લેખો સમાલોચક, વસન્તાદિ માસિકોમાં લખી મોકલવાનો શ્રમ લેશે તો આપણા સાહિત્યમાં બહુ આહ્લાદદાયક વધારો થશે તથા ગુજરાતી વાચકવર્ગની રુચિ અને વૃત્તિ ઉન્નત દિશામાં વાળવાનું માન મેળવી શકશે.]

અથડામણીમાં પૃથ્વી અભાન અવસ્થામાં આવીને ચક્કર ખાતી દેખાય છે. એવી વેળાએ જે ભાયકા અને ધક્કા લાગી રહ્યા છે, તેમાં માનવ-જીવનને કાવ્ય રૂપે જોવામાં અને તેના રસનું આસ્વાદન કરવામાં માણસ બાપડો નપુંસક બની જાય છે! પણ આ પ્રશ્ન નવો નથી, આજકાલનો નથી, તે અનાદિ કાળથી પૂછાતો આવે છે. અને તેનો ગમે ત્યારે પણ આપણે ઉકેલ કર્યો વિના છુટકો નથી, પણ તેનો જેમ વહેલો નિકાલ થાય, તેમ સારૂં; કેમકે આપણા જીવનના પ્રત્યેક વ્યાપાર સાથે તે સબંધ ધરાવે છે. પ્રત્યેક માણસે પોતાનું જીવન યેન કેન પ્રકારેણ ચલાવવાનું હોય છે. અને તે ગમે તે આપત્તિમાં અથડાતો હોય તોપણ સારી રીતે જીવન ગાળવાનો આવેલો લાભ જતો કરે તો ગએલા લાભનો કોઇ રીતે એવોજ ફરી મળવાનો નથી. જ્યારે વિગ્રહ મટીને સલાહ થશે અને શાન્તિના ગંગાજળથી પૃથ્વી ટાઢી થશે ત્યારે પાછો આ પ્રશ્ન મોખરે આવીને ઉભો રહેશે અને આપણા ઉપર એવું તો દબાણ કરશે કે નવનવે રૂપે વસન્તના પત્રપુષ્પના નવા મઘમઘાટની પેઠે તે એવો ઉછાળો મારીને ફેલાશે કે તે આપણું ધ્યાન ખેંચ્યા વિના રહેનાર નથી.

મનુષ્ય-જીવનમાં રસબિન્દુઓ ક્યાં છે? એ સવાલ સઘળા દેશોમાં મનુષ્ય-જીવનનાં સઘળાં રૂપાન્તરોમાં અનેક વાર પૂછાઈ ચૂકયો છે અને તેમાંથી તે અપૂર્ણ કુતેહમંદીથી હમેશાં પ્રગટ થયો છે, એ એ પ્રશ્નનો જીવન-ઇતિહાસ છે. હવે આપણે આ સવાલને વધારે વિસ્તારથી તપાસીશું.

ભાષા માત્રને માટે એમ કહેવાય છે કે તેના ઉત્તમ સ્વરૂપમાં પણ તે માણસના વિચારો પ્રકટ કરવાનું એક સાધન છે, પણ તે ઘણું અપૂર્ણ સાધન છે. ભાષા બાબતની આ ટીકા, 'કવિતા'ની વ્યાખ્યા આપવાની આપણે મહેનત કરીએ ત્યારે જ તેની ખરી મુશ્કેલી જણાઈ આવે છે. અને તે પણ પરભાષામાં જ્યારે 'કવિતા'ની સમજ આપવાનો યત્ન કરવા જઇએ ત્યારે ઉપર કરેલી ટીકાનું સત્ય સવિશેષ પ્રતીત થાય છે. આ જમાનાના માણસ ઉપર તેમાં પણ ખાસ કરીને વિજ્ઞાનશાસ્ત્રી (સાયનટિસ્ટ) ઉપર એવો આક્ષેપ કરવામાં આવે છે કે તેના કાનને કવિતા માટે જે કેળવણી મળેલી હોવી જોઇએ તે તેને મળેલી હોતી નથી, પણ અમે ધારીએ છીએ કે તેના કાન ગયા, તેથી તેની સાથે તેની આંખો પણ ગઈ નહિ હોય! ખરૂં છે કે ઉપર પ્રમાણેનો આક્ષેપ છેક પાયા વિનાનો નથી, એમ અમારે કહેવું જોઇએ, કેમકે હાલના સમયના માણસને અમુક કૃત્રિમ સ્થિતિમાં રહીને કામ કરવું પડે છે અને અમુક નક્કી કરેલા ધોરણથી તેને વિધિ મત બાંધવામાં આવે છે, તે તેના લાભમાં ગણીએ તો તેની ખામીઓ ન્યૂન લેખાવી જોઇએ. કેમકે ખરી કવિતાની તુલના માત્ર કવિઓ અથવા છંદ રચનારાઓ જ

કરી શકે અથવા જેમણે રોટલા રળવાનો રસ્તો ખોળી કાઢયો છે, તેમનો જ ખાસ હક્ક છે એટલે તેઓ જ માત્ર શેકસ્પીયર અથવા બર્ન્સનાં કાવ્ય મખમલના પુઠામાં સોનેરી અક્ષર અને સોનેરી કોળવાળાં લઇને પોતાની ફુરસદે આરામ ખુરશીમાં પડીને તેનાં પાનાં ફેરવી જાય, તેમને હક્કપત્ર કરી આપ્યું છે, એવું કઈ નથી. એ લાભ તો જે ચાહે તે લઈ શકે એમ છે. કારણ કે ખરી કવિતા અથવા કોઈ ઉચ્ચ ભૂમિકાનો જાણે અજાણે થોડો ઘણો પણ સંપર્ક સેવ્યા વિનાં આ પૃથ્વી ઉપરનું આપણું જીવન ચાલી શકે જ નહિ અને તે અસહ્ય થઈ પડે. જ્યારે પેલા દિવ્ય પંડિત રવિન્દ્રનાથ ટાગોર છેલ્લા આગ્રે આવ્યા ત્યારે પ્રત્યેક વ્યક્તિના નેત્ર અને હૃદય તેમનાં અમર સંગીત તરફ કેમ પોંચાયાં તે આપણા મનને પૂછી જોઈએ એટલે ખુલાસો મળશે, અલબત, તેનો, ઉચ્ચાશયથી ઉદાર હૃદયપૂરિત સન્દેશ સમજવાને-સ્વીકારવાને આપણે ગગનગામી થવું જોઈએ.

આપણને ઘણી વાર એમ કહેવામાં આવે છે-અને અને જે યાદ આપવામાં આવે છે તે ખરૂં છે એમ અનુભવથી જણાય છે કે આ જીવન સત્ય છે અને તે જીવવા યોગ્ય છે, આપણે આપણા પ્રયત્નથી જ સ્વર્ગ રચવું જોઈએ, જગત આત્મિક રીતે આગળ વધતું જાય છે. જો કે હર્બર્ટ સ્પેન્સર પછવાડેથી પોતાના વિચારોને રૂપાંતર આપીને કહે છે તે પ્રમાણે સત્યયુગ બહુ પાસે આવી લાગ્યો છે, અને સત્ય વિચાર તથા સત્ય આચરણ એ બંને હૃદયમાં પોતાની મેળે જ સ્ફુરી ઉઠે છે. તે સમય આવી લાગશે ત્યારે અંદરનો અને બહારનો અંકુશ અને બળાત્કાર નામે, સર્વથી તદ્દન ઓળપાઇ જશે, જ્યારે કર્તવ્ય આનન્દરૂપ થઈ આનન્દના પર્યાયરૂપે બનશે અને પ્રેમ અમુક પ્રકાશ રૂપે પ્રકાશશે. આનન્દ પોતે જ પોતાનું નિર્ભય સ્થાન લેશે અને જમીનરૂપ થશે, તેમ જ માણસ જાતના ઉચ્ચતર અને શ્રેયસ્કર લક્ષણો નૈતિક ઉત્ક્રાન્તિના પરિણામ રૂપે વિકાસ પામતાં જશે. તેમ છતાં પંતાં માણસમાં જે પાશવ અંશ છે, તેનો નાશ થતો જાય છે એટલું છતાં આપણે વાજબી રીતે આ પ્રશ્ન ઉઠાવી શકીએ કે જીવનમાં એ કવિતા રસ ક્યાં છે? જીવનમા તે સ્વર્ગ ક્યાં છે? જીવનમાં સ્વમ ક્યાં છે?

એ આનન્દરસ અને એ સ્વર્ગ સુખ શુ બળતા જ્વાળામુખી પહાડોમાં ઉકળે છે કે પાણીની રેલનાં ઉછળતાં મોજામા ઉછળી રહેલાં છે કે મરકી મહામારીમાં દાંત પીસી રહેલાં છે કે દરિયાનાં તોફાન અને વાવાઝોડામા ધમધમાટ કરી રહેલાં છે-શું નિર્દયતાથી નાશ કરી જતાં કુદરતનાં બળોમાં એ મોહનમન્ત્રની વેણુ વાગી રહી છે? આ દયાહીન જીવન-કલહ-એક જબર પક્ષી પોતાના કરતાં એક વધુ નબળા પક્ષીની પાંખને પીંખી નાંખે છે અને તેને પૃથ્વી ઉપર અદ્દર હવામાં ફગવી દે છે, તેમાં એ રસાનંદ અને સુખાનુભવ છે, કે પછી માણસ પોતાનું સ્થૂલ શરીર, જીવન નિભાવવાને રાતદિવસ નિરંતરાય કશિયાનાં જે વાજા વગાડી રહ્યો છે

હતા, જેઓ આ વિષયના મ્હોટા વિદ્વાન છે. ડા. ઝિયા-ઉદ્-દીન અહમદ વિના બીજા ઉપપ્રમુખો અંગ્રેજ હતા, જો કે એક વિભાગમાં થોડા કાળ એક ગુજરાતીએ, મદ્રાસની કૉલેજના પ્રો૦ દફ્તરીએ, સભાપતિનુ આસન લીધુ હતું. બૅંગલોરમાં જે ચોથું અધિવેશન થયું હ્‌હેના પ્રમુખ સર આલ્ફ્રેડ બૉર્ન, જે પહેલાં પ્રાણિજીવનશાસ્ત્રના વિદ્વાન હતા, પછીથી મદ્રાસના "ડાઇરેક્ટર ઑફ પબ્લિક ઈન્સ્ટ્રક્શન" હતા, અને હાલ બૅંગલોરની તાતાની વિજ્ઞાનપાઠશાળાના ડાયરેક્ટર છે, તેઓને પરિષદે ચૂંટી કાઢયા છે. ઉપપ્રમુખો હજી નિમાયા નથી

"ઇન્ડિઅન સાયન્સ કૉંગ્રેસ"નો મુખ્ય ઉદ્દેશ હિન્દમાં રહેતા તથા કામ કરતા વિજ્ઞાનશાસ્ત્રીઓને એકત્ર કરવાનો તેમ જ હિન્દમાં વિજ્ઞાનનું કાર્ય સહાનુભૂતિથી ઉત્તેજીત કરવાનો છે એ ઉદ્દેશની દૃષ્ટિએ જોતા લખનૌનું અધિવેશન સારી રીતે સફળ થયુ હતું લખનૌ શહેર હિન્દુસ્થાનનું એક સુન્દરમાં સુન્દર શહેર છે. તે શહેરનો એક ભવ્ય વિભાગ સરયુ નદીના તટ ઉપર કિંગ જ્યોર્જ મેડિકલ કૉલેજ છે આ કૉલેજ, હ્‌હેના અંગની હૉસ્પિટલ, જુદાં જુદાં પ્રયોગભવનો, ડૉક્ટરો, અધ્યાપકો આદિના બંગલાઓ, ઇત્યાદિથી અતિ રમ્ય અને સુશોભિત દેખાય છે. હ્‌હેના સેનેટ-હૉલમાં આ વિજ્ઞાનપરિષદ્ મળી હતી. પ્રમુખનું પોતાનુ તેમ જ બીજા કેટલાકના વ્યાખ્યાન "મેજિક-લેન્ટર્ન"થી ચિત્રિત થવાના હતાં, તેથી આ હૉલ જે વીજળીની તથા બીજી આવશ્યક સામગ્રીથી સજ્જ હતો, તથા જે અંદરથી ઘણો સોહામણો તથા સુન્દર હતો, તે પરિષદ્ના કાર્યને ઉચિત હતો.

પરિષદ્ના કાર્યના ચાર ભાગ પાડી શકાય એમ છે—(૧) સર જેમ્સ મેસ્ટનનાં સ્વાગતવચનો તથા પ્રમુખનું વ્યાખ્યાન; (૨) વિભાગોની સભાઓ, (૩) સાર્વજનિક વ્યાખ્યાનો; અને (૪) ઉદ્યાન-સમેલન, ફોટો આદિ.

(૧) તા. ૧૩ મી જાન્યુઆરીના સ્હવારના દસ વાગતા સાયન્સ કૉંગ્રેસના કાર્યનો આરંભ થયો લેફ્ટેનંટ-ગવર્નર સર જેમ્સ મેસ્ટને પોતાની ખાનદાનભરી રીતથી પરિષદ્નો સત્કાર કર્યો, અને હિન્દના ઘણા મહાપ્રશ્નો ને ઉકેલવામાં વિજ્ઞાને જેમ કીમતી મદદ આપી છે, તેમ તેથીયે વધારે આપી શકે એવી અભિલાષા પ્રકટ કરી હતી. ત્યાર પછી પ્રમુખમહાશય સર સિડની બરાર્ડે પોતાનું ભાષણ આપ્યુ એનો વિષય "ઉત્તર હિન્દનાં મેદાનો તથા હિમાલય પર્વતોની સાથે તેઓનો સંબંધ" (*The Plains of Northern India and their Relationship to the Himalaya Mountains*) હતો. ભૂસ્તરશાસ્ત્રની તથા ભૌગોલિક દૃષ્ટિથી, હિમાલયની ખીણમાંનાં ગંગાજીની ખીણના રસાળ નીચા તથા રેતીવાળા પ્રદેશોની ઉત્પત્તિ કેવી રીતે સમજાવી શકાય, તે વિષેની જુદી જુદી સંભાવનાઓ સમજાવીને ચર્ચા કરી હતી. એમનુ

વ્યાખ્યાન વિજ્ઞાનનાં સર્વ અંગોને ઉદ્દેશીને, વિજ્ઞાનની વાર્ષિક પ્રગતિની સમાલોચના કે જે વિજ્ઞાનની ભવિષ્યની કાર્યરેખાને ઉદ્દેશીને ન્હોતું, તેવું હોત તો સર્વ સભાસદોને રસ પડત. તોપણ વિજ્ઞાનનાં એક ખાસ અંગના ક્ષેત્રમાં આ ઘણી ઉચ્ચ વિદ્વત્તાવાળી પ્રસાદી હતી, એમ સૌને લાગ્યું હતુ.

(૨) તે પછી ૧૧ વાગે બે વિભાગોની સભા મળી હતી. એક વિભાગ કૃષિ તથા વ્યાવહારિક રસાયન ( *Agriculture and Applied Chemistry* ) નો હતો. ત્હેના સભાપતિનું સ્થાન ઉપપ્રમુખ મિ. કોવેન્ટ્રી, સી. આઈ. ઈ. એ લીધું હતુ. કૃષિસભાપતિના લેખસહિત સાત લેખ હતા, તેમાં ડૉ. હાઉર્ડનો એક સારો હતો અને બીજાઓ સાધારણ હતા. વ્યાવહારિક રસાયન શાસ્ત્ર સમ્બન્ધી ત્રણ લેખ નોંધાયા હતા, પણ એકકે વચાયો નહિ. એકંદરે આ વિભાગનું કાર્ય જેવું ઇચ્છિએ તેવું વ્યાવહારિક કે ઉંચા પ્રકારનું ન્હોતુ.

તે જ વખતે બીજા સ્થળમાં પ્રાણિજીવનશાસ્ત્ર ( *Zoology* ) ના વિભાગની સભા પણ થઈ, ત્હેના સભાપતિ ડૉ. વુડલેન્ડ, અલ્હાબાદની સરકારી કૉલેજના એક પ્રોફેસર, હતા. એમના પોતાના લેખ સહિત કુલ આઠેક લેખો હતો, જેમાં બે હિન્દીઓના હતા. સભાસદોની વધારે સખ્યા પહેલા વિભાગમાં હાજર હતી. જો કે આમા પણ કોઈનો ચમત્કારિક લેખ ન્હોતો.

બીજે દિવસે તા. ૧૪ મીએ ત્રણ વિભાગોની સભાઓ થઈ હતી. સૌથી વધારે હાજરી રસાયનના વિભાગમાં હતી. બેંગલોરના તાતા ઇન્સ્ટિટયૂટના ડૉ. સડબરો એના સભાપતિ હતા. એમના પોતાના ત્રણ લેખો હતા, જેમાંના બે અન્ય સહકારીઓની સાથે કરેલી શોધ સમ્બન્ધી, હતા. કુલ ૨૧ લેખો હતા, જો કે સર્વ વચાયા ન્હોતા. ડૉ સડબરોના ઉપરાંત, ડૉ. પ્રફુલ્લચન્દ્ર રૉય, સી. આઈ. ઇ., સી. એસ. આઈ. ના એક લેખ હતો, એમના શિષ્યો જેમાંના કોઈક પ્રોફેસરો હતા તેઓના કેટલાક લેખો હતા, અને એકંદરે હિન્દીઓ—એટલે મુખ્યત્વે બંગાળીઓના ઘણા લેખો હતા. પ્રો૦ નિયોગીના લેખો નબળા તથા કોંગ્રેસને અયોગ્ય જણાયા હતા, તેથી ડૉ. સડબેરાને સૂચના કરવી પડી કે આવતી કોંગ્રેસથી બને તો લેખનિરીક્ષક મંડળની સ્થાપના કરવી જોઈએ

બીજો વિભાગ વનસ્પતિશાસ્ત્ર ( *Botany* ) ની ચર્ચા ચલાવતો હતો તેના ડૉ. હાઉર્ડ, સી આઈ ઈ સભાપતિ હતા, જેમની ખેતીવાડી સમ્બન્ધી શોધખોળ ઘણી મહત્વની છે. એમણે પોતે "વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનનો કૃષિમાં ઉપયોગ" ( *The applications of Botanical Science to Agriculture* ) એ ઉપર ઘણું સરસ ભાષણ આપ્યુ એમ સમજાયુ. એમના લેખ સહિત કુલ નવ લેખો આવ્યા હતા.

ત્રીજો વિભાગ ભૌતિકશાસ્ત્ર તથા વાયુશાસ્ત્ર (*Physics and Meteorology*) નો હતો. ગણિતશાસ્ત્રનો પણ તેમા સમાવેશ હતો એની બેઠક બે દિવસ ચાલી હતી, કારણ કે તેમાં ઘણા લેખો આવ્યા હતા, લગભગ સર્વ વંચાયા તથા કેટલાક ખૂબ ચર્ચાયા હતા. હિન્દી સરકારના વાયુશાસ્ત્રના ખાતાનો મુખ્ય એસિસ્ટન્ટ, સિમ્પસન એફ. આર એસ. સભાપતિ હતો "હવામાં રહેલા વિજળી સમ્બન્ધી કેટલાક પ્રશ્નો" (*Some Problems of Atmospheric Electricity*) ઉપર ત્હેનો લેખ ઘણો સારો હતો એના લેખ સહિત કુલ સત્તર લેખો હતા. નામાંકિત મદ્રાસી પ્રો૦ રામનના વાયોલિન સમ્બન્ધી બે લેખો હતા. બેંગલોરના ડૉ૦ વૉટસનનો બે લેખ પણ સારા હતા. ડૉ. ઝીઆઉદ્દીન અહમદ, સી. આઇ ઇ. નો લેખ "આરબ લોકોએ ખગોળશાસ્ત્ર તથા ત્રિકોણમિતિશાસ્ત્રને શો ફાળો આપ્યો ?" એ વિષે હતો. આ વિભાગમાં પણ રસાયનશાસ્ત્રના વિભાગની પેઠે ઘણી સારી હાજરી હતી, અને ચર્ચા સારી ચાલી હતી.

ત્રીજે દિવસે આ વિભાગની સાથે ભૂસ્તરશાસ્ત્ર તથા માનવજાતિશાસ્ત્ર (*Geology and Ethnology*) નો વિભાગ હતો. એના સભાપતિનુ નામ પ્રકટ થયું ન્હોતુ, જો કે થોડો સમય પ્રૉ૦ ફ્રેઝર સભાપતિ હતા. લેખ ૭ આવ્યા હતા, અને તેમાથી થોડાક જ વંચાયા હતા.

આ વિભાગોની પદ્ધતિ સિવાય વિજ્ઞાનપરિષદ્‌નુ કાર્ય ચાલી શકે નહિ. પરંતુ વિભાગોમાં કામ ચલાવવામા ઘણી ઉતાવળ કરવામાં આવતી હતી, તથા ચર્ચા બહુ ટુંકાવવામાં આવતી હતી. બપોરના એક બે સુધીમાં રોજ વિભાગોનું કાર્ય પૂરૂં કરી નાખવામાં આવતુ. તેમ જેટલા આવે એટલા લેખો લેવામાં આવ્યા હતા. તેથી પણ કેટલાક ઉતરતી પંક્તિના લેખો પ્રવેશ પામી ગયા હતા.

(૩) યુરોપ અમેરિકામાં જ્યા જ્યાં વિજ્ઞાનપરિષદો ભરાય છે ત્યા ત્યાં એક ખાસ લક્ષણ એ હોય છે કે તે નગરમાં અથવા નગરની નજીક કોઈ પણ એવુ સ્થળ, પાઠશાળા કે કારખાનું હોય જેમાં વિજ્ઞાનશાસ્ત્રીઓને કાંઈક જોવા જેવુ હોય તેવે સ્થળે સર્વ સભાસદો ભેગા થઈ ને મુલાકાત આપે છે. આ રીવાજ ઘણો સારો છે, પણ ઇન્ડિઅન સાયન્સ કૉંગ્રેસનાથી તેવી કોઈ વ્યવસ્થા હજી થઈ શકી નથી. એને બદલે વિજ્ઞાનના ત્રણ મ્હોટાં વ્યાખ્યાનો વિજ્ઞાનમા રસ લેનાર સર્વને આકર્ષવા માટે લખનૌમાં ગોઠવ્યાં હતાં. તે રોજ સાંજે ૭ ને સુમારે થતા, ને તેમાં સામાન્ય શહેરીઓને આવવાની છૂટ હતી.

આવું પહેલું વ્યાખ્યાન, મેજિક લેન્ટર્નની મદદથી, આગ્રાના ડૉ. હેન્કિને આપ્યુ હતું "ઉડનાં પ્રાણીઓનો વિકાસ" (*The Evolution of Flying Animals*) એ વિષય હતો, જે સમ્બન્ધી એમણે ખાસ અભ્યાસ તથા કેટલીક શોધ કરી છે. જીવનશાસ્ત્રના આ વિષય એમણે સારી રીતે રજુ કર્યો હતો, અને ભાષણ સારૂં ગણાયું હતું. ડૉ. સિમ્પસન સભાપતિ હતો.

બીજું વ્યાખ્યાન, એક રીતે આવી વિજ્ઞાનપરિષદ્‌માંનાં વ્યાખ્યાનોમાં સૌથી ઉચ્ચ અને સૌથી વધારે આકર્ષક હતું તે ડૉ. જગદીશચન્દ્ર બોઝ, સી. આઈ. ઇ, સી. એસ આઈ. નુ "અદૃશ્ય જ્યોતિ" (*Invisible Light*) ઉપર હતુ સર સિડની બરાર્ડ પ્રમુખપદે હતા લેફ્ટેનન્ટ ગવર્નર, લેડી મેસ્ટન, પંડિત મદનમોહન માલવીય, ડૉ. સુન્દરલાલ, તથા લખનૌના ઘણા સારા માણસો આવ્યા હતા. અત્યન્ત ગીર્દી ન થાય તે માટે પરિષદના સભાસદ ન હોય તેઓની ઉપર એક રૂપિયાની ફી મૂકવામાં આવી હતી, તો પણ હૉલ ચિકાર હતો જો કે ડૉ. બોઝનું આ ભાષણ જૂનું હતુ, એમની ગૌણ શોધોના સમ્બન્ધનુ હતું, અને લોકભોગ્ય થાય એવા હેતુથી સરલ કરી નાંખવામાં આવ્યુ હતુ, તો પણ એક આખો કલાક અમે એવી જાદુઈ અસર તળે રહ્યા કે ત્હેને અમારા જીવનનો એક અનેરો અવસર જ કહી શકાય

એમના એક વ્યક્તિત્વનુ એવુ મોહક બળ હતુ, એમની વાણી સ્પષ્ટ અને સીધી છતા એવી અર્થસૂચક ધ્વનિકારક હતી, એમનાં યન્ત્રો એવા નાજુક સફાઈદાર તથા કલાગરા દેખાતાં હતાં એમણે અઘરા વિષયને એવો રસિક તથા લોકભોગ્ય બનાવ્યો હતો તથા જાણીતી વાતોની વચમાં પોતાની પ્રતિભાનું જ્યોતિ ફેલાવી એવા નૂતન ભાવયુક્ત-નવીન અર્થયુક્ત કરી મૂકયો હતો-સંક્ષેપમાં વિજ્ઞાનશાસ્ત્રનો એક *Master* હોય, સૃષ્ટિનાં અદૃશ્ય તથા અલક્ષ્ય રહસ્યો સાધારણ માનવના લક્ષમાં ઉતારનાર એક ગુરુ હોય અને એની સમક્ષ રહી આપણે આપણી પામર દૃષ્ટિને વિશાળ કરતા હોઈએ એવું અમને લાગ્યુ અદ્વિતીય પર્યેષણાના બળથી વિજ્ઞાનના ગૃહરૂપ યૂરોપ અમેરિકામાં પણ દિગ્વિજય કરી આવનાર આ મહાન હિન્દપુત્ર પ્રતિ અમને ધન્ય પ્રસંગથી પહેલાંના કરતાં પણ ઘણું વધારે સંમાન તથા પૂજ્યભાવ થયાં પોતાનો ઉપકાર માનવામા આવ્યો એના ઉત્તરમાં જે થોડા શબ્દોમાં રાષ્ટ્રીય અભિમાનનુ એમણે સૂચન કર્યું હતું, ત્હેને ચારે તરફથી હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યુ હતુ.

ત્રીજુ વ્યાખ્યાન પ્રો. નિયોગીનુ હતું. "પ્રાચીન ભારતમા લોહની બનાવટ" (*The Manufacture of Iron in Ancient India*) એ વિષય હતો. તે ઘણી ઉતરતી પંક્તિનુ હતુ, અને તદ્દન સાધારણ માણસોને રસ પડે એવા પ્રકારનું હતું. ઑ. ડૉ. સુન્દરલાલ પ્રમુખપદે હતા.

(૪) *એવુ કાર્ય કાંઇક વિનોદરૂપ તથા કાંઇક વ્યાવહારિક કાર્યરૂપ હતુ પરિષદને બીજે* દિવસે નામદાર સર જેમ્સ મેસ્ટને ગવર્નમેન્ટ હાઉસમાં ઉદ્યાન-સમ્મેલન (ગાર્ડન-પાર્ટી) માટે આમન્ત્રણ આપ્યુ હતુ. આ મેળાવડો ભવ્ય થયો હતો. ત્રીજે દિવસે કાર્યસમાપ્ત પછી પરિષદના સર્વ સભાસદોની *Business-meeting* થઈ હતી. આ વિજ્ઞાનપરિષદને હજી કાંઈ બંધારણ નથી. બંગાળાની એશિઆટીક સોસાયટી સાથે હજી સમ્બન્ધ રહ્યા છે. બે સેક્રેટરીઓ, મદ્રાસની સરકારી

કૉલેજના રસાયનના પ્રોફેસર ડૉ. સાઇમનસન તથા લખનૌની કેનિંગ કૉલેજના રસાયનના પ્રોફેસર મેકમોહન, પહેલેથી નિમાયા હતા. હવે એક ન્હાની કમિટી નિમાઈ છે, જે બધારણ ઘડી કાઢશે.

તે પછી ફોટો લેવાયો હતો જો કે ઘણા સભાસદો તેમાં હાજર ન્હોતા, તો પણ કેટલાક વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રીઓ એમાં છે, "ટાઇમ્સ ઑફ ઇન્ડિઆ"ના સચિત્ર સાપ્તાહિકમાં તે પ્રકટ થઈ ચૂક્યો છે.

## ઉપસંહાર.

આ વિજ્ઞાનપરિષદ ઘણી ઉપયોગી સંસ્થા છે, અને બરોબર ખિલશે તો તેમાંથી ઘણુ કલ્યાણ થશે, એ નિ:સંદેહ લાગે છે.

વ્યવસ્થાની કેટલીક ખામીઓ હતી પણ તે બહુ મ્હોટી ન્હોતી. હિન્દને બરોબર પ્રતિનિધિરૂપ થાય, અને સાથેસાથ ભારતીય વિજ્ઞાનપરિષદ થઈ શકે ત્હેને માટે એટલું અનિવાર્ય છે કે હિન્દમા વધારે સખ્યામાં તથા વધારે ઉંચી ભૂમિકાવાળા વિજ્ઞાનશાસ્ત્રીઓ થવા જોઈએ, અને તેઓએ આમાં સામેલ થવુ જોઈએ. બીજુ, એ કે શુદ્ધ વિજ્ઞાનની સાથે ઔદ્યોગિક તથા વ્યાવહારિક વિજ્ઞાનને પણ પ્રધાન સ્થાન મળવુ જોઈએ.

એક આશ્ચર્યકારક વાત હતી કે મુબાઈ તરફનો લગભગ કોઈ પણ મ્હોટો માણસ આ સંમેલનમાં ન્હોતો: બે ત્રણ જણના જ લેખો હતા, અને જે થોડા મુંબાઈવાસીઓ હાજર હતા હતા, તેઓમાંથી એકાદ સિવાય કોઈ પણ મુંબાઈથી આવેલ ન્હોતો. "મુંબાઈમા વિજ્ઞાન છે જ ક્યાં?" એમ એક પ્રતિષ્ઠિત મદ્રાસી વિજ્ઞાનશાસ્ત્રીએ મ્હને કહ્યું.

આ રાષ્ટ્રીય સમેલનમાં મુંબાઈ ઇલાકો પોતાનો હિસ્સો આપવા નહિ ચૂકે, એવી આશા છે.

---

# બ્રાહ્મણપણું એટલે શું?

લેખક.—રા૦ અમૃતલાલ સુંદરજી પઢીઆર.

(અનુસધાન પૃષ્ઠ ૧૧૮થી)

એ પછી સીકંદરે ઉઠતી વખતે શૌનકને કહ્યુ કે મહારાજ! હવે રાતે મ્હારે ત્યાં ભોજન માટે પધારવાની કૃપા કરો.

શૌનકે કહ્યુ, સીકંદર! તમને કદાચ ખબર નહિ હશે કે, અમે બ્રાહ્મણો આર્યોના ઘરનું જ જમીએ છીએ, અનાર્યોના ઘરનુ જમતા નથી. કારણ કે અનાર્યોને અમે અધર્મિ સમજીએ છીએ, અને અધર્મિઓના ઘરનું જમવામાં પાપ સમજીએ છીએ.

શૌનકની આ બાબત સાભળીને સીકદર અજબ થયો, અને વિચારમાં પડી ગયો. એ પછી જરા વાર રહીને તેણે પૂછ્યું કે, "મહારાજ ! હમણાં જ તમે કહેતા હતા કે, સૌ ઉપર પ્રેમ રાખવામા બ્રાહ્મણપણુ છે. અભેદમા બ્રાહ્મણપણું છે, સમાનતામા બ્રાહ્મણપણું છે, અને ઉચ્ચનીચપણાના ભેદ દૂર કરવામાં બ્રાહ્મણપણુ છે, અને હવે આર્ય ને અનાર્યના ભેદ કેમ પાડો છો ? ઉચ્ચનીચપણાના ભેદ કેમ પાડો છો? અને હવે જમવા જેવી સ્થૂલ બાબતમાં સંકોચ કેમ રાખો છો?

શૌનકે કહ્યુ કે ઓ પરદેશી રાજા ! આ બાબત બહુ ખુબીદાર છે, પણુ તે સમજવી મુશ્કેલ છે, તો પણુ કાંઈક સહેલા રૂપમા મુખ્ય મુદ્દાઓ હું તમને કહુ છું આર્ય અને અનાર્યના ભેદ છે, જેમ અજવાળુ ને અંધાર, જેમ પુણ્ય ને પાપ, જેમ સુખ ને દુ:ખ, જેમ લાભ અને હાનિ, જેમ સારૂં ને માઠું, અને જેમ જડ અને ચેતન કુદરતી છે, તેમ જ આર્યપણુ અને અનાર્યપણુ એ પણુ કુદરતી છે, એટલે એ ભેદ તો જગતની ઉત્પત્તિની સાથે છે, અને જગતના અંત સુધી રહેવાના જ, એમાં કાંઈ તને શક છે?

સીકદર —બેશક, ભેદ તો રહેવાના જ, પણુ તેથી એક બીજાનું ખાવાપીવામાં શી અડચણુ ?

શૌનક —ઓ વિચારશીલ રાજા ! આર્યોમાં ને અનાર્ય લોકોમાં જે ફેર છે તે એ જ છે કે અનાર્યો જે જે કામો કરે છે તે બધાં ઉપલકપણે અને સ્થૂલ દૃષ્ટિથી જ કરે છે, પણુ આર્યો જે જે કામો કરે છે, બ્રાહ્મણો જે જે કામો કરે છે, તે બહુ જ લાંબો વિચાર કરીને કરે છે, એટલે માત્ર પેટ ભરવા સારૂ જ અમારે કાંઈ ખાવાપીવાનું નથી, માત્ર સ્વાદ સારૂ જ કાંઈ ખાવાપીવાનું નથી અને ફક્ત શરીરને હષ્ટપુષ્ટ કરવા સારૂ જ કાંઈ ખાવાપીવાનું નથી ; એટલે ખાવાપીવા જેવી સાદી બાબતમાં પણુ અમોને તો અનેક પ્રકારના વિચારો કરવાના હોય છે જેમ કે, ખાવાની વસ્તુ પવિત્ર હોવી જોઇએ, તેને બનાવનાર સારા વિચારનો માણુસ હોવો જોઇએ, અધર્મથી મેળવેલા ધનથી બનેલી ચીજો હોવી ન જોઈએ, ઈશ્વરને અર્પણુ કરેલી વસ્તુઓ જોઇએ, જમવાની વસ્તુઓમાથી પ્રથમ ગરીબોના, અને પ્રાણીઓનો ભાગ કાઢવો જોઇએ, જમાડનાર માણુસ લાયક હોવો જોઇએ, જમવાનું સ્થળ પવિત્ર હોવુ જોઇએ, જઠરાગ્નિને જમવાની જરૂર હોવી જોઇએ, જમવા અગાઉ કરવાનાં કામો પૂરાં થયેલાં હોવા જોઇએ, જમતી વખત જે સાથે બેઠેલા હોય તે અમારા જેવા વિચારવાળા અગર અમારાથી શ્રેષ્ટ હોવા જોઈએ, જમવા માટે અન્ન, ફળફૂલ, મિઠાઈ, દૂધ કે પાણી જે હોય તે બધુ એ માટેના ખાસ નિયમપૂર્વક લાવેલું ને બનાવેલું હોવુ જોઈએ, જમવાની વસ્તુઓ સત્વગુણી હોવી જોઈએ, અને અમુક દિવસોએ અમુક વસ્તુઓ તજવી જોઈએ, તથા અમુક દિવસોએ અમુક વસ્તુઓ ખાવી જોઈએ, એવા બધા

ઘણી જાતના નિયમો અમારા દરરોજના જમવામાં હોય છે. કારણ કે અમે કાંઈ માત્ર જમવા ખાતર જમતા નથી, પણ અમે ધર્મને ખાતર જમીએ છીએ, એટલે ખાવાપીવા જેવી સાદી ને જીંદગીની જરૂરની દરરોજની વાતમાથી પણ અમે ધર્મ સાધી શકીએ, પણ ઓ ભલા રાજા! આ બધા નિયમો કાંઈ તમારે ત્યાં પળાતા નથી, માટે અમે તમારે ત્યાં જમી શકતા નથી.

આ સિવાય બીજી એ વાત પણ તમારે જાણવી જોઈએ કે, અમે બ્રાહ્મણો સૂક્ષ્મ અસરોના અભ્યાસી છીએ, અને તેને બહુ માનનારા છીએ, કે જે ચીજોને માત્ર સ્થૂલ દૃષ્ટિવાળા અનાર્યો જરા પણ સમજતા નથી જેમ કે, ખાવાની વસ્તુઓમાં રહેલી, સારી મીઠી કુદરતી અસરો, સ્વાદની અસરો, ગંધની અસરો, માણસોની સોબતની અસરો, વિચારોની અસરો, વાસણોની અસરો, અને જેના ઘરનું અનાજ હોય તેના કાર્યોની અસરો એ વિગેરે ઘણી જાતની અસરો, અમે તપાસીએ છીએ, કારણ કે, એનાં દૂરનાં કે નજીકના પરિણામોના ઇતિહાસ અમારી આંખ આગળ તરતા હોય છે. એટલે અમે ખાવાપીવાની બાબતમા બહુ ડરી ડરીને ચાલીએ છીએ. કારણ કે—અનાર્ય લોકોની પેઠે અમારે કાંઈ માત્ર મોજશોખને ખાતર કે પેટ ભરવાને ખાતર જ ખાવુ નથી, તેમ જ બીજા કેટલાક ધર્મવાળાની પેઠે ગમે તેવુ સારૂ હોય છતાં પણ ખાવાપીવાથી પાપ જ લાગે, એમ પણ કાંઈ અમે માનતા નથી પણ અમારે તો ખાવાપીવામાંથી પણ ધર્મ ગોઠવવો છે, માટે ખાવાપીવા જેવી જરૂરની તથા સાદી બાબત પણ અમોને સ્વર્ગમાં જવાના પગથીયાં રૂપ થાય, અને અમારા આત્માને ઉન્નતિના રસ્તામા ઉડવામાં પાંખો રૂપ થાય, તેવી રીતે અમે વર્તીએ છીએ, એટલે ખાવાપીવાની બાબતમા અમારે અનાર્યોથી અચવુ પડે છે.

સીકંદર —તમે બ્રાહ્મણો આટલા બધા ઉંડાણમાં ઉતરો છો, એટલુ જ નહિ પણ હમેશાં પાછા એવા ઉંડાણમાં રહો છો, એ વાતની મને ખબર નહિ. ખોરાકની આવી સૂક્ષ્મ અસરો વિષે હું કાંઈ પણ જાણતો નહોતો, બ્રાહ્મણ મહારાજ! મારે ખુલ્લા દીલે કબુલ કરવુ જોઇએ કે, તમને મળવાથી મને આજે ઘણુ જ્ઞાન મળ્યુ છે. મારી જીંદગીના છેલ્લાં ત્રીશ વરસમાં જે હુ નથી શીખી શક્યો, તે આજે તમારા સત્સંગથી હુ શીખ્યો છુ, એ માટે ઉપકાર થયો મહારાજ! પણ હજી મારા મનમાં એક ખટકો રહી જાય છે; અને તે એ કે, ખાવાપીવા માટે તમે જે અંદરના તથા બહારના નિયમો બતાવ્યા, તે બધા નિયમો જો તમે બરાબર રીતે પાળો તો તો તમારે દુનીયાથી અલગ થઈ જવુ પડે, અને જો એમ થાય તો તમે તમારી ભાવના પ્રમાણે દુનીઆને ઉપયોગી થઈ શકો નહિ, કારણ કે દરેક માણસની જીંદગીમા દરરોજ ખાવાપીવાની વાત તો પહેલી જ હોય છે, અને એ સૌથી પહેલાં મંગળાચરણમા જ ગુંચવાડો, એટલે પછી તમે મુસાફરી કેમ કરી શકો? તમે બીજા લોકોના સમાગમમાં છુટથી કેમ આવી શકો? અને ખોરાક મારફત

બીજાઓના ઘરનું આપણા પેટમાં થોડુંક મીઠું ગયા વિના તથા આપણા ઘરનું બીજાઓના પેટમાં થોડુંક મીઠું ગયા વિના સાચી દોસ્તી કેમ થઈ શકે ? તે હું સમજી શકતો નથી.'

સીકંદરની આ વાત સાંભળીને શૌનકે પાસે બેઠેલા એક શિષ્યને કહ્યું કે, આપણા સંગ્રહમાંથી એક કોશેટો લઈ આવો, એટલે તુરત એક શિષ્ય કોશેટો લઈ આવ્યો. તે કોશેટો સીકંદરના હાથમાં આપીને શૌનકે કહ્યું :—

જુઓ, આ કોશેટો જુઓ. એની અંદર એક કીડો છે, એ કીડાએ પોતાના કલેજાની લાળ કાઢીકાઢીને પોતે પોતાની મેળે જ આ બંધન બનાવેલું છે, ને એ બંધનમાં તે પોતે જ કેદમાં પડેલો છે એ જોઇને અજાણ્યા માણસોને તથા ઉપલક દૃષ્ટિના માણસોને એમ લાગશે કે, આ કીડો તે કેવો મૂરખ ? પોતે પોતાની જાળ ગુંથીને કેદમાં પડયો ? હવે તેને ખાવાનું ક્યાંથી મળશે ? હવે તેનાં બાળકોનું શું થશે ? હવા અજવાળા વિના તેના શા હાલ થતા હશે ? અરે ! હાય હાય ! હાયે કરીને આવાં બંધનમાં શું કરવા પડયો હશે ? દૂરથી જોનારને એમ તેની દયા લાગે, પણ ઓ દેવપ્રિય રાજા ! એની ખરી સ્થિતિ જુદી છે હો. પોતાના રક્ષણ માટે જ બંધનમાં પડેલો છે. કારણ કે એ સ્થિતિમાં એને આવા રક્ષણની જરૂર છે, અને એવાં બંધન વિના એનું રક્ષણ થઈ શકે નહિ. બીજું એ કે નાનકડો કીડો મટીને મોટું પતંગીઉં બનવા સારૂં તે બંધનમાં પડેલો છે, અને હમણાં માંડ માંડ ઘસડાઈ ઘસડાઈને પેટે ચાલનાર કીડો છે, તેને બદલે પાંખો મેળવવા સારૂ ને આકાશમાં ઉડવા સારૂ તેણે પોતાને હાથે પોતાની આસપાસ બંધન બનાવેલું છે, અને ઓ જીજ્ઞાસુ રાજા ! આ વાત પણ સમજી લેજે કે, એ બંધનો તે એકલાં બંધનો નથી, પણ એ બંધનોમાં પણ હીર છે. એ બંધનો પણ રેશમનાં છે, અને એ બંધનોમાંથી જ રેશમ બને છે, તેમ જ એ સાધક દશામાં એ કીડાને ખોરાકની કે હવા અજવાળાની જરૂર હોતી નથી, અને જેનાં માબાપ પોતાનાં કાળજાં કોરીકોરીને તેમાંથી હીર કાઢી આપે તેનાં છોકરાંઓ કદી પણ રખડે ખરાં કે ? એનાં બચ્ચાંઓને તો ખાસ ચાહીને બહુ જ સંભાળ રાખીને ઉછેરવામાં આવે છે.

*આટલી વાત કર્યા પછી શૌનકે સીકંદરને રેશમનો કીડો બતાવ્યો, તેમાંથી બનેલું પતંગીઉં બતાવ્યું, કીડાઓનાં ઈંડાંઓને ઉછેરવાની રીત બતાવી, અને કોશેટામાંથી બનતું રેશમ બતાવ્યું. એ બધું જોઈને સીકંદર બહુ અજબ થયો, ને ખુશી થયો.*

એ પછી કૌશીકે કહ્યું કે, હે બ્રાહ્મણપણું મેળવવાની ઈચ્છા રાખનારા રાજા ! આ કોશેટાના દાખલા ઉપરથી તું અમારી સ્થિતિ સમજી લે. અમારાં વિધિનિષેધનાં બંધનો કાંઈ અમારા હાથપગ બાંધી રાખવા માટે, અમોને દુનીઆથી અલગ રાખવા માટે, અને અમોને નિરૂપયોગી બનાવવા

માટે નથી, પણ અમારી ઉન્નતિને માટે છે. અમોને પાંખો આપવા માટે છે. પતંગીયું બન્યા પછી કીડા જેમ કોશીટાને કાપી નાંખે છે, તેમ ખરા બ્રાહ્મણ બન્યા પછી અમે અમારી બનાવેલી વિધિનિષેધની જાળને કાપી નાખીએ છીએ. જે કીડાને રેશમ બનાવતાં આવડે છે તેનાં ઇંડાઓને લોકો ચાહીને પાળે છે, ત્યારે જે માણસોને જગતમાં બ્રાહ્મણપણું ફેલાવતાં આવડે છે, તેનાં છોકરાંઓ તે કેમ ભૂખ્યાં મરશે? (સીકંદરની સાથે આવેલા પંજાબના રાજા સામે જોઈને કહ્યું.) આવા રાજાઓ અને વિદ્યાની કિંમત સમજનારા શ્રીમંતો અમારા દેશમાં છે, ત્યાંસુધી અમને અમારાં છોકરાંઓના ભવિષ્યની ફીકર નથી તેમ જ જ્યાં સુધી અમે સાધકદશામાં છીએ, ત્યાં સુધી કોશીટાના કીડાની માફક બંધનમાં રહેવાનું અમે પસંદ કરીએ છીએ, એટલે થોડા વખત કેદખાના જેવી સ્થિતિમાં રહેવું પડે, તેથી અમને દીલગીરી લાગતી નથી. કારણ કે વંશપરંપરાથી અમારામાં એવા સંસ્કારો પડી ગયેલા છે કે, અમારાં બંધનો પણ અમોને આનંદરૂપ લાગે છે, એટલું જ નહિ પણ એ વિધિનિષેધનાં બંધનો ખરેખરાં આનંદરૂપ છે જ, કારણ કે, એ બંધનોને લીધે જ અમે ઘણી જાતનાં પાપથી બચી શકીએ છીએ, એ બંધનોને લીધે જ અમે તંદુરસ્તી ભોગવી શકીએ છીએ. એ બંધનોને લીધે જ અમે અમારી અસલની કીર્તિ જાળવી શકીએ છીએ. એ બંધનોને લીધે જ અમે સારી સંતતિ ઉત્પન્ન કરી શકીએ છીએ, અને એ બંધનોને લીધે જ અમે આગળ જતાં સત્ય બ્રાહ્મણો બની શકીએ છીએ, માટે એ અમારાં બંધનો અમને કંટાળાભરેલાં લાગતાં નથી. પણ ઈષ્ટ રૂપે લાગે છે, ને તેનો અભ્યાસ થઈ ગયા પછી તે આનંદરૂપ લાગે છે.

**સીકંદર.**—આ બધી વાતો બહુ ખુબીદાર છે અને તમારા એ સિદ્ધાંતોને હું વખાણું છું. છતાં પણ મને એમ લાગે છે કે, બંધન એ બંધન જ. બેડી ભલે સોનાની હોય, તો પણ બેડી તે પણ બેડી જ. બીજું માણસોનો સ્વભાવ એવો છે કે, શાસ્ત્રમાં રજા હોય અને પોતે બંધનમાંથી છૂટી શકે તેવી સ્થિતિના હોય છતાં પણ ઘણા માણસો એવા હોય છે કે, તેઓ ચાલતા આવેલા રિવાજો પ્રમાણે જ ચાલ્યાં કરે છે, પણ તેમાંથી છૂટતા નથી. મહારાજ! તમારો જ દાખલો જુઓ તો તમારી સ્થિતિ શું એવી છે કે તમે અમારૂં જમવાથી અભડાઈ જાઓ? હું તેમ માનતો નથી. તમે હવે સાધક દશામાં નથી, તમે સિદ્ધદશામાં છો. છતાં પણ જુના સંસ્કારોને લીધે મારી સાથે જમવું તમને ગમતું નથી, અગર તો તમે હજી સુધી તમારી સમાજથી ડર્યા કરો છો. અથવા તો વિધિનિષેધથી છૂટી જવાનો સિદ્ધાંત તમને સ્પષ્ટ થએલો નથી, આમાંનું કાંઇ પણ હોવું જોઈએ, એ વિના તમે મારે ત્યાં જમવા આવવાની ના પાડો નહિ.

**શૌનક.**—હે દેવપ્રિય રાજા! બહુ ટુંક વખતમાં તમે ઘણું સમજી શકયા છો માટે તમને ધન્યવાદ આપું છું. બેશક, તમારી શંકાઓ ધ્યાન આપવા યોગ્ય છે, માટે મારે જણાવવું જોઇએ,

કે, હુ તમારે ત્યાં જમવા આવવાની ના પાડું છું, એનું એક કારણ એ છે કે, તમે તો કાલ સવારે અહીંથી ચાલ્યા જશો. પણ મારો દાખલો જોઇને બીજા સિદ્ધદશાને નહિ પહોંચેલા જુવાનીઆઓ પણ એ રસ્તો પકડશે, એમ મને ભય છે, કારણ કે છૂટના માર્ગમાં તો મોજશોખ ભોગવવા હોય છે, એટલે તે સૌને ગમે છે, અને બીજુ કારણ એ કે, હુ તમારે ત્યાં જમવા આવુ તો એ બાબતની અમારા મંડળમાં બહુ ચર્ચા ચાલશે, અને તેમાંથી જુદા જુદા પક્ષ બંધાશે, તથા અંતે મોટો કલેશ થશે, એમ મને લાગે છે, અને એક ટંક ખાવા પીવા જેવી નાની વાત સારૂ કરીને આવો જોખમ ખેડવો એ કાંઈ ઠીક કહેવાય નહિ, તે સારૂ હુ જમવાની ના પાડુ છું; કારણ કે હે રાજા! બ્રાહ્મણોનો સ્વભાવ એવો છે કે, પોતાના મત વિરૂદ્ધની ન્હાનામાં ન્હાની બાબતને પણ તેઓ પોતાનામાં દાખલ થવા દેતા નથી, કે ચલાવી લેતા નથી, અને બ્રાહ્મણોના એવા સ્વભાવને લીધે જ બહુ લાંબા કાળથી બ્રાહ્મણધર્મ એવા ને એવા રૂપમાં ચાલ્યો આવે છે.

સીકંદર —જ્યારે જરા પણ છૂટછાટ ન મૂકી સકાય ત્યારે તો તમારા બ્રાહ્મણધર્મ મને બહુ બંધનવાળો જણાય છે અને એટલા બધા બંધનવાળો ધર્મ અમારા લોકોને અનુકૂળ થઈ શકે નહિ

શૌનક —બ્રાહ્મણધર્મ તમારા લોકોને અનુકૂળ થઈ શકે કે નહિ, એ જુદી વાત છે એ સબંધી હું કાંઈ હમણાં કહેવા ઇચ્છતો નથી, કારણ કે એ માટે હમણાં તમને વખત નથી. તેમ મને પણ સંધ્યાનો વખત થવા આવ્યો છે પણ બ્રાહ્મણધર્મ ઉદાર નથી એમ જે તમે કહો છો તે સામે હું વાંધો લઉં છું, અને હે રાજા! હું તારી એમ ખાત્રી કરવા ઇચ્છું છું કે, બ્રાહ્મણ ધર્મ જેવા ઉદાર વિચારનો છે તેવા ઉદાર વિચારનો બીજો કોઈ પણ ધર્મ હજી સુધી દુનીઆમાં થયો નથી, અને ભવિષ્યમાં થાય તેમ પણ નથી. હે ઉદાર રાજા! બ્રાહ્મણ ધર્મ બરાબર સમજવા માટે કાંઈ આટલી જ બસ નથી, એ માટે તો ધર્મની બીજી ઘણી હકીકતો જાણવી જોઇએ. પણ મને ખેદ થાય છે કે. આપણી મુલાકાત બહુ થોડી થઈ, અને હવે તમને વખત નથી તો પણ જે ટુંક વખત છે. તેમાં એટલી વાત જાણી લ્યો કે અમારા મુખ્ય ધર્મની અંદર બીજા ઘણા પેટા ધર્મ હોય છે. જેમ કે, ધર્મની અદર એક સામાન્ય ધર્મ, બીજો વિશેષ ધર્મ અને ત્રીજો ખાસ જરૂરનો ધર્મ, પ્રસંગોપાત્ત આવી ન્હડેલો ધર્મ યત્તિ આપતકાળનો ધર્મ, એમ ત્રણ ધર્મ હોય છે. એટલે તમે ધારો છો એટલાં બધાં બંધનો નડતાં નથી. આ સિવાય અમારા ધર્મમાં ચાર આશ્રમ છે, તેમાં એક ગૃહસ્થાશ્રમ સિવાય બીજા બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યાસ એ ત્રણે આશ્રમમાં ખાવાપીવા વિગેરે બાબતમાં ઘણુ જ છૂટાપણુ ભોગવી શકાય છે એ સિવાય અમારામાં પ્રાયશ્ચિત્તવિધિ છે. તેથી અજાણ્યે જે ભૂલો થઇ ગઈ હોય તેની માફી મેળવી શકાય છે. આ બધી બાબતો જો તમે સમજો તો તમોને એમ ખાત્રી થઇ જાય કે, બ્રાહ્મણ ધર્મ બહુ જ ઉદાર વિચારનો ધર્મ છે.   ( અપૂર્ણ )

---

# વિદ્યાર્થીઓ અને સમાજસેવા.

લેખક:—રા. શંભુલાલ બેચરલાલ દવે.

વિદ્યાર્થી નાની ઉમરના હોય છે તેવે વખતે જ તેમને સારી અથવા નઠારી ટેવો પડે છે. કોઈ પણ કાર્ય કરવાનું હોય તો વૃદ્ધ માણસોથી એકદમ થઈ શકતું નથી. તેઓ માત્ર લાગ સાધીને ધીમે ધીમે જ કાર્ય પાર પાડે છે. યુવાન માણસો કોઈ પણ કામ તરત શરૂ કરી શકે છે. પ્રજાકીય કાર્ય હોય અથવા સમાજની સેવા કરવાનું હોય તો પણ તેમાં જાણે લડાઈના મેદાનમાં જવા જેટલા જ ઉત્સાહથી યુવાનો ભાગ લઈ શકે છે. ઉત્સાહ સાથે કાર્ય કરવાની શક્તિ યુવાવસ્થામાં જ હોય છે. એ ઉત્સાહને યોગ્ય રસ્તે દોરવવા માટે અનુભવી વૃદ્ધ માણસોની જરૂર જેમ યુદ્ધમાં રહે છે તે જ પ્રમાણે સમાજસેવાના કાર્યમાં પણ વૃદ્ધ અનુભવી નેતાઓની જરૂર રહે છે. તેમના વગર એવાં કામમાં ચાલી શકતું નથી. બેઉએ એક બીજાને મદદ કરવાની, વૃદ્ધોએ માર્ગ દર્શાવવાનો છે, યુવાનોએ એમની સલાહને માન આપીને વર્તવાનું છે. પણ તેમાં યુવાનોએ ઉત્સાહ રાખવો જોઈએ. તે વગર સમાજસેવાનું કામ બરોબર થઈ શકે નહીં. સમાજસેવાના કાર્યમાં સામાન્ય રીતે સર્વત્ર અને ખાસ કરીને આપણા દેશમાં કેટલાંક એવાં ભયસ્થાન છે કે જેમાં ગબડી પડવું બહુ જ સહેલું અને સ્વાભાવિક જણાય. એવાં એક બે ભયસ્થાન મને યાદ આવે છે તેથી તે વિષે અત્રે હું ઉલ્લેખ કરીશ.

પ્રથમ ભયસ્થાન એ છે કે સેવા કરનારના મનમાં એમ થાય કે "હું બીજા ઉપર ઉપકાર કરું છું; મારો તેમણે આભાર માનવો જોઈએ" આવો કોઈ પણ વિચાર ઉદ્ભવે તો તે સમાજસેવાના કાર્યમાં વિઘ્નકર્તા થઈ પડે. સમાજસેવાના કાર્યમાં જે વિદ્યાર્થી ભાગ લે તેમાં ઘણો ભાગ ઉચ્ચ ગણાતા વર્ણોમાંથી હોય એ સંભવિત છે. ગરીબ વર્ગનાં સુખદુઃખનો તેમને જાતિ અનુભવ હોતો નથી. તેથી એ ગરીબ લોકોની કુટેવો જોતા જ તેમને માટે દયાને બદલે તિરસ્કારની લાગણી ઉદ્ભવવાનો સંભવ રહે છે. એ લાગણી તેઓ ગુપ્ત રાખે છે પણ મનમાંથી દૂર કરી શકતા નથી. જ્યારે તેઓ ગરીબ વર્ગોમાં જાય છે ત્યારે તેમના પોતાના મનમાં જે વિચારો સામાન્ય લાગે તે આ ગરીબ વર્ગને તદ્દન જ અપરિચિત હોય એવું નિહાળવાનો પ્રસંગ આવે છે. આવી સ્થિતિ સહી જવાની શક્તિ યુવાનોમાં ઓછી હોય છે અને સહનશીલતા, પ્રીતિભાવ, વગેરે જે ઉચ્ચ સદ્ગુણો સર્વત્ર ખરા સુખના આધારરૂપ હોય છે તેવા સદ્ગુણો યુવાન વર્ગમાં ઓછા હોય છે. પણ તેમણે એ સદ્ગુણો ખીલવવા જોઈએ. એ ગરીબવર્ગમાં જઈ તેમની દ્વારા

સમાજની સેવા કરવી હોય તો તેમનામા રહેલા આવા અતિશય અજ્ઞાનથી આપણે નિરુત્સાહી થવુ ન જોઈએ કારણ કે તેમનામાં અજ્ઞાન છે તેથી જ આપણને આવી સેવા કરવાનો પ્રસંગ મળે છે. જો સર્વ લોકો સુશિક્ષિત હોય તો આ સેવા કરવાની જરૂર રહે જ નહીં એ જ તેમની ગરીબાઈ જોઈને કંટાળવુ પણ પ્રમાણે ન જોઈએ. જો તેઓ ગરીબ ન હોત તો તેમની સેવા કરવાના જે પ્રસંગ મળે છે તે મળત જ નહીં. પણ તેઓ અજ્ઞાન છે, ગરીબ છે, કુટેવોથી ઘેરાયલા છે માટે જ તેમની સેવા કરવાનો ધર્મ આપણને પ્રાપ્ત થાય છે. સેવા કરનારે તે ગરીબ, અજ્ઞાન અને કુટેવોથી ઘેરાયલા લોકોનામાં ઉત્સાહ ઉત્પન્ન કરવાનો છે. તેઓ પોતે જ પોતાની સર્વ મુશ્કેલીઓને જીતી શકે એમ છે, એવુ સ્વાભિમાન તેમનામા જગાડવાનું છે. જો એ મુશ્કેલીઓ જોતાં જ આપણા મનમાં તિરસ્કારની લાગણી ઉદ્ભવે ને આપણે એ લાગણીથી દોરાઇએ તો એનો અર્થ એટલો જ થાય કે ઓછા ગરીબ, વધારે વિદ્યા તથા સારી ટેવોના સારા સંસ્કારવાળા હોવા છતાં આપણે એ લોકોની ઉન્નતિ કરવાના કાર્યમાં નડતી મુશ્કેલીઓથી અત્યારથી જ હારી જઈએ છીએ અને તે જીતવાના કાર્યમાં અત્યારથી જ નાહિંમત બની જઈએ છીએ. જો આપણને એવુ થાય તો પછી એ લોકો નાહિંમત બને તેમાં તેમનો દોષ કેમ કહાય અને આપણે તેમને હિંમતવાન કેમ બનાવી શકીએ ? માટે આપણે નિરુત્સાહી ન થવુ જોઈએ અને તેમનાં અજ્ઞાન, ગરીબાઈ અથવા દુર્ગુણો માટે તિરસ્કારની લાગણી આપણા મનમાં પણ પેદા થતી અટકાવવી જોઈએ ખરી વાત એ છે કે તેઓ એવા તિરસ્કારને લાયક હોતા નથી. તેઓ અતિશય મુશ્કેલીઓ છતાં તે સામે ટકી રહેવા માટે જે ઉત્સાહથી અને ખંતથી પ્રયત્ન કરે છે તે જોતાં કદાચ તેઓ પોતાના એ ક્ષેત્રમા આપણા કરતાં પણ વધારે શ્રેષ્ઠ હોય અને આપણ-ને એમની પાસેથી શીખવાનું મળે એ સંભવિત છે. પોતાના વૃદ્ધવડીલોને વધારે સુખી કરવા માટે એ લોકો પોતે કેટલા સ્વાર્થત્યાગ આપે છે તે જોતા આપણે તેમને માટે માનની લાગણી ધરાવતા થઇએ એ સંભવિત છે. એટલા માટે આપણે જ્યારે એ લોકોમા જઈએ ત્યારે તેમને શીખવવા માટે જઈએ છીએ, એવો ભાવ ન રાખતાં મનમા એમ જ જાણવુ કે આપણે એમની પાસેથી કાંઈક શીખવા માટે જ જઈએ છીએ.

વળી વિચાર કરો કે એમની એવી નબળી દશા છે તેનુ કારણ આપણી સમાજ અને તેનુ બંધારણ છે. આપણે એમના કરતાં વધારે સુખી છીએ તે કેટલેક અંશે એમની દુ:ખી અવસ્થાને લીધે જ છે. પછાત પડેલા વર્ગોની સ્થિતિ સુધારવી,' એ શુ બ્રાહ્મણોનો ધર્મ નથી ? શુ તેમની સ્થિતિમાટે બ્રાહ્મણો આડકતરી રીતે જવાબદાર નથી ? બ્રાહ્મણોએ જે કાંઈ અત્યાર સુધી કર્યું છે તેમા તેઓનો કાંઈ સ્વાર્થ હતો કે એવી જ કાંઈક લોભી ધારણા હતી એવો અથવા એવા જ

પ્રકારનો બીજો કોઈ આક્ષેપ બ્રાહ્મણો ઉપર કરવાને કેટલાક જણુ બહાર પડે છે પણ હું તેઓમાંનો એક નથી પણ મારાથી એટલું કહ્યા વગર રહેવાતું નથી કે આપણુ તેમ જ આ ગરીબ લોકોની સ્વર્ગની સ્થિતિ હાલ છે તેની થવાના કારણો એક જ છે માત્ર તેને પરિણામે લાભ આપણને મળ્યો ને હાની એમને થઈ. પણ એ સ્થિતિ જાણે સુધારી શકાય જ નહિ એવી હોય એમ માનીને સંતોષપૂર્વક રહે નહીં એ મનુષ્ય તરીકે આપણી ફરજ છે. એ બજાવવામાં ફતેહ મેળવવા માટેની તૈયારીનું પ્રથમ પગલું એ છે કે વસ્તુસ્થિતિ વિષે ખરી વિગત મેળવવી. હાલના જમાનામાં યુવાનોમાં કેટલાક પોતાની જીંદગીનો મોટો ભાગ શહેરોમાં જ પસાર કરતા હોવાથી, ગામડાંઓના લોકો અને ગરીબ વર્ગોની સ્થિતિ વિષે તેમની માહિતી ઓછી રહે છે. પ્રજાનો દરેક વર્ગ પોતાની સ્થિતિમાં જ સંતોષ માની પોતાના વર્ગની બહાર કેવી સ્થિતિ છે, તે જાણવાને માટે બેદરકાર રહે છે અને "શાહજાદો અને ભીખારી" ની વાર્તામાં બન્યું તેમ બને છે. એમાં એક ઠેકાણે એમ આવે છે કે ગરીબ લોકો દુકાળથી પીડાવા લાગ્યા ત્યારે શાહજાદાએ તેમને શીખામણ આપી કે રોટલી ન મળતી હોય તો મિષ્ટાન્ન ખાઓ. ગરીબ અને ગામડાના લોકોને શહેરના સુખી વર્ગના લોકો કોઈ કોઈ વાર આવી જ શીખામણ આપે છે પણ તેનું કારણ માત્ર તેમનું પોતાનું અજ્ઞાન જ હોય છે. સમાજસેવાનું કાર્ય કરવાથી જનસમાજની ખરી સ્થિતિ જાણવામાં આવ્યા વગર રહેતી નથી. આપણે આ વાત તો ભૂલવી ના જોઇએ કે એ લોકો દુઃખી હોવા માટે કેટલેક અંશે આપણે પણ જવાબદાર છીએ.

"સમાજસેવાના કાર્યમાં પડનારને ફતેહ મેળવવા માટે એક વસ્તુની ખરી જરૂર પડશે અને તે એ જ કે અન્ય જનની સ્થિતિમાં પોતાને કલ્પી તેમનાં સુખદુ:ખનાં સાધનો, મુસ્કેલીઓ, લાલચો વગેરે બરોબર સમજી જવાની શક્તિ એક કવિ કહે છે કે કુદરતની આ કાર્યમાં એક જરા પણ અંશમાં પોતાનું કાર્ય નિર્વિઘ્ને કરવા દેવામાં આવે તો આખું જગત એક કુટુંબ જેવું બનતાં વાર ન લાગે. પણ આપણે આપણા સંસારવ્યવહાર ને ધર્મનાં કૃત્રિમ બંધનો એવાં ગોઠવ્યાં છે કે તે કુદરતને પોતાનું કાર્ય કરતાં અટકાવે છે. એક દૃષ્ટાંત તરીકે જુઓ કે ભિન્ન વર્ણો વચ્ચે લગ્નવ્યવહારના સંબંધમાં એક દલીલ એવી રજુ કરવામાં આવે છે કે "ભિન્ન વર્ણો વચ્ચેના લગ્નથી પ્રજા બગડે છે. પશુમાં પણ પોતપોતાની જાતિમાં જ વ્યવહાર હોય છે. ભિન્ન જાતિનાં પશુ કે પખી વચ્ચે જેવો વ્યવહાર હોતો નથી." હવે વિચાર કરો કે જાનવરોમાં જુદી જુદી જાતિ વચ્ચે જે તફાવત છે તેવો તફાવત એક બ્રાહ્મણ અને એક શુદ્ર વચ્ચે છે કે? જો નથી તો પછી આ દલીલનો અર્થ શો રહ્યો? આવી દલીલોથી અને તેના ઉપરે આધાર રાખતાં કૃત્રિમ બંધનોથી દૂર રહી સમાજસેવકે કુદરતને પોતાનું કાર્ય કરવા દેવામાં વધારે ઉત્સુક રહેવું જોઈએ. એવાં બંધનોથી દૂર રહી કાર્ય કરનારો સમાજસેવક જો બીજાની સ્થિતિ પારખી શકે

તો પોતાના કામમા આખરે એ વધારે ફતેહ પામે એવી આપણે ખાતરી રાખી શકીએ. સમાજસેવકે એક વાત તો યાદ રાખવી જ જોઈએ કે જે જે અનિષ્ટ સમાજમા છે તે બધાનો ઇલાજ માત્ર ધનથી જ થઈ શકવાનો નથી. કોઈ મનુષ્યને ગરીબાઇથી ઘેરાયલો જોતા તમને તરત ઇચ્છા થશે કે આ માણસને હું નાણાંથી મદદ કરૂં, પણ એ ઇચ્છા અમલમાં લાવતા પહેલા એ વિષે બારીક વિચાર કરવાની જરૂર છે. કોઈ કોઈવાર તો એવીરીતે મદદ કરવાને પરિણામે તે મદદ મેળવનાર વર્ગની સ્થિતિ સુધરવાને બદલે બગડે છે. સમાજસેવા કરનારે નાણાંની મદદ કરવા કરતાં પણ વધારે જરૂરનું તો જાતમહેનતરૂપે મદદ કરવી એ છે ભૂખ્યાને ભોજન આપવા માટેના અન્નછત્ર અને સદાવ્રતોથી ભિખારીઓની સખ્યામા વધારો થતો જોશો. એ સ્થાપનારની ઇચ્છા ઘણી સ્તુત્ય હતી પણ તેમણે એ ભૂલ કરી કે દ્રવ્યની મદદથી દુ ખ દૂર થશે ધારીને તે પ્રમાણે ઉપાય યોજ્યા. દુઃખીયાંની દાઝથી જે કાર્યં થાય તે દ્રવ્યથી થતુ નથી. એ કામ કેવુ કાર્ય કરી બજાવે છે તે જોવુ હોય તો "મુક્તિફોજ" "સેલ્વેશન આર્મી" નાં કાર્યં તરફ તમે નજરે ફેરવો. એના કાર્યમા ઘણી ખોડ છતાં સાંસારિક ઉન્નતિના વિષયમા એ કેવુ સ્તુત્ય પરિણામ લાવી શકે છે તે જુઓ. છતાં જો એ મંડળનું બંધારણ બહુ જડ થઈ જશે અથવા પોતાની શક્તિ ઉપરાંતનુ કાર્યં જો એ માથે લેશે તો એની શરૂઆત થઈ તે વેળા હકસલી નામના વિદ્વાને એની દુર્દશાનુ જે ભવિષ્ય ભાખ્યુ હતું તે ખરૂં પડવાનો પ્રસગ આવશે. આપણે આપણુ કાર્યં પોતાની શક્તિ અનુસાર અને સજોગોના ફેરફારોને અનુસરી બદલી શકાય એવી રીતે કરવુ જોઈએ.

છેવટે હું એટલું કહેવા માગું છુ કે યુવાન સમાજસેવકે રાજકીય બાબતોથી દૂર રહેવુ જોઈએ. આપણે યાદ રાખવાની જરૂર છે કે આપણે જે સ્થિતિમા મૂકાયલા છીએ તેને લીધે આપણામાંથી જેઓ આવા કાર્યં હાથ ધરે છે તેમને કેટલીક મુશ્કેલમાંથી પસાર થવુ પડે છે. પરદેશના લોકોની આપણા ઉપર રાજ્યકીય સત્તા છે તે વિષે તથા તેને લીધે આપણે કેટલા દુ ખી થઈએ છીએ તે વિષે છટાદાર ભાષણો કરવાનુ કામ એટલુ સહેલું છે કે જુવાનીના ઉત્સાહવાળા સમાજસેવકો તેમાં સપડાઈ જાય. એ બાબદો એવી છે કે તેને એકરીતે અથવા તેથી વિરૂદ્ધરીતે પુરવાર કરી શકાય એમ નથી, છતાં અભણવર્ગ એથી દોરવાઇ જાય એ ઘણું જ સ્વાભાવિક છે. પણ એવી બાબદોના ગુ થવાડાઓથી દુર રહીને સમાજસેવા સારીરીતે બજાવી શકાય એવા ઘણા રસ્તા છે. આપણી આસપાસ જે જે પ્રકારનાં દુ ખ ફેલાયલાં નજરે પડે છે તે સર્વં રાજકીય કારણોને લીધે જ ઉદ્ભવેલાં હોય એમ નથી. તેથી ઉલટી રીતે ઉલટુ આપણી રાજકીય સ્થિતિ આપણી દુર્દશા અને સાંસારિક અસમાનતામાંથી કેટલેક અંશે ઉદ્ભવી છે. આટલું તો કાંઈ પણ અતિશયોક્તિ વગર કહી શકાય કે જો દુનીયાના બીજા સર્વ દેશોમાં આપણો દેશ માનનીય પદવી પ્રાપ્ત કરવાનો સભવ છે એવુ આપણે ગણતા જોઇએ તો હાલનો રાજ્યકારોભાર આપણી ઉન્નતિના માર્ગમા વિઘ્નરૂપ

સાધારણમાં સાધારણ જ નહિ પરન્તુ ગરીબમાં ગરીબ માબાપને પણ તે પોષાઈ શકે તેમ છે. શાળાઓમાં ન્હાનાં બાળકોને ઇનામ આપવામાં આ પુસ્તક બહુ ઉપયોગી છે. રા. અંજારિયાના આ પ્રયાસને અમ્હેં અંતઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ.

ત્રિ.

૫. વેદાન્તસમુચ્ચયઃ—(શ્રીમચ્છંકરાચાર્યના વેદાન્તના સ્તોત્રો ઇત્યાદિનો સંચય-સંસ્કૃતમાં.) કર્તા—રા. બ્રહ્મર્ષિ હરેરામ શર્મા—અમદાવાદ. મૂલ્ય અઢી રૂપીઆ.

આ પુસ્તકમાં વેદાન્તિઓને ઉપયોગી ઘણી વસ્તુઓનો સંગ્રહ છે. પ્રથમ તો શ્રીમચ્છંકરાચાર્ય—જેમના ગ્રંથો સર્વત્ર લોકપ્રિય છે અને ઉત્સાહથી અને માન સહિત જેમનાં અભ્યાસ પાત્ર છે—તેમનાં સ્તોત્રો આ પુસ્તકમાં આપ્યાં છે. શ્રી વાણી વિલાસ પ્રેસ તરફથી છપાયલી શ્રી શંકરાચાર્યની સમગ્ર ગ્રંથાવલીમાં બાર ભાગમાંથી આશરે ત્રણમાં તેમના સ્તોત્રોનો સમાવેશ થાય છે. એ પુસ્તકમાંનાં ઘણાં તો જુદા જુદા દેવ દેવીઓનાં સ્તોત્રો છે. પરન્તુ આ પુસ્તકમાં તો ખાસ વેદાન્ત વિષયનાં જ—અને તેમાં વળી વિજ્ઞાનનૌકા, ચર્પટપંજરિકા, મોહમુદ્ગર ઇત્યાદિ જે મુખ્ય ગણાય છે, અને સર્વત્ર લોકપ્રિય છે તે જ સ્તોત્રો આપવામાં આવ્યાં છે.

સ્તોત્રો પછી શ્રી શંકરાચાર્યના ન્હાના પણ બોધપૂર્ણ ગ્રંથો—અપરોક્ષાનુભૂતિ, વિવેકચૂડામણિ, ઉપદેશ સાહસ્રી ઇત્યાદિ, આપવામાં આવ્યા છે. ત્યારપછી શ્રીમદ્ભગવદ્ગીતા સંપૂર્ણ છાપી છે. તેની ઉપયોગિતા સ્હેજમાં જ વાંચકો સમજી શકશે.

છેવટે બ્રહ્મસૂત્રો (મૂલમાત્ર) આપવામાં આવ્યા છે. તે પુસ્તકનું ગૌરવ વધારે છે. પણ વાંચકોને તેના ભાષ્ય વિના આ બહુ ઉપયોગી નીવડશે નહિ એવું અમને લાગે છે જો કે જેઓ સમગ્ર ભાષ્ય એક વખત શિખી ગયા હોય તેમને પુનરાવૃત્તિ કે નિત્ય પઠનને સારૂ ઉપયોગી થાય.

આમ આ પુસ્તકમાંથી આત્મોદ્ધારનાં ઉત્તમ સાધનો વાંચકોને મળે એમ છે. પુસ્તક નિર્ણય સાગર પ્રેસમાં છપાયલું હોવાથી છપાઈ સુંદર અને શુદ્ધ છે.

ત્રિ.

૬. રજની.—મૂળ બંગાળી લેખક બાબુ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય, ગુજરાતીમાં ભાષાન્તર કર્તા—રા. મોહનલાલ મકનદાસ મહેતા તથા રા. ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ, પ્રકાશક રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટી તરફથી, પૃષ્ઠ ૧૬૨, મૂલ્ય રૂ. ૦—૧૨—૦.

બાબુ બંકિમચન્દ્રે મૂળ બંગાળી ભાષામાં લખેલી "રજની" નામની નવલકથાના ગુજરાતી ભાષાન્તરને આપણું સાહિત્યકોષમાં સત્કાર આપતાં અમને આનન્દ થાય છે. ગુજરાતમાં પુસ્તકપ્રકાશક સંસ્થાઓ પાંચ છે.—ગુ. વ. સોસાઈટી, ફાર્બસ સભા, ગુજરાતી મુદ્રાલય, વડોદરા

સંસ્થાનનું કેળવણીખાતું અને સસ્તું સાહિત્ય પ્રસારક મંડળ. આ પુસ્તકપ્રકાશક સંસ્થાઓની સંખ્યામાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટીની સ્થાપનાથી એકની વૃદ્ધિ થઈ છે, જો કે કાર્યપદ્ધતિની બાબતમાં તેથી કાંઈ ખાસ નવીનતા આવી નથી. આ કથન માત્ર હકિકતના નિવેદનના આશયથી કરવામાં આવ્યું છે, દોષસૂચનનો હેમાં હેતુ નથી. આ નવી સંસ્થાના મુખ્ય પ્રેરક પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર છે. ગુજરાતના મન્દોત્સાહ પ્રાન્તમાં સાહિત્ય પરિષદને વહીવટી ધોરણ ઉપર જેટલી મૂકી શકાય તેટલી મૂકવામાં અને ભંડોળ કમિટી સ્થાપવામાં તેમનો ખાસ હિસ્સો છે ભંડોળ કમિટીને વધારે સ્થાયી અને મજીબ પાયા ઉપર મૂકવાનો પ્રયાસ તેઓ હજી પણ કરી રહ્યા છે. હેમના તે સ્તુત્ય પ્રયાસની સફલતા ઇચ્છવાની અમ્હે આ તક લઈએ છિએ

બંકિમબાબુનું નામ સમસ્ત ભારતવર્ષમાં મશહૂર છે "બન્દે માતરમ્"નું રાષ્ટ્રગીત એ તે ધન્યલેખકની કૃતિ છે બંકિમ બાબુની અનેક રસભરી નવલકથાઓમાંની "રજની" એ એક છે. એ નવલકથાનું ગુજરાતીમાં સ્વ. નારાયણ હેમચન્દ્રે "માણેક" એ નામથી રૂપાન્તર કરેલું છે, પરન્તુ જેમને બંગાળીનો અને ગુજરાતીનો સારો પરિચય હોય તેવા યોગ્ય પુરૂષોને હસ્તે સારાં બંગાળી પુસ્તકોના ગુજરાતી ભાષાન્તરો થાય એ અતિશય જરૂરનું છે "રજની"નું ભાષાન્તર એ દિશામાં એક પ્રયાસ છે એ પ્રયાસની સફલતાનું મૂલ્ય તો બંગાળી ભાષાના જ્ઞાતાઓ જ આંકી શકે, અમ્હે તો માત્ર એટલું જ કહી શકીએ એમ છે કે કેટલેક સ્થાને વિલક્ષણ વાક્યરચનાઓ અને કેટલેક સ્થાને પ્રાન્તિક અને ગ્રામ્ય લાગતા પ્રયોગો એ બેની ન્હાની સંખ્યા બાતલ કરીએ તો ભાષાન્તર સરલ અને સરકારી લાગે છે. રા. મોહનલાલે તથા રા. ભગવાનલાલે કાળજીથી ભાષાન્તર કરવામાં અને રા. બળવંતરાયે તે ધ્યાનથી જોઈ જવામાં જે શ્રમ લીધો છે તે સર્વરીતે અભિનન્દનને પાત્ર છે. રા બળવંતરાયે પ્રારમ્ભમાં લખેલો "પ્રવેશક" વિવેકયુક્ત અને રસિક છે, જો કે હેમના અભિપ્રાયો અમને સર્વાંશે સમ્મત નથી.

મૂલ કથાના સમ્બન્ધમાં બે બાબત કરતાં વિશેષ અમ્હે અત્ર કહી શકીએ તેમ નથી તે બે બાબતમાં એક એ છે કે આત્મકથનોથી કથા કહેવાની પદ્ધતિ કથનપદ્ધતિઓમાં એક સુન્દર અને મનોરંજક વિવિધતા ઉમેરે છે, અને બીજી એ છે કે વસ્તુની પસંદગીમાં તથા હેની ગુંથણીમાં બંકિમ બાબુ ઉચ્ચ કલા દર્શાવે છે એટલું જ નહિ, પરન્તુ હેમની શૈલી પણ અદ્ભુત મનોહરતાથી યુક્ત છે.　　　ચ. ન. પ.

૭. પ્રિયદર્શના નાટિકા—[ચક્રવર્તીકવિ હર્ષદેવની સંસ્કૃત નાટિકા ઉપરથી ગુજરાતીમાં રચી પ્રસિદ્ધ કરનાર, શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ. અમદાવાદ આવૃત્તિ ૧ લી પૃષ્ઠ કુલ ૨૦૦. મૂલ્ય રૂ ૦-૮-૦ ]

સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવે સાહિત્ય-રસિક, ચક્રવર્તી રાજા શ્રી હર્ષદેવની પહેલી સંસ્કૃત, સુપ્રસિદ્ધ નાટિકા પ્રિયદર્શિકાની પ્રસ્તુત ગુજરાતી ગ્રંથિકા, પ્રિયદર્શના પ્રકટ કરેલી છે. રા૦ કેશવલાલભાઈના, સંસ્કૃત કાવ્ય અને નાટકોનાં સુંદર, રસભર અને ભાવવાહી છાયાત્મક ભાષાંતરોથી રસિક ગુર્જર સમાજ સારી રીતે પરિચિત છે, એટલે તેને પ્રસ્તુત ગ્રન્થિકામાં, સુગમતા, રસિકતા અને કુશલતા આદિ અનેક ગુણો સહજ જણાયા વિના રહે તેમ નથી. પ્રિયદર્શનાનું વસ્તુ જ રસિક છે, તેમ તેનું પ્રસ્તુત ભાષાંતર પણ એવું જ સંસ્કારી, શુદ્ધ અને સરળ થયું છે કે જેથી સામાન્ય વાચક વર્ગને તો જાણે તે એક સ્વતન્ત્ર કૃતિ જ હોય એવો ભાસ થાય એમ છે તે વાચનનો આનંદ પણ અંત પર્યંત સતત આપે છે. વળી કુશલ સંશોધન, સૂક્ષ્મ બુદ્ધિથી યોજાયલો પાઠનિર્ણય અને યોગ્ય અર્થાનુસારી ભાવવાહી પદયોજના આદિ તેનાં તત્ત્વો કેશવલાલભાઈની વિદ્વત્તા, સૂક્ષ્મપરીક્ષક બુદ્ધિ અને ઝીણી રસવિવેક શક્તિનો ઉત્તમ ખ્યાલ સ્પષ્ટરીતે આપે છે. તેઓ ગુજરાતી ભાષાના અને ગુજરાતી પ્રજાના હૃદયના નિપુણ જ્ઞાતા હોવાથી તેમણે મૂળ નાટિકાનાં ભાવ અને ખૂબી ખરી કુશલતાથી જાળવ્યાં છે તેમ યત્કિંચિત્ બદલાવ્યાં પણ છે, જેથી આ નવીન સંસ્કરણને લોકભોગ્ય કરવાને તેઓ વિશેષ અંશે સફળ થયા છે. સંસ્કૃત ભાષાની ખૂબી ખાસ તેના લલિત શબ્દો અને સમાસપદોમાં રહેલી છે, એટલે ગુજરાતી ભાષામાં સુંદર અને સુશ્લિષ્ટ વર્ણનોના અને ભાવવાળા ગહન શ્લોકોનું સમશ્લોકી સરસ અને સરલ સંસ્કરણ કરવું એ દુર્ઘટ થઈ પડે છે, અને ઘણી વેળાએ તો દુર્બોધ પણ થાય છે. પરંતુ રા. શ્રી કેશવલાલભાઈએ તેમના ઉજ્જ્વલ ભાષાજ્ઞાનથી અને ઊંડી શબ્દવિવેકશક્તિથી આવા શ્લોકોનું સમશ્લોકી સંસ્કરણ જાણે રમતમાં કર્યું હોય, એમ લાગ્યા વિના રહેતું નથી, એટલું જ નહીં પણ જાણે તે સ્વતંત્ર કાવ્ય હોય એવો મોહ પણ એ ઘડી વાચકના મન ઉપર છાઈ શકે છે. એવાં અનેકમાંથી માત્ર બે જ રસિક અને યથાર્થ ભાવગ્રાહક દૃષ્ટાંત અત્રે ટાંક્યાં છે —

( અંતર ) નાટકમિષે આરણ્યકા ( પ્રિયદર્શના ) અને રાજા પ્રેમપાશમાં બંધાયાનું જાણી રાણી વાસવદત્તા રોષે ભરાય છે, છતાં તે રોષ છૂપાવવા પ્રયત્ન કરે છે, ત્યારે રાજા કહે છે કે,

( શાર્દૂલ )

ભાળો છો મધુર, તથાપિ તમ આ રાતાં બન્યાં નેન છે.
બોલો મીઠું, પરંતુ ગદ્ગદ નરી દીસે વળી વેણ છે.
લો છો શ્વાસ ભલી વિધિ, તદપિ આ છાતી કયમે ઉછળે ?
યત્નો સ્પષ્ટ છતાં છતો થઈ જતો આ કોપ કો ના કળે ?

( અંક ૩ શ્લોક ૨૩. પાનું ૧૦ મું )

પ્રવીણ સાગર ૨. ૩-૮-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

વળી ત્રીજું, રાણીએ કેદ કરાવેલી આરણ્યકા ( પ્રિયદર્શના ) કંટાળી, વિષ ખાઈ મરવા પડી હતી, તે રાજાએ વિષ ઉતારતાં અર્ધ જાગૃત થાય છે, તે વેળા રાજા પોતાની અને આરણ્યકાની સ્થિતિ સરખાવતાં કહે છે કે,

> એની આંખ મીંચાય, દૃષ્ટિ પણ હા મારી હીંસે આંધળી !
> એનો કંઠ રૂંધાય, કિંતુ મમ હા બોલી બને ગળગળી !
> એના પ્રાણ પળે, પરંતુ જડ હા છે માહરી દેહડી
> એ દાખે વિષવેગ, હું તદપિ હા વેદૂં છું પીડા વડી !
>
> ( અંક ૪ શ્લોક ૯ પાનું ૯૫ મું. )

આ શ્લોકો વાંચતાં, મૂળના શ્લોકને નહીં જાણનારા વાચકો પણ સંપૂર્ણ સરળતા અને સ્પષ્ટતાથી તેનો મંજુલ રણકારયુક્ત સુંદર ભાવ ગ્રહણ કરી શકે છે.

અલબત્ત રા. કેશવલાલ ભાઈએ પ્રસ્તુત ભાષાંતરને ઘણેક સ્થળે, મૂળમાં નહીં પણ મૂળ ભાવને વિશેષ સ્પષ્ટ અને સુરસ કરવા આવશ્યક જણાતાં વચનો ઉમેરી, વિશેષ ભાવાનુકૂલ અને રસિક કર્યું છે, તેમ કેટલેક સ્થળે તેમને ભાવાનુકૂલ નહીં લાગેલાં અથવા તો સરળતામાં બાધક જણાયલાં મૂળનાં પદો પડતાં મૂક્યાં છે, તો કેટલેક સ્થળે મૂળ પાઠને બદલી ચર્ચાસ્પદ કલ્પિત પાઠની યોજના કરી છે, છતાં એકંદરે, તેમનું પ્રિયદર્શનાનું, આ ગુજરાતી અવતરણ ઘણી જ ખુબીથી મૂળના ભાવ અને તાત્પર્યનો સબળ પરિચય કરાવે છે.

પ્રત્યેક ભાષાંતર સાથે તેના કર્તાનો અને તેના કાળનો પરિચય વાચકને નિપુણતાથી શાસ્ત્રીય સંશોધનપુરઃસર કરાવવાનો સંપ્રદાય રા. કેશવલાલભાઈએ યોગ્ય રીતે સ્વીકાર્યો છે તેમનું સંસ્કૃત સાહિત્ય અને પુરાતત્ત્વનું જ્ઞાન સર્વગ્રાહી અને મર્મસ્પર્શી હોવાથી પ્રકૃત વિષયને તેઓ પૂરે પૂરો ન્યાય આપે છે. પ્રસ્તુત પ્રિયદર્શનાના ઉપોદ્ઘાતમાં રા. કેશવલાલભાઈએ તેના કર્તા હર્ષવર્ધન ચરિત ઇતિહાસનું તેમ જ તેના રાજ્યપ્રદેશની સ્થિતિ તેના દિગ્વિજયની સફળ પ્રવૃત્તિઓ, તેના સમયના ભરતખંડની અને તેની સરહદની રાજ્યદ્વારી પરિસ્થિતિ આદિનો અસ્ખલિત શૃંખલાબદ્ધ વૃત્તાંત ઘણી જ રસિક રીતે, ઐતિહાસિક, સાહિત્યવિષયક તેમ જ દાનપત્રાદિક છૂટાં છવાયાં પણ પ્રમાણભૂત સાધનોને એકત્રિત કરી પૂરી ઝીણવટથી આપેલો છે, અને જ્યાં જ્યાં સ્વીકૃત પૂર્વ મતથી છૂટા પડી પોતાની માન્યતા સિદ્ધ થાય એમ છે ત્યાં ત્યાં પોતાનો મત સ્પષ્ટ દર્શાવે છે. આ ઉપોદ્ઘાતમાં શ્રી હર્ષના સમયનો અસ્ખલિત ઇતિહાસ રસભર આલેખવા સાથે તેની રાજ્યનીતિ, ધર્મનીતિ આચરણ આદિ સંબંધી પણ વિશેષ પ્રકાશ અને

---

શ્રીકૃષ્ણચરિત્ર રૂ. ૧-૮-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

અનેક અમૂલ્ય સૂચનાત્મક વૃત્તાંતનું નિરૂપણ શ્રી કેશવલાલભાઈએ કરેલું કુશલતાથી છે વળી પ્રસ્તુત નાટિકા શ્રી હર્ષે રચેલી નથી, એવા મતને ખાસ તેમ જ આંતર પ્રમાણોથી તેમણે તોડી હર્ષની જ રચાયલી હોવાનું અને તે તેની પ્રથમ કૃતિ હોવાનું સિદ્ધ કર્યું છે. આ ઉપોદ્ઘાત શ્રી કેશવલાલભાઈનો ગહન અભ્યાસ, સૂક્ષ્મ અવલોકન અને સઘન વિચારવિવેકશક્તિનો તેમ જ પુરાતત્ત્વના ઉચ્ચ પ્રતિના જ્ઞાનનો પ્રબળ પરિચય કરાવે છે. તેમાં સમાવેલી અનેક ચન્દ્રાક્ષર બિમતો તેમના સઘન વિદ્યાવ્યાસંગ અને અવિરત સત્યશોધક પરિશ્રમનો ઉત્તમ ખ્યાલ વાચકને આપ્યા વિના રહે તેમ નથી. આ સર્વનો ખરો ખ્યાલ પ્રસ્તુત ઉપોદ્ઘાત વાંચ્યાથી સહજ રીતે આવે એમ છે.

વાચકોએ તેઓશ્રીનાં અન્ય ભાષાંતરોનો જેમ માનનીય સત્કાર કર્યો છે તેમ પ્રસ્તુત નાટિકાનો પણ સત્કાર કરશે, એ વિષે કશો શક રહેતો નથી, કારણ આ બહુગુણવાળું શિષ્ટ અને સંસ્કારી ભાષાંતર જ તેના સર્વોત્તર સુંદર તત્ત્વોથી લોકાદર આકર્ષવા સમર્થ છે.

જા.

૮. 'વસઈનો ઘેરો અથવા પેશવાઈના પ્રકાશનું એક કિરણ.' ('પ્રજાબન્ધુ'ની સને ૧૯૧૬ ની ભેટ) કર્તા—રા. સુનીલાલ વર્ધમાન શાહ. મૂલ્ય રૂ. ૧.

ઇતિહાસનું લક્ષ્યબિંદુ આંખ આગળ રાખી, માત્ર રસ જમાવવાની ખાતર તેમાં કાલ્પનિક સંજોગોનો સમાવેશ કરી, વાર્તારૂપે જનસમાજના વાંચવામાં ઐતિહાસિક પ્રસંગો વિશેષ આવે, સાધારણ જનસમાજને તે વિશેષ પ્રિય થઈ પડે એ હેતુથી નવા વર્ષની ભેટ તરીકે એક ઐતિહાસિક નવલકથા આપવાનું માન 'ગુજરાતી'ના તંત્રી સદ્ગત સાક્ષર શ્રી ઇચ્છારામને ઘટે છે. 'પ્રજાબન્ધુ'એ પણ આજ ૭ સાત વર્ષ થયાં એ રીત ચાલુ કરી છે અને ચાલુ વર્ષની ભેટ તરીકે 'વસઈનો ઘેરો અથવા પેશવાઈના પ્રકાશનું એક કિરણ' એ નામની ઐતિહાસિક વાર્તા ભેટ તરીકે આપી છે. આપણને શીખવવામાં આવતા ઇતિહાસોમાં આપણી પડતીના જ કારણો બધે બતાવવામાં આવે છે, અને પડતીના જ પડઘા જ્યાં ત્યાં સાંભળવામાં આવ્યા છે એટલે આપણા પ્રકાશનાં કિરણો જાણવાની ખરેખરી આવશ્યકતા છે અને તે આ વાર્તાના લેખક રા. સુનીલાલ વર્ધમાન શાહે પૂરી પાડી છે તેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

વિશ્વાસરાવ અને જ્યોતિર્મયીના પ્રેમ પ્રસંગ સિવાય અન્ય વસ્તુ મ્હોટે ભાગે ઇતિહાસ ઉપરથી જ લીધી છે અને તેમ કરવામાં તેમણે જે પરિશ્રમ લીધો છે તે સફળ થયો છે પશ્ચિમનું એટલું બધું જ સારૂં અને પૂર્વનું તે સઘળું નઠારૂં એવું માનનારાઓને આ વાર્તા વાંચવાની ખાસ જરૂર છે. સુધરેલા યુરોપથી વેપાર કરવાને મસે પ્રથમ પગ પેસારો કરનારા પોર્ટુગીઝોએ ધર્મને ન્હાને કરવા માંડેલો અત્યાચાર, જમ બનિયાએ ચઢેલા અલાઉદીન અને ઔરંગઝેબની રીતિ-

નીતિથી કોઈ પણ રીતે ઉતરતો નથી એ આપણે જાણવા જેવું છે. ઇતિહાસમાં એવા પ્રસંગો નજરે પડતા નથી અને તેથી ત્હોટે ભાગે આપણે સત્ય કથનોથી અજાણ રહી યુરોપનું સઘળું ઉજળું એટલું દુધ દેખીએ છીએ.

બાજીરાવ, ચીમણાજી, વિશ્વાસરાવ અને જ્યોતિર્મયીનાં ચિત્રો સારાં આલેખાયાં છે. દેશ સેવાની ખાતર મૃત્યુપર્યંત દરિદ્રાવસ્થામાં રહેવાનો વીર વિશ્વાસરાવનો વિચાર, વસઈની પ્રજાને પોર્તુગીઝોના અત્યાચારમાંથી મુક્ત કરવાનો અને ગમે તેમ કરી પણ વસઈને સર કરવાનો બાજીરાવ અને ચીમણાજીનો દઢનિશ્ચય આપણા દેશબન્ધુઓને વિચારવા જેવાં છે વિશ્વાસરાવની દેશસેવા અને સ્વામીસેવા પ્રશંસાપાત્ર છે.

રા. શાહની શૈલી સાદી અને સરળ છે. વાર્તાનો રસ એકસરખો જળવાયો જાય છે.

'સો વર્ષ જીવતો રહે જે' (પા ૧૦૨) એને બદલે 'સો વર્ષનો ડોસો થજે' એ વાક્ય અમને વધારે પરિચિત લાગે છે 'તે તો બિચારો વસઈના યુદ્ધમાં એકાદ મહિના પ્હેલાં કામ આવી ગયો છે' (પા. ૧૨૧) એ કંઈક અંગ્રેજી શૈલીનું વગર કારણનું અનુકરણ લાગે છે

રા. શાહ તરફથી આવાં અનેક પ્રકાશનાં કિરણો નીકળી ઇતિહાસરૂપી અંધકારમાં ડૂબેલી આ આર્ય ભૂમિને સતેજ કરે એવી અમ્હારી અભિલાષા છે.

રા. સો. દ.

---



---

# લૉર્ડ હાર્ડિંજ અને લૉર્ડ ચેમ્સફર્ડ.

લેખક —રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

*"If the Viceroy designate is, however " anxious to win the hearts of Indians, he will have to do much more than develop municipal government and education Indian aspirations for concessions in the matter of self-government-much larger than those given by Lord Morley- have never been so high as they are to-day. All responsible Indians have refrained from carrying on any agitation that might embarrass us during this crisis but the recent sessions of the Indian National Congress and the Moslem League have shown how Indians are building on obtaining another instalment of political concessions."—Review of Reviews. March 1916.*

હિન્દુસ્થાનની રાજનિષ્ઠ પ્રજાનું હૃદય નવા વૉઈસરાય લૉર્ડ ચેમ્સફર્ડને ઉપલા શબ્દોમાં યોગ્યરીતે સમજાવવામાં આવ્યું છે. "હિન્દુસ્તાનની પ્રજાનાં હૃદયને વશ કરી લેવાની પ્રબલ ઇચ્છા અધિકારે ચ્હડનાર વૉઇસરાય રાખતા હોય તો ત્હેમણે સ્થાનિક સ્વરાજમાં વિશેષ સ્વાતંત્ર્ય જ આપવાના કે કેળવણીનો વધારે વિસ્તાર કરવાના કરતાં ઘણું વધારે કરવું પડશે. સ્થાનિક સ્વરાજ્ય સમ્બન્ધમાં લૉર્ડ મોર્લીએ જે સ્વાતંત્ર્ય આપ્યું છે તે કરતાં વધારે વિશાળ છુટ મેળવવા માટે જેવા અભિલાષ હિન્દવાસીઓ આજે રાખે છે તેવા પૂર્વે કોઈ વખત ત્હેમણે રાખ્યા ન હતા. જવાબદારી સમજતા સર્વ હિન્દવાસીઓએ આ બારીક પ્રસંગે આપણને ગુંચમાં નાખે એવી દરેક હીલચાલ જતી કરી છે, પરન્તુ વધારે રાજકીય હક્કોનો બીજો હપ્તો લેવાની એ કેવી તૈયારી કરે છે એ વાત ઇન્ડિઅન નેશનલ કૉન્ગ્રેસની અને મુસ્લીમ લીગની છેલ્લી બેઠકો ઉપરથી જણાઈ આવે છે."—રીવ્યુ ઑફ રીવ્યુઝ. માર્ચ ૧૯૧૬.

ન્હાડા પાંચ વર્ષપર્યંત જ્વલંત અધિકારપદ ભોગવ્યા પછી, રાજ્યના અનેક કટોકટને પ્રસંગે પુરેપુરી રાજદક્ષતા અને બુદ્ધિચાતુર્ય અને વાત્સલ્યથી હિન્દવાસીઓનાં હૃદયને પ્રેમથી અને સન્માનથી વશ કરી લેનાર વાઇસરાય લૉર્ડ હાર્ડિંજ, ચાલુ માસની શરૂઆતમાં આ દેશને છેલ્લી સલામ કરી ગયા છે. એ છેલ્લી સલામમાં પણ ત્હેમના અમીરી હૃદયમાં પ્રેમના સાત્વિક અંશો હતા. 'હિન્દ માટે પ્રેમ હતો, છે અને રહેશે' એ ત્હેમના છેલ્લા શબ્દો કયા હિન્દવાસીને લૉર્ડ હાર્ડિંજ માટે પ્રેમ

અને માન ઉત્પન્ન નહિં કરે ? આ ટુંકી નોંધમાં લોર્ડ હાર્ડિંજની કારકિર્દીના અનેક ઉજ્વલ પ્રસંગોનાં દર્શન કરાવવાનું બની શકે તેમ નથી પરન્તુ વિદાય થયેલા એ લોકપ્રિય નામદારે પોતાના જે સદ્ગુણથી, પોતાના જે વાત્સલ્યભાવથી અને પોતાની દીર્ઘદૃષ્ટિથી જે ઉદાર રીતિએ આ દેશની પ્રજાનું હૃદય જે પ્રમાણમાં જીતી લીધું છે એ પ્રમાણ ખરેખર બહુ વધી જાય છે ૧૯૧૦ ના નવેમ્બર માસમાં આ દેશનો કિનારા ઉપર પગ મુકયા પછી એક અમીર રાજદ્વારી પુરૂષને છાજે તેવી રીતે હેમણે પોતાની કારકિર્દી શરૂ કરી. ૧૯૧૧ ના વર્ષમાં હિન્દુસ્થાનની રાજ્યધાની કલકત્તેથી કેટલાક વિઘ્નસંતોષીઓના અનેક મ્હેણાંટોણાં અને ભયંકર ગર્જનાઓ વચ્ચે રહી દિલ્હી ખાતે ફેરવી નાખી હિન્દુસ્તાનના ઇતિહાસના એ મહાન્ પ્રસંગે આ દેશને તેમણે જે લાભ કરી આપ્યો છે તે ખરેખર મહત્વનો છે. ૧૯૧૨ માં દિલ્હીપ્રવેશના સમયે કેટલાક ભીરૂજનો તરફથી તેમના ઉપર જે નીચ ખુની હુમલો કરવામાં આવ્યો હતો તેનો ન્યાય, કાનપુરના તોફાન વખતે હેમણે જે કાર્યદક્ષતા દર્શાવી હતી તે તથા સર્વ કરતાં વધારે મહત્વની બાબત તે આફ્રિકાના આપણા દેશબન્ધુઓની ત્રાસજનક દુ:ખી ચીચીઆરીઓ દુર કરવામાં હેમણે જે સહાય આપી છે તે તથા હિન્દથી વિદાય થતાં થતાં પણ 'ઇન્ડિઅન ઇન્ડેન્ચર્ડ લેબર સીસ્ટમ'નો સંતોષકારક નિર્ણય એવા અનેક પ્રસંગોના પરિણામે હિન્દે હેમના ઉપર ન્યાયસર વિશ્વાસ મુકયો હતો. હિન્દવાસીઓના હૃદયના અનેક ઉન્નત અભિલાષોને અને રાજકીય સ્વાતંત્ર્યના મહત્વના આવિર્ભાવોને આ અમીરી રાજદ્વારી પુરૂષે અન્ય કોઈપણ વૉઇસરાય કરતાં વધારે સાહાય્ય અને વેગ આપ્યાં છે. હિન્દને એવા ભલા અને ઉદારચરિત જ વૉઇસરાયની જરૂર છે. એમની પછી ધારણ કરતા અધિકારીના શિર ઉપર જોખમદારી વધી છે લોર્ડ હાર્ડિંજે જે સત્કાર્યો કરી આ દેશની અને દેશજનોની પ્રીતિ મેળવી છે તે કરતાં અધિક પ્રીતિ અને સન્માન મેળવવાને લૉર્ડ ચેમ્સફર્ડ ભાગ્યશાળી નીવડે એ અમારા હૃદયની પ્રથમ ઇચ્છા છે.

લૉર્ડ હાર્ડિંજના રહાડા પાંચ વર્ષની કારકિર્દી તરફ કેવળ નજર નાખી જતાં પણ હેમની સફલ રાજનીતિના સત્ય અંશો સ્હેજમાં દષ્ટિ સમક્ષ તરી આવે તેમ છે. હિન્દુસ્થાનની પ્રજાને જેમ બને તેમ વધારે શાન્તિ મળે, એ પ્રજામાં ઐક્યનાં સાત્વિક લક્ષણો વધારે દૃઢિભૂત થાય, બુદ્ધિશાળી હિન્દવાસીઓ સાથે ગાઢ પરિચય અને હેમના હૃદયની સહાનુભૂતિથી કાર્ય કરવાની પદ્ધતિ, આ દેશમાં કેળવણીનો બનતો વિસ્તાર કરવો અને સામ્રાજ્યમાં હિન્દની પ્રતિષ્ઠા વધારી સામ્રાજ્યનું ગૌરવ વધારવું એ હેમની રાજનીતિ હતી. પોતાના આ વિચારો યથાશક્તિ થોડાઘણા પ્રમાણમાં તે આચારમાં મુકી શકયા છે અને તેથી—તેના પરિણામે આ દેશની પ્રજાનાં હૃદયમાં તે બીજા કોઈ પણ વૉઇસરાય કરતાં વધારે સ્થાન મેળવી ગયા છે. લૉર્ડ રીપન અને લૉર્ડ હાર્ડિંજ જેવા અમીર પુરૂષોની કાર્યદક્ષતા હિન્દુસ્થાનના નવા આવતા સર્વ

વૉઇસરાયમાં હોવી જોઈએ  હિન્દુસ્થાનને એવા વૉઇસરાયની જરૂર છે. આ દેશનુ હ્રદય સમજનાર, આ દેશના ઉન્નત અભિલાષો, આ દેશની અનેકવિધ પ્રબલ હાજતો અને આ દેશની કીર્તિ, પ્રતિષ્ઠા અને ગૌરવ વધારવાની હ્રદયથી ઇચ્છા, હિન્દને અને હિન્દવાસીઓને પોતાનાં જ ગણી તેમના તરફ પ્રેમ અને સન્માનથી જોનાર વૉઇસરાય હિન્દને જોઇએ છીએ

*નવા વૉઇસરાય લૉર્ડ ચેમ્સફર્ડે આ દેશનુ રાજસુકાન ચાલુ માસની શરૂઆતથી હાથમાં લીધું* છે. અને અમને સંપૂર્ણ આશા છે કે "હિન્દ અને હિન્દવાસીઓ" ને પોતાના ગણી હિન્દની કલ્યાણકારક અનેક સત્પ્રવૃત્તિઓમાં સાચા અમીરી હ્રદયથી પ્રસન્નતા મેળવશે. હિન્દનું સાચું હ્રદય સમજવાને માટે વૉઇસરાય લૉર્ડ હાર્ડિંજે જે પ્રશસ્ત અને ઉદાર રાજનીતિ ગ્રહણ કરી હતી તે કરતાં પણ સવિશેષ ઉદારચરિત રહી, હિન્દના અનેક બુદ્ધિશાલી આત્માઓ સાથે હ્રદયથી એક થઈ, ત્હેમના વિચાર જાણી, ત્હેમની મારફતે દેશની અનેકવિધ પ્રવૃત્તિઓથી સહ્રદય માહિતગાર બની, ત્હેમની જ મારફતે આ દેશનું હ્રદય સમજી નામદાર લૉર્ડ ચેમ્સફર્ડ હિન્દનુ રાજ્યતંત્ર પ્રેમથી ચલાવશે એવી અમે દ્દઢ આશા રાખીએ છીએ. હિન્દને સ્વરાજ્ય જોઇએ છીએ, દેશના રાજકારોબાર અને રાજવહિવટમાં બાદશાહી સ્વાતંત્ર્ય જોઈએ છીએ, આ દેશના ઉન્નતિબાધક ,અનેક કાયદાઓ દુર કરવા હિન્દ માગે છે, ભિન્નભિન્ન જાતિઓના સમુદાય ભેગા થઈ તેમનામાં દ્રઢિભૂત ઐક્ય વધે એવા માર્ગ યોજવા પ્રત્યેક હિન્દવાસી અભિલાષ રાખે છે, હિન્દને પોતાની પાર્લામેન્ટ જોઇએ છીએ, હિન્દને પોતાનું લશ્કર, પોતાની નૌકા, અને સર્વ પોતાનુ જ જોઈએ છીએ એ હિન્દનો ગૌરવયુક્ત અભિલાષ છે, હિન્દનું પ્રધાન લક્ષ્યબિન્દુ છે. નામદાર વૉઇસરાય લૉર્ડ ચેમ્સફર્ડ અમારા એ અભિલાષ સિદ્ધ કરવાના મહત્કાર્યમાં હ્રદયથી ઉત્તેજન અને સહાનુભૂતિ અને વેગ આપે એ અમારી પ્રબલ ઇચ્છા છે હિન્દ રાજ્યનિષ્ઠ છે, બ્રિટન સાથે ગાઢ મિત્રતા ધરાવે છે એ વાત આજ સિદ્ધ થઈ ચુકી છે હિન્દે બ્રિટનમાં વિશ્વાસ રાખ્યો છે, બ્રિટન એ વિશ્વાસ હિન્દમાં રાખે એ જ હવે જરૂર છે.

ટુંકમાં નામદાર લૉર્ડ ચેમ્સફર્ડ આ દેશનુ અનેક રીતે કલ્યાણ કરવા સમર્થ નીવડો પ્રભુ ત્હેમને શક્તિ અને વૃત્તિ આપો ! આમીન !

---

# આન્તર જ્યોતિ.

લેખકઃ—રા. કલુભાઈ અચાભાઈ દેસાઈ, એલ. એમ. એસ. નેશનલ.

આન્તર જ્યોતિ જગાવો......વ્હાલાંઓ......

આન્તર જ્યોતિ જગાવો.

અન્ધારે અન્તર કાંઇ છાયું

ઉજ્વલ જ્યોતિ જગાવો—વ્હાલાંઓ—આન્તર૦

જ્યોતિથી જ્યોતિ પ્રગટાવી

સૃષ્ટિ સર્વ ઝુલાવો—વ્હાલાંઓ—આન્તર૦

આન્તરની જ્યોતિ શુધિને

પ્રભુતાને પ્રસરાવો—વ્હાલાંઓ—આન્તર૦

આન્તર જીવનમાં અમિ સીંચી

રસનાં પાન કરાવો—વ્હાલાંઓ—આન્તર૦

આત્માવકાસક સત્વ પોષતાં

તમ-રજ-હિત બનાવો—વ્હાલાંઓ—આન્તર૦

આનન્દની રસ જ્યોતિને

મારે અન્તર સ્ફુરાવો—વ્હાલાંઓ—આન્તર૦

પ્રાણ વિનિમય પ્રભુ અંશોમાં

સાધન સિદ્ધ કરાવો—વ્હાલાંઓ—આન્તર૦

દિવ્ય જ્યોતિ સન્ધાન કરીને

યોગ અભેદ કરાવો—વ્હાલાંઓ—આન્તર૦

નાગરવાડા }
નડીઆદ. }

---




પુસ્તક ૨૨ મું.] મે, ઈ. સ. ૧૯૧૬. [અંક ૫.

# પ્રાચીન વૈદક પરિષદો.

લેખક.—શા. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી.

હાલમા બંગીય સાહિત્યસમેલન, મહારાષ્ટ્ર સાહિત્યસંમેલન, ગૂજરાતી સાહિત્યપરિષદ્, નિખિલ ભારતવર્ષીય આયુર્વેદિક સમેલન વગેરે સમેલનો એ જાતની પાશ્ચાત્ય સસ્થાઓને અનુસરીને મળે છે પણ આ દેશમાં પ્રાચીન કાળમાં જુદી જુદી જાતની પરિષદો મળેલી હોવાના દાખલાઓ છે. બૌદ્ધ ધર્મના સિદ્ધાંતોનો નિર્ણય કરવા માટે ભગવાન્ બુદ્ધના બૌદ્ધસ્થવિર સાધુઓની અનેક પરિષદો જુદા જુદા કાળમાં મળી હતી. એ વાત નિ:સંદેહ છે.

ઉપનિષદોમાં પરિષદ્ શબ્દનું પ્રથમ દર્શન થાય છે

श्वेतकेतुर्ह आरुणेय पाञ्चालाना परिषदमाजगाम.

છાંદોગ્ય તથા બૃહદારણ્યક

આ ઉપનિષદો પ્હેલાંના સંસ્કૃત-વૈદિક સાહિત્યમા પરિષદ્ શબ્દો વપરાયો હોય, એવું દેખાતું નથી.

જનક વૈદેહના મઠમા કુરુ પાંચાલના બ્રાહ્મણોની એક મોટી પરિષદ્ ભરાયેલી તેનુ સુંદર વર્ણન બૃહદારણ્યક ઉપનિષદ્‌માં આપેલુ છે. મહાભારત અને રામાયણમાં એ શબ્દના ઉપયોગનો એક જ દાખલો આપીશ. રામના યૌવનરાજ્યાભિષેક માટે બધી તૈયારીઓ થઈ ગયા પછી, એ શુભ સમાચાર રામને આપવા માટે રાજા દશરથે મોકલેલો દૂત જ્યારે રામ પાસે આવે છે, ત્યારે રામ સીતાને કહે છે કે—

---

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ. ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

यादशीं परिषद् सीते वृतधाय तथाविधः।
प्रमर्थैव राजा मा यौवराज्येऽभिषेक्ष्यति.

ગ. ૨. ૧૨. ૧૧.

ધર્મનો નિર્ણય કરવા માટે પરિષદ મેળવવાનું ધર્મશાસ્ત્રોએ વિધાન કર્યું છે.

तदभावे दशावरा चौधात धर्मशास्त्र परिषत्
एकविंशति सख्याकैर्मीमांसान्यायपारगैः
वेदांगकुशलैश्चैव परिषत्य प्रकल्पयेत्

प्रायश्चित्तविवेक.

આ રીતે બૌદ્ધ સાહિત્ય, સંસ્કૃત ધર્મશાસ્ત્રો, રામાયણ મહાભારત અને ઉપનિષદો એ સર્વ જોતાં જણાય છે કે એ પ્રાચીન કાળથી-ઈ. પૂ. ૬૦૦ થી આ દેશમાં પરિષદો ભરાતી આવી છે. વૈદક વિષયોની ચર્ચા માટે પણ આ જ જાતની પરિષદો જૂના કાળમાં ભરાતી એમ વૈદક સાહિત્ય જોતાં જણાય છે. પાછળના વૈદક સાહિત્યમાં વૈદક પરિષદ્ વિષે કંઈજ ઉલ્લેખ નથી. પણ એ આ સાહિત્યના જૂના જૂના ગ્રન્થમાં-ચરકસંહિતામાં પરિષદ શબ્દ છે; પરિષદના પ્રકારોનું વર્ણન છે; અને પ્રાચીન સમયમાં વૈદક વિષયોની ચર્ચા માટે ભરાયેલી ત્રણ ચાર પરિષદોનો હેવાલ આપેલો છે.

ચરક સંહિતાના સમય માટે સહજ દિગ્દર્શન કર્યા પછી એ ગ્રન્થમાંથી મળતી આ વિષયની હકીકત પ્રગટ કરીશ. ચરક સંહિતા ઉપર ઈ. સ. ૧૦૪૦ માં લખાયેલી ટીકા મળે છે. એ ઉપરથી એ ગ્રન્થ જેવો આજે મળે છે તેવો જ અક્ષરશ: આજથી લગભગ ૯૦૦ વર્ષ પ્હેલાં હતો, એમ સિદ્ધ થાય છે. નિઃસંદિગ્ધ રીતે આઠમા શતક પ્હેલાંના વાગ્ભટે પોતાના ગ્રન્થમાં ચરકનું નામ લખ્યું છે; અને ચરકમાંથી ઘણો ભાગ ઉતાર્યો છે. અને ઈ. સ. ચોથા શતકમાં લખાયેલા નાવનીતક (બાઅર મેન્યુસ્ક્રીપ્ટ)માં પણ અનેક પાઠો ચરકમાંથી ઉતારેલા છે. ચરક અને પ્રખ્યાત મહાભાષ્યકાર પતંજલી તે એક જ એમ આ દેશમાં આપણી દંતકથા વચનથી એટલે ૯૦૦ વર્ષથી મનાય છે. આ માન્યતા ખોટી હોવાનું ખાસ કારણ કંઈ નથી. વળી ઈ. સ. ના ચોથા શતક પ્હેલાં ચરક હોવાનું તો ઉપર કહેલાં બીજા પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે; ભગવાન પતંજલી ઈ. સ. પૂર્વે ૧૫૦ માં વિદ્યમાન હતા. પણ ચરક ( અર્થાત્ પતંજલી ) કંઈ ચરકસંહિતાના કર્તા નથી એ તો પ્રતિસંસ્કર્તા છે. મતલબ કે મૂળ ગ્રંથ આ આત્રેય પુનર્વસુના શિષ્ય

અગ્નિવેશે લખેલો અને તેનો ચરકે પ્રતિસરકાર કર્યો. બૌદ્ધ સાહિત્યમાં એક આત્રેય નામના વૈદ્યનો તથા જીવક કૌમારભ્રુત્ય નામના વૈદ્યનો ભગવાન્ બુદ્ધના સમકાલીન પુરૂષો તરીકે ઉલ્લેખ મળે છે. જીવક તો રાજા બિમ્બિસારના વૈદ હતા અને એમણે અવંતીના રાજા પ્રદ્યોતને સાજો કરેલો. ભગવાન્ બુદ્ધના સમકાલીન આ જીવક તથા આત્રેયનું નામ હવે જે વૈદક પરિષદ્નો હેવાલ કહેવાનો છે તેમાં આવે છે વળી બૃહદારણ્યક ઉપનિષદ્માં જેમ જનક વૈદેહ આવે છે તેમ આ વૈદક પરિષદ્માં પણ જનક વૈદેહ આવે છે વળી, ઈ સ. પૂર્વે ચોથા ત્રીજા શતકમાં આ દેશમાં વૈદ ઘણુ સારૂ ચાલતુ તથા બહોળુ વૈદક સાહિત્ય હતુ, એમ ગ્રીક સાહિત્ય ઉપરથી, કૌટિલ્યના અર્થશાસ્ત્ર ઉપરથી તથા અશોકના લેખો ઉપરથી જણાય છે. માટે ચરકે ઈ સ. પૂર્વે ૧૫૦ મા જેનો પ્રતિસરકાર કર્યો છે તે મૂળ અગ્નિવેશતન્ત્ર ઈ. સ પૂર્વે ચોથા શતકથી અર્વાચીન ન હોવુ જોઈએ, અને એમાં લખેલી પરિષદો જેવી એ વખતના વિદ્વાન્ વૈદ્યોની પરિષદો ઈ સ. પૂર્વે પાંચમા છઠ્ઠા શતકમાં નિઃસંદેહ ભરાતી હશે, એમ મારૂ અનુમાન છે એટલે આ વૈદક પરિષદોના હેવાલ ઉપરથી ઈ. સ. પૂર્વે પાંચમા છઠ્ઠા શતકમાં એટલે આજથી ૨૪૦૦ વર્ષ પ્હેલાં કેવી પરિષદો ભરાતી એનો કાંઈક ખ્યાલ આવશે. પરિષદો તો જે હેવાલ શરૂ કર્યા પ્હેલાં એ વખતમાં પરિષદ્ કેટલા પ્રકારની થતી, એ બાબતમાં ચરકનો અભિપ્રાય બતાવીશ.

परिषत्तु खलु द्विविधा ज्ञानवती मूढपरिषच्च सैवद्विविधा सती त्रिविधा पुनरनेनकारणविभागेन सुहृत्परिषत् उदासीनपरिषत् प्रतिनिविष्टपरिषच्चेति                    च. वि अ. ८.

પરિષદ્ બે જાતની થાય છે —૧ જ્ઞાનવાળી વિદ્વાન (સભાસદોની બનેલી) ૨ મૂઢ પરિષદ્ (મૂર્ખ સભાસદોની બનેલી) વળી બીજી રીતે જોતાં પરિષદની ઉપર્યુક્ત બેય જાતના ત્રણ ત્રણ ભેદ દેખાય કે -૧ અનુકૂળ પરિષત્, ૨ મધ્યસ્થ પરિષત્, ૩ અનેક પ્રતિકૂળ નિશ્ચયવાળી પરિષત્. આ રીતે પરિષત્ કુલ છ જાતની થાય છે. ચરકના આ અધ્યાયમાં, આમાથી કોઈ પણ જાતની પરિષદ્માં વાદ કરવા ઇચ્છનારે કેવી રીતે વર્તવું, તેની સૂચનાઓ આપેલી છે. પણ આ આખો અધ્યાય કંઈક પાછલા સમયનો છે. એ અધ્યાયમાં ન્યાય શાસ્ત્રમાંથી ભારોભાર ઉતારો કરેલો છે, એ જોતાં એ અધ્યાય ચરકના સમય (ઈ સ. પૂર્વે ૧૫૦) થી પ્રાચીન નથી લાગતો પણ એથી અર્વાચીન હોય એમ સભવિત છે. માટે એ અધ્યાયમાંથી વધારે ઉતારો કરવાની જરૂર નથી પરિષદ્ શબ્દના ઉદાહરણ માટે ઉપર્યુક્ત વચન ઉતાર્યું છે એ શબ્દ આ અધ્યાયમાં વારંવાર વપરાયેલો છે. એ સિવાય ચરકમા કોઈ સ્થળે પરિષદ્ શબ્દ દેખાતો નથી, તેમ વૈદ્યના બીજા ગ્રન્થોમાં પણ મારા જોવામાં નથી આવ્યો. ચરકના સૂત્રસ્થાનના પ્હેલા અધ્યાયમાં, રોગોને દૂર

કરવાનો ઉપાય શોધવા માટે જૂના કાળમાં પરિષદ્ના રૂપમાં એકઠા થયેલા ઋષિઓની એક કથા છે.—

विघ्नभूता यदा रोगा प्रादुर्भूता शरीरिणा

.. .. ...

तदा भूतेष्वनुक्रोशं पुरस्कृत्य महर्षय

समेता पुण्यकर्माण पार्श्वेहिमवत शुभे.

ભાવાર્થ—જ્યારે વિઘ્ન રૂપ રોગો મનુષ્યોમાં બહુ વધી ગયા ત્યારે પ્રાણી માત્ર ઉપર દયાથી પ્રેરાઇને પુણ્ય કર્મવાળા મહર્ષિઓ હિમાલયના સુંદર તટમાં એકઠા થયા. આ પ્હેલી સભામાં કોણ કોણ ઋષિઓ હાજર હતા એની નામાવલિ પણ ચરકમાં આપેલી છે. અંગિરા, જમદગ્નિ, વસિષ્ઠ, કશ્યપ, ભૃગુ, આત્રેય ગૌતમ, સાંખ્ય, પુલસ્ત્ય, અશ્વિન, પરીક્ષિ, ભિક્ષુ આત્રેય, ભરદ્વાજ, કપિંજલ, વિશ્વામિત્ર આશ્મરથ્ય, ભાર્ગવ, ચ્યવન, ભાર્ગ, શાંડિલ્ય, કૌંડિન્ય, વાર્ક્ષિ, દેવલ, ગાલવ, સાંકૃત્ય, વૈજવાપિ, કુશિક, બાદરાયણ, બડિશ, શરલોમા, કૌપ્ય કાત્યાયન, કાંકાયન, કૈકશેય, ધૌમ્ય, મારિચિ, કાશ્યપ, તર્કરાક્ષ, હિરણ્યાક્ષ, લોગાક્ષિ, પૈંગિરોનક, શાકુનેય, મૈત્રેય, મૈમતાયનિ, તથા

वैखानसा वालखिल्यास्तथा चान्येमहर्षय

ब्रह्मज्ञानस्यनिधयो दमस्य नियमस्य च

तपसस्तेजसा दीप्ता हूयमाना इवाग्नय

અર્થ—વૈખાનસો, વાલખિલ્યો, તથા બ્રહ્મજ્ઞાનના દમના તથા નિયમના નિધિરૂપ, અને હોમાતા અગ્નિ જેવા તપતા તેજસ્વી દેદીપ્યમાન એવા બીજા ઋષિઓ પણ હતા. ઉપર્યુક્ત ઋષિઓએ ત્યાં એકઠા થઇને શું કર્યું ?

सुखोपविष्टास्ते तत्र पुण्या चक्रुरिमा कथाम्

धर्मार्थकाममोक्षाणामारोग्य मूलमुत्तमम्

रोगास्तस्यापहर्तार श्रेयसो जीवितस्य च

प्रादुर्भूतो मनुष्याणामन्तरायो महानयम्

क स्यात्तेषा शमोपाय इत्युक्त्वा ध्यानमास्थिता

અર્થ—ત્યાં સુખથી બેઠેલા એ ઋષિઓ એ નીચેની પુણ્ય વાર્તા કરી કે "ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું મૂળ ઉત્તમ આરોગ્ય છે, પણ રોગો એ આરોગ્યનો શ્રેય કલ્યાણનો અને જીવિત-

નો નાશ કરે છે. મનુષ્યો માટે આ મોટુ વિઘ્ન ઉત્પન્ન થયુ છે, એ વિઘ્નને શાન્ત કરવાનો ઉપાય શો ?" આ રીતે કહીને એઓ ધ્યાનમાં બેસી ગયા ધ્યાનમાં આ ઋષિઓને એવું સ્ફુરણ થયું કે આ બાબતમાં ઇન્દ્રને શરણે જવાની જરૂર છે. એ રોગોને દૂર કરવાનો ખરો ઉપાય કહેશે. આ સમાધાન સૂઝતા ઇન્દ્ર પાસે કોણ જાય એ પ્રશ્ન નિકળ્યો.

अहमर्थेनियुज्येयमनेति प्रथमं वच

भरद्वाजोऽब्रवीत्तस्मादृषिभि स नियोजित

'આ કામમાં મને યોજો' એમ પહેલુ જ ભરદ્વાજે કહ્યુ, માટે ઋષિઓએ એની યોજના કરી, ભરદ્વાજ ઇન્દ્ર પાસે ગયા અને સ્વસ્થાતુરપરાયણ ત્રિસુત્ર આયુર્વેદ શીખી આવ્યા, અને આવી ઋષિઓ પાસે ન્યૂનાધિક કર્યા વિના બધુ કહી દીધુ અને એ જ્ઞાનથી ઋષિઓએ નિરોગ જીવિત અને પરમ સુખ પ્રાપ્ત કર્યું

लेभिरे परम शर्म जीवित चापिनिर्गदम्

વૈદકવિચાર માટે મળેલી ઋષિઓની પહેલી સભાનો આ અહેવાલ છે. આમાં વેદકાળના, બ્રાહ્મણકાળના અને સુત્રકાળના ઋષિઓને એકઠા કરી દીધા છે. એ ઉપરથી, આ સભાનું વર્ણન પૈરાણિક કથા ( *Mythological* ) જેવુ લાગે છે એમાં કેટલુ તથ્ય હશે એ કહી શકાતુ નથી પુરાણોમા આવી જ રીતે ભિન્ન ભિન્ન કાળના ઋષિઓને વણી વાર એકઠા કરેલા છે પુરાણોની એ ઋષિસભાઓ માટે જેવો સંશય વિદ્વાનોને રહે છે, તેવો જ સશય ઉપરની કથા માટે રહે, એ સ્વાભાવિક છે આ કથાના અતર ભાગમા કંઇક ઐતિહાસિક તત્વ ગૂઢ રહ્યુ હશે. વૈદિક સમયના ઋષિઓમા માત્ર ભરદ્વાજ ઋષિ આયુર્વેદાભિજ્ઞ હતા. એટલે આ દેશની આયુર્વેદની પરપરામાં જૂનામાં જૂનું નામ ભરદ્વાજનુ ચરકના વખતના વૈદ્યોને મળ્યુ હતુ, એટલી હકીકત આ કથાના ગર્ભમા હોય તો હોય

આ ભરદ્વાજ પછી ઐતિહાસિક કાળમાં સમર્થ વૈદ્ય પુનર્વસુ આત્રેય થયા

अथ मैत्रीपर पुण्यमायुर्वेद पुनर्वसु शिष्येभ्यो दत्तवान्षड्भ्यो

આ આયુર્વેદના જનક સમર્થ મહર્ષી ભગવાન્ પુનર્વસુ આત્રેયના પ્રમુખત્વ નીચે વૈદ્યોની બાજીની પરિષદો મળેલી છે. જેમા ઉપરના કરતાં ઐતિહાસિક તથ્યાંશ વધારે હોવાનો સંભવ છે.

ચરકના સૂત્રસ્થાનના ૧૨ મા અધ્યાયમાં આયુર્વેદનો પાયારૂપ ત્રિદોષ મતના વિચાર માટે મળેલી એક પરિષદ્નુ વર્ણન કરેલુ છે.

वातकलाकलीय ज्ञानमधिकृत्य परस्परमेतानि

जिज्ञासमाना समुपविश्यमहर्षय पप्रच्छुरन्योन्यं

किं गुणो वायु किमस्य प्रकोपनमुपशमनानिकानि

અર્થ-વાતકલાકલીય જ્ઞાનનો વિષય લઈને, નીચેની બાબતોને પરસ્પર જાણવાની ઇચ્છાવાળા મહર્ષિઓ 'વાયુમાં કયા કયા ગુણો છે? વાયુનો પ્રકોપ શાથી થાય છે? કઈ વસ્તુઓ વાયુનું ઉપશમન કરે છે?, વગેરે પ્રશ્નોની પૂછપરછ કરવા લાગ્યા. આ સભામાં નીચેના ઋષિઓ હાજર હતા —કૃશ સાંકૃત્યાયન, કુમારશિરા, ભરદ્વાજ, બાહ્લીકના વૈદ્ય કાંકાયન, બડિશ ધામાર્ગવ, વાર્યોવિંદ રાજર્ષિ, મારીચિ, કાશ્યપ, અને પુનર્વસુ આત્રેય આ પરિષદમાં આ વૈદ્યો કેવી રીતે ભાષણ કરતા એનું દર્શન વ્યર્થ નહિ ગણાય એવી આશા છે.

શરૂઆતમાં સાંકૃત્યાયન કૃશ વાયુના છ ગુણો ગણાવે છે *उवाच कृशः साङ्कृत्यायन* इत्यादि. તેનું વાક્ય સાંભળીને કુમારશિરા ભરદ્વાજ બોલ્યા કે "ભગવાન જેમ કહે છે તેમ જ છે. એ ગુણોવાળા દ્રવ્યો પ્રભાવો અને કર્મોના અભ્યાસથી વાયુનો પ્રકોપ થાય છે કારણ કે સમાન ગુણનો અભ્યાસ ધાતુઓની વૃદ્ધિનું કારણ થાય છે" तच्छ्रुत्वा वाक्यं कुमारशिरा भरद्वाज उवाच एवमेतद्यथा भगवानाह एत एव वातगुणा भवन्ति इत्यादि. તે વાક્ય સાંભળીને બાહ્લીકના વૈદ્ય કાંકાયન બોલ્યા —"જેમ ભગવાન્ કહે છે તેમજ છે. એ જ (તમે કહતા તે જ) વાતના પ્રકોપન છે, પણ એથી વિપરીત દ્રવ્ય, પ્રભાવ અને કર્મો વાતનું પ્રશમન કરે છે. પ્રકોપનથી વિરૂદ્ધ તત્વો ધાતુઓની પ્રશાન્તિનું કારણ થાય છે"

આ રીતે પહેલાના ઋષિએ જે કહ્યું હોય તે 'ભગવાન જેમ કહે છે તેમ જ છે" એ શબ્દોથી સ્વીકારી લઈ ને બીજા ઋષિ એ જ વિષયમાં કંઈક નવું કહે છે ઉપર જે કાંકાયને વાત વિષે વિવેચન કર્યું તે સાંભળીને બડિશ ધામાર્ગવ એ જ બાબતમાં વધારે વ્યાખ્યાન કરે છે. પછી વાર્યોવિંદ રાજર્ષિ વાયુના કર્મ ઉપર એક લાંબુ ભાષણ કરે છે. આ રાજર્ષિના ભાષણની શરૂઆત નીચે પ્રમાણે છે. *तच्छ्रुत्वा वडिशवचनमवितथमपि मुनिगणैरनुमतमुवाच वार्योविदो राजर्षि एवमेतत्सर्वमनपवाद यथा भगवानाह यानि तु खलु वायो कर्माणि तेषामवयवान्प्रत्यक्षानुमानोपदेशैः साधयित्वा नमस्कृत्य वायवे यथाशक्ति वक्ष्याम*

અર્થ —બડિશનું મહર્ષિઓને અનુમત તથા સત્યવચન સાંભળીને વાર્યોવિંદ રાજર્ષિએ કહ્યું, "ભગવાન્ જેમ કહે છે તેમ જ અપવાદ સિવાય બધુ બરાબર છે. પણ વાયુના જે કર્મો છે તેના વિભાગોને, પ્રત્યક્ષ અનુમાન અને ઉપદેશથી યથાશક્તિ સિદ્ધ કરીને, વાયુને નમસ્કાર કરીને હું કહું છું" આ રીતે શરૂઆત કરીને વાયુ ઉપર એક લાંબું વ્યાખ્યાન કરેલું છે. આયુર્વેદના ત્રિદોષના સિદ્ધાંત ઉપર વાર્યોવિંદ રાજર્ષિનું આ ભાષણ ઘણું અજવાળું નાખે છે. બીજા કરતાં આ ભાષણ લાંબું તથા વધારે અગત્યનું છે એ ઉપરથી આ સભામાં મુખ્ય વક્તા વાર્યોવિંદ હોય એમ લાગે છે.

---

વાર્યોવિદ રાજર્ષિના આ ભાષણ ઉપર મારીચિ એક શંકા કરે છે અને કાસ્યપ બીજી શંકા કરે છે. વાર્યોવિદ પ્હેલાંના સર્વ ઋષિઓએ વાયુનો જ વિચાર કર્યો હતો એનો વાર્યોવિદે ઉપસંહાર કર્યો અને મારીચિ તથા કાસ્યપે વાયુ ઉપર આક્ષેપ કરીને અગ્નિ (પિત્ત) અને સોમ (કફ) ને આગળ કર્યા.

વાર્યોવિદે 'વાયુના જ્ઞાનની વૈદને શી જરૂર છે' એ જાતના મારીચિના આક્ષેપનો ઉત્તર આપે અને વાત, પિત્ત અને કફની સમાન ઉપયોગિતા બતાવીને પ્રમુખ તરીકે પુનર્વસુ આત્રેયે છેવટે ઉપસંહાર કર્યો. ભગવાન્ પુનર્વસુના ઉપસંહારને અન્તે ગ્રન્થકાર કહે છે કે

इत्येतदस्य सर्वे एवानुमेनिरे वचनमात्रेयस्य भगवतोऽभिननन्दुश्च

આ વાતને સર્વ ઋષિઓએ સ્વીકારી અને ભગવાન્ આત્રેયના વચનને વધાવી લીધુ

આ રીતે પ્રાચીન વૈદોની એક સભાનો અહેવાલ પૂરો થયો. આ સભામાં જે ઋષિઓના નામ છે, તેમાંના ઘણા ખરા વૈદો હતા એમ બીજા પ્રમાણોથી જણાયલુ છે આ બધા સમકાલીન હતા કે કેમ, એ કાંઈ ચોકકસ કહેવાય નહી પણ બધા સૂત્રકાળના લાગે છે. સમકાલીન ન હોય એમ માનવાનું કોઈ કારણ નથી

આ સભામાં માનાર્થ ભગવાન્ શબ્દ બહુ વપરાયો છે. ગીતામાં, ઉપનિષદોમા, અને પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં, પણ એ શબ્દ એવી જ રીતે વપરાયો છે એ ઉપરથી પણ સભાનો સમય પ્રાચીન દેખાય છે.

આ સભામાં વિલક્ષણતા એટલી છે કે શરૂઆત પ્રમુખના શબ્દોથી થતી નથી, પ્રમુખની ચુંટણીનો વિધિ સમજાતો નથી, અને વકતા સભ્યોને સંબોધીને ભાષણની શરૂઆત કરતો નથી બાકી સભામાં જે અન્યોન્ય સદ્ભાવ અને મીઠાશ દેખાય છે, તે અતિ આકર્ષક લાગે છે.

બીજી એક સભાનુ વર્ણન ચરકસૂત્ર સ્થાનના ૨૫ મા અધ્યાયમાં છે. આ સભાનો કાર્યક્રમ ઉપલી સભાથી જરા જુદી જાતનો છે. આ સભામાં કાશીપતિ વામક, પારિક્ષી મૌદ્ગલ્ય, શરલોમા, વાર્યોવિદ, હિરણ્યાક્ષ, શૌનક, ભદ્રકાપ્ય, ભરદ્વાજ, કાંકાયન, ભિક્ષુ આત્રેય એટલા ઋષિઓ એકઠા થયેલા હતા. આ સભાના કાર્યક્રમની શરૂઆત કાશીપતિ વામકના પ્રશ્નથી થાય છે. પ્રશ્નનો ઉત્તર આપવા પુનર્વસુ આત્રેય પ્રમુખ તરીકે, ઋષિઓને વિનતિ કરે છે. પછી પ્રત્યેક ઋષિ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી ઉતર આપે છે. છેવટ પ્રમુખ તરીકે પુનર્વસુ આત્રેય આ વિવાદનો તોડ કાઢે છે. એ છેવટનો ભાગ જરા જાણવા જેવો છે તેથી અહિં ઉતાર્યો છે

तथवर्जाणां विवदतामुवाचेद पुनर्वसुः

मैवं वोचत तत्वं हि दुष्प्रापं पक्षसंश्रयात्

वादान्स प्रतिवादान्हि वदन्तो निश्चितानिव
पक्षान्तं नैव गच्छन्ति तिलपीडकवद्गतौ
मुक्त्वैवं वादसंघट्टमध्यात्ममनुचिन्त्यताम्
नाविधूते तमःस्कन्धे ज्ञेये ज्ञानं प्रवर्तते.

અર્થ—એ રીતે ઋષિઓને વિવાદ કરતા જોઈને પુનર્વસુએ કહ્યું કે "એમ જ બોલો કારણ કે પક્ષ પકડવાથી તત્ત્વ હાથ આવતું નથી. પ્રતિવાદવાળા વાદો અને તે પણ નિશ્ચિતરૂપે કહેનારા કોઈ દિવસ પક્ષનો છેડો જોતા નથી, જેમ ઘાણીની ગતિનો છેડો નથી તેમ. માટે આ વાદસંઘટ્ટનને છોડી દઈને અધ્યાત્મનું અનુચિન્તન કરો. કારણકે તમસ્કન્ધ અજ્ઞાન અને મોહ અન્ધકાર દૂર થયા વિના જ્ઞેય પદાર્થમાં જ્ઞાન પ્રવર્તતું નથી—એટલે કોઈ જાણવા યોગ્ય પદાર્થનું જ્ઞાન થતું નથી. આટલી સામાન્ય શિક્ષા આપ્યા પછી પ્રસ્તુત પ્રશ્નનું સિદ્ધાંત રૂપ સમાધાન પોતે કહે છે.

ફેંસલાનો નિર્ણય આપવાનો પ્રમુખનો અધિકાર આ સભામાં સ્વીકારાયો છે. બીજી વાત એ છે કે પ્રત્યેક વક્તા જુદી જુદી વાત કરે છે, છતાં અન્ય ઉપર આક્ષેપનો એક પણ શબ્દ ઉચ્ચારતા નથી. પક્ષનો આગ્રહ અને ચિત્તનો તમસ્કન્ધ દૂર કર્યા વિના યથાર્થ જ્ઞાન થતું નથી, એ ભગવાન પુનર્વસુનો ઉપદેશ આપણેયે સ્મરણમાં રાખવા જેવો છે.

ત્રીજી સભાનું વર્ણન ચરક સૂત્રસ્થાનના ૨૬ મા અધ્યાયમાં મળે છે.

એ સભામાં કોણ કોણ હાજર હતા, એ ચરકના શબ્દોમાં જ કહીશ.—

आत्रेयो भद्रकाप्यश्च शाकुन्तेयस्तथैव च
पूर्णाक्षश्चैव मौद्गल्यो हिरण्याक्षश्च कौशिकः
यः कुमारशिरा नाम भरद्वाजः स चानघः
श्रीमान्वार्योविदश्चैव राजा मतिमतां वरः
निमिश्च राजा वैदेहो बडिशश्च महामतिः
काङ्कायनश्च बाह्लीको बाह्लीकभिषजां वरः
एते श्रुतवयोवृद्धा जितात्मानो महर्षयः
वने चैत्ररथे रम्ये समीयुर्विजिहीर्षवः

આત્રેય, ભદ્રકાપ્ય, શાકુન્તેય, મૌદ્ગલ્ય, પૂર્ણ, કૌશિક, હિરણ્યાક્ષ, કુમારશિરા ભરદ્વાજ, બુદ્ધિમાનોમાં ઉત્તમ રાજા વાર્યોવિદ, વિદેહના રાજા નિમિ, મોટી બુદ્ધિવાળો બડિશ, બાહ્લીકના

વૈદ્યોમાં ઉત્તમ બાલ્હીક કાંકાયન, વગેરે વૃદ્ધ બહુશ્રુત, તથા જીતાત્મા મહર્ષિઓ વિહારની ઇચ્છાથી સુંદર ચત્રરથ વનમા એકઠા થયા હતા

ત્યાં રસ અને આહારના નિશ્ચય માટે ચર્ચા થઈ. આ ચર્ચામાં કાંઈ ખાસ નવુ તત્વ નથી. પ્રત્યેક વક્તાએ પોતપોતાનો મત કહ્યા પછી છેવટ પુનર્વસુ આત્રેય પોતાનો નિશ્ચય પ્રકટ કરે છે. વૈદ્યના રસશાસ્ત્રમા પુનર્વસુએ કહેલુ વચન સિદ્ધાંત રૂપ ગણાય છે

વૈદક સાહિત્યમાં પ્રાચીન પરિષદો વિષે મને આટલી હકીકત મળી શકી છે.

---

# વંશ અને જાતિ.

## વિવાહ, વંશવૃદ્ધિ અને વંશોન્નતિ.

લેખક–રા હરખજી મૂળજી વ્યાસ.

વિવાહ અને વંશવૃદ્ધિ એ મનુષ્યોનુ મુખ્ય સ્વાભાવિક કાર્ય છે, એટલુ જ નહિ, પરંતુ માનવ જાતિએ પોતાના ધાર્મિક સાહિત્યમા એ કાર્યને અતિ ઉચ્ચ સ્થાન આપ્યુ છે. બાઈબલ કહે છે "*Live and multiply.*" હિન્દુઓ સમજે છે "पुत्रार्थं क्रियते भार्या" આમ પૃથ્વીની લોકસંખ્યાની વૃદ્ધિ માટે સર્વત્ર એકસરખા સિદ્ધાંત દેખાય છે.

પરંતુ વંશવૃદ્ધિ અને વંશોન્નતિ એ અલગ અલગ વસ્તુ છે માત્ર વંશવૃદ્ધિથી વંશોન્નતિ થાય એમ કહી શકાય નહિ ઉલટુ હમણા અનેક સ્થળે એમ મનાય છે, કે વંશની ઉન્નતિ અર્થે વંશવૃદ્ધિ ઉપર અંકુશ રાખવો જોઇએ.

વળી માત્ર વંશવૃદ્ધિનો જ મનુષ્યો વિચાર કરે છે, એમ નથી. વંશોન્નતિની ચિંતા કરવી, એ પણ મનુષ્યોની સ્વાભાવિક વૃત્તિ છે. પ્રાચીન કાળના કે મધ્યયુગના, યુરોપના કે ભારતવર્ષના સર્વે મનુષ્યો સદ્ગુણશીલ, તંદુરસ્ત અને બુદ્ધિમાન્ સંતતિની આકાંક્ષા કરતા અને હમણા પણ કરે છે. આથી પ્રત્યેક યુગની સમાજવ્યવસ્થામા વંશોન્નતિ તરફ લક્ષ અપાયલું જણાય છે. યુગે યુગે અને દેશે દેશે જે જે સમાજસુધારક, રાષ્ટ્રનેતા, આદર્શજીવનપ્રચારક અને શિક્ષાપ્રચારક ઉત્પન્ન થાય છે, તેઓ પણ વંશોન્નતિની આલોચના કરવાનું ચૂકયા નથી તેઓ લગ્ન, અને લગ્ન સબંધી યોગ્ય નિયમોની એવી ગોઠવણ કરવાનો પ્રયત્ન કરી ગયા છે, કે જેથી સમાજના ભાવિ ઉત્તરાધિકારી શારીરિક અને માનસિક ઉભય પ્રકારની ઉન્નતિ કરવાને અધિકારી થઈ જન્મે. ટુકામા સંતતિ ઉન્નત ચિત્ત અને સુદૃઢ શરીરના અંકુરો ગર્ભમાંથી જ ધારણ કરીને અવતરે, એવી વ્યવસ્થા કરવાનો પ્રયાસ કરી ગયા છે.

---

હાર્વર્ડ યુનિવરસિટિના " ક્વોટર્લી જરનલ ઑફ ઈકોનોમીક્સ" નામે પત્રમાં ચિકાગો વિશ્વવિદ્યાલયનો 'ગીo ફ્રિડ' નામે ધનવિજ્ઞાન અર્થશાસ્ત્રનો અધ્યાપક લખે છે કે—

*" Twenty-three hundred years ago the political dialogues of Plato outlined a policy of controlling marriage selection and perentage for the general good of society and declared that the statesman who would advance the welfare of his citizens should, like the fancier of birds, or dogs or horses, take care to breed from the best only".*

પાશ્ચાત્યો પ્રસંગોપાત્ત પ્લેટોસંહિતા તરફ નજર કરે છે. આપણે તેને બદલે મનુસંહિતા તપાસીશું. કહેવાની બહુ જરૂર નથી, કે મનુના નામથી જેટલું જેટલું લખાયલું છે, તે સર્વમાં વિવાહ સંબંધી બારીકીથી અને વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે. હિન્દુ વિવાહ-તત્વની આલોચના માત્ર મનુના ગ્રંથોથી જ પુરી થતી નથી. સ્મૃતિશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર પુરાણ આદિ કોઈ પણ હિન્દુ ગ્રંથ એવો નથી કે જેમાં આ વિષયની આલોચના કરવામાં ન આવી હોય.

આપણી આધુનિક પ્રથા-રૂઢિ સારી હો વા માઠી હો પરંતુ સદા આપણા સમાજવ્યવસ્થાપકો, ધર્મપ્રચારકો, શિક્ષાસુધારકો, આદિ સર્વે જાતિ પ્રજાની ઉન્નતિ અર્થે ઘણું સાહિત્ય તૈયાર કરી ગયા છે. ભારતીય સાહિત્યને પૃષ્ઠે પૃષ્ઠે *Eugenics* અર્થાત્ સુપ્રજનન વિદ્યાનો પ્રભાવ જણાઇ આવે છે, આટલા વિસ્તારથી અને આવી ગંભીર રીતે અન્ય કોઈ દેશમાં આ વિષયની સમાલોચના થઈ હોય, એ સંદેહ પડતું છે. ભારતવર્ષમાં જેને વર્ણભેદ અથવા જાતિ-ભેદ કહેવામાં આવે છે. તેનો સુત્રપાત વંશોન્નતિ અને સુપ્રજનન અર્થે વિવાહ થએલો કયારે કરવો, કોની સાથે વિવાહ કરવો, કેટલી વયે વિવાહ કરવો, કઇ અવસ્થા સંતાનોત્પત્તિને માટે યોગ્ય છે, સંતાન પ્રસવ પૂર્વે કેવી વ્યવસ્થા કરવી જરૂરની છે, ઇત્યાદિ વિષયોની આલોચના એ વર્ણાશ્રમનો પાયો છે.

"પુત્રાર્થે ક્રિયતે ભાર્યા" । "પ્રજાયૈ ગૃહમેધિનામ્" કિંવા *Live and multiply* ઇત્યાદિ સૂત્રો અતિ સરલ અને સારાં છે. એ સારાં સૂત્રોથી જ સમાજશાસન અને સમાજવ્યવસ્થા ચાલી શકે નહિ. માટે જ આપણો ભારતવાસીઓનો વર્ણાશ્રમ આટલો જટિલ છે. "વર્ણાશ્રમી સમાજ" બોલતા જ બે પ્રકારના નિયમના પાલનનું ભાન થાય છે. (૧) વર્ણભેદના નિયમ. આ નિયમે વડે પેઢી દર પેઢી વર્તમાન અને ભવિષ્યમાં સકળ પ્રકારની ઉન્નતિ સહજ મેળવી શકાય છે. આ નિયમો ખાસ, કરીને વિવાહ અને વરકન્યાની યોગ્યતાને લગતા છે.

૨ આશ્રમભેદના નિયમ. આ નિયમોવડે વ્યક્તિમાત્રને પોતાના જીવનની ઉન્નતિનો રસ્તો સહજ સાધ્ય થાય છે મનુષ્ય માત્રનુ જીવન અનેક સ્તરોમા વહેચાયવું હોય છે. વિવાહ તેમાંનો જ એક સ્તર છે આથી આશ્રમભેદના નિયમોનુ પાલન કરતાં વૈવાહિક નિયમો પણ અંતર્ગત પળાયા જાય છે. પરન્તુ આશ્રમભેદના સકળ નિયમ કંઈ વિવાહ સબંધી નથી. આ પ્રકારના નિયમોને વ્યક્તિવિકાસ,' અથવા શિક્ષાપ્રણાલિના નિયમ કહી શકાય એનો આદર્શ નીચે પ્રમાણે છે:—

'शैशवेऽभ्यस्तविद्याना यौवने विषयैषिणाम् ।
वार्द्धक्ये मुनिवृत्तिना योगेनान्ते तनुत्यजाम् ॥

એ મૂત્રમાં આશ્રમભેદના નિયમો જણાવેલા છે, વર્ણને લગતા નહિ. એકંદરે જોતાં તે વિવાહતત્ત્વ અને આશ્રમભેદ ઉભયની નીતિનુ મૂળ છે આથી વર્ણાશ્રમી સમાજના પ્રવર્તકો વિવાહવિજ્ઞાન અને કન્યાનિર્વાચનમાં કેવળ અજ્ઞાન ન હતા, એમ કહી શકાય. જો કે વર્ણાશ્રમી સમાજે યુગે યુગે કેવી તરેહનું વળણ પકડયુ તે વાત અલગ છે, તેમ જ વર્તમાન સમયે વર્ણાશ્રમી સમાજે શાં શાં કારણોથી આધુનિક રૂપ ધારણ કર્યું તેની આલોચના આ સ્થળે કરી નથી. આટલું ધ્યાનમા રાખવુ આવશ્યક છે, કે *Eugenics* નામક નવીન પારિભાષિક શબ્દે ગત ૫૦ વર્ષમાં પશ્ચિમના પંડિતોના મંડળમા દેખાવ દીધો છે, તે ભારતવર્ષના પ્રચીન સમાજચાલકોને અજાણ્યો ન હતો. ભારતવર્ષના સમાજચાલકો એ વિદ્યામાં પૂર્વેથી જ સિદ્ધહસ્ત હતા

વર્ણાશ્રમપ્રથાના બે પ્રકારના નિયમો જોયા. આધુનિક વૈજ્ઞાનિક પરિભાષામાં કહીએ, તો પ્રથમ પ્રકારના નિયમોનો સમાવેશ *Eugenics* અથવા સુપ્રજનનવિદ્યામાં થાય છે, અને બીજા પ્રકારના નિયમોનો સમાવેશ શિક્ષણશાસ્ત્ર (*Education Pedagogy*)માં થાય છે. અધ્યાપક યાર્કિસ (*Yerkes*) *Introduction to Psychology* નામક ગ્રન્થમાં ઉપલા અધ્યાયમાં સુપ્રજનનવિદ્યા, શિક્ષાવિજ્ઞાન અને શિક્ષણશાસ્ત્રના પ્રભેદ દર્શાવેલા છે. એ ભેદ આપણા વર્ણતત્વ અને આશ્રમતત્વના ભેદ જેવા જ માલમ પડશે.

આશ્રમતત્વનો સમાવેશ શિક્ષાવિજ્ઞાનમાં થાય છે. અને તે વ્યક્તિગત છે. તેના સબંધમાં *Yerkes* કહે છે કે —

"*Education deals directly with the mind of the individual It directs its development, modifies its activities, leads it to efficiency.*"

અર્થાત્ અમુક વયે અમુક વ્યક્તિને માટે શુ શ્રેયસ્કર અને શુ અભિષ્ટ તેનો વિચાર

કરવો, અને વ્યક્તિમાત્રના સમગ્ર જીવનનો સોપાન તૈયાર કરી આપવો, એ શિક્ષાવિજ્ઞાનનું કાર્ય છે. "આશ્રમભેદ"ના નિયમો એ સોપાન તૈયાર કરવાની પ્રણાલિ છે વર્ણતત્ત્વનો સમાવેશ, વંશોન્નતિવિજ્ઞાન અર્થાત્ સુપ્રજનનવિદ્યામાં થાય છે, અને તે વંશગત છે. યાર્કિસ કહે છે:—
"*Eugenics deals with mind in the Race. It directs the course of phylo genesis by controlling inheritance and it thus males for increased efficiency in the individual*"

સુપ્રજનનવિદ્યાના પ્રતિષ્ઠાતા વૈજ્ઞાનિક ગેલ્ટનના શબ્દોમાં "*Eugenics is the study of agencies under social control that may improve or impair the racial qualities of future generations either physically or mentally*" અર્થાત્ અમુક વ્યક્તિનાં લગ્ન અમુક સાથે થાય એ વાંચ્છનીય કે નહિ, સંતાનોત્પત્તિ પૂર્વે માતાપિતાનાં જીવન કેવી રીતે ગળાવાં જોઇએ, વગેરે તત્ત્વોની આલોચના કરવી, એ *Eugenics* અથવા સુપ્રજનનવિદ્યાનું કાર્ય છે. શું ભારતીય સમાજ વિજ્ઞાનવિષયક ગ્રંથોમાં વર્ણવાયલી બાબતો ઘણે ખરે દરજ્જે આને જ મળતી આવતી નથી?

આજકાલ ભારતવર્ષમાં 'આશ્રમ' જણાતાં નથી. શિક્ષણનું કાર્ય ગવર્મેન્ટના આદર્શ પ્રમાણે ચાલે છે. ભારતીય ગુરુગૃહવાસ-ગુરુકુળવાસ નામશેષ થયો છે. હમણાં તેનો જીવનપ્રવાહ ગતિમાન નથી, એટલું જ નહિ પણ 'આશ્રમભેદ' નામે કોઇ પ્રણાલિ ભારતીય સમાજમાં આગળ હતી તેનું ચિહ્ન સરખું એ નથી. આશ્રમપ્રણાલિ આપણે વીસરી જ ગયા છીએ.

હમણાં માત્ર વર્ણભેદ છે. તે પણ નિર્જીવ, રૂઢિરૂપી કાદવમાં ગળી ગયેલો, ગતિહીન આથી સજીવ સમાજમાં વિવાહનાં બંધન લગ્ન કરતાં પાત્રોની યોગ્યતા, રક્તસંમિશ્રણ ઇત્યાદિ યથાર્થ સ્વરૂપમાં નથી. માત્ર વર્ણભેદની આવશ્યકતા અને અનાવશ્યકતા માટે મહાન પક્ષાપક્ષી અને વાદવિવાદ ચાલે છે. તેમાં મુખ્ય બે પક્ષ છે. પ્રથમ પક્ષ કહે છે કે, "માનવ સમાજમાં ઉચ્ચનીચ, નાનું મોટું, કુલીન અકુલીન વગેરે હોવું ન જોઇએ, અર્થાત્ વર્ણભેદ કાઢી નાંખવો જોઇએ." તેઓ ફ્રાન્સના પંડિત રૂસોના '*Equality of Man*' અર્થાત્ 'માનવ માત્ર સમાન' એ વાદને અનુસરે છે. બીજો પક્ષ કહે છે કે—"ભેદ અવશ્યંભાવી" સમાજમાં ઉચ્ચનીચ, નાનું મોટું રહેવાનું જ-થવાનું જ પાશ્ચાત્ય સમાજમાં ધનના પ્રમાણમાં જાતિભેદ (કાસ્ટિ) ગણાય છે. આપણામાં ગુણ પ્રમાણે જાતિભેદ માનવાની વ્યવસ્થા કરેલી છે. ગુણ પ્રાયઃ વંશગત, માટે અમે જાતિભેદની સહાયથી વંશપરંપરાના ગુણોનું રક્ષણ કરવાની ઇચ્છા રાખીએ છીએ. કરીએ છીએ" બંને પક્ષે એકેક દાર્શનિક મતવ્યનું અવલંબન કર્યું છે. આ

વિવાદે કદથી અને ઉમિદૅામ સોસાઈટીઓની સીમાતુ ઉલ્લંઘન કર્યું ન હત,' તો બંને પક્ષો એ વાદવિવાદ ઇચ્છા મુજબ ચલાવી શકત, પરંતુ ઉભય પક્ષ પોતપોતાના મતભ્યનું અવલમ્બન કરી વર્તમાન સમાજને તોડવા-સાધવાને મથે છે. ઉભય પક્ષ મતાંધ થઈ પોતપોતાના પક્ષનું અનુસરણ કરે છે. જેઓ આ સ્થિતિના કર્મક્ષેત્રમાં ઉતરેલા છે, તેઓ વૈજ્ઞાનિકોની પેઠે રાગદ્વેષ રહિત હોય એ અસમ્ભવિત છે માટે તેઓ 'વર્ણભેદ' 'આશ્રમભેદ' કે વર્ણાશ્રમી સમાજ ઉપર તટસ્થ દષ્ટિએ સમાલોચના કરી શકે નહિ આકાશના ગ્રહનક્ષત્રની ગતિ વગેરેનુ અવલોકન કરતા કે ફળપુષ્પની વર્ગણી કરતી વેળા આપણે જેવી તટસ્થ દષ્ટિ રાખીએ, એવી તટસ્થ દષ્ટિ વર્તમાન સમાજસુધારણાના ક્ષેત્રમાં આપણે રાખી શકીએ નહિ કેવળ આપણે માટે જ આમ છે, એમ નહિ પરંતુ પાશ્ચાત્ય ખ્રિસ્તીઓ પણ તેમના ધર્મ, સમાજની આલોચના કરતી વખતે પુરેપુરી તટસ્થ બુદ્ધિ રાખી શકતા નથી, અર્થાત્ આ એક માનવ સ્વભાવ જ છે

ગમે તેમ હો, પક્ષાપક્ષી બહુ કાળ ચાલી હવે બંને પક્ષમાં અનેક વિદ્વાનો થયા છે. મતભેદ અને કાર્યભેદ હોવા છતાં પણ આજકાલ બંને પક્ષના ધુરંધરો અનેક પ્રકારના કાર્યક્ષેત્રમાં સાથે મળી જીવનયાત્રા કરે છે. આમ પરસ્પરની સહાનુભૂતિ, ભાવવિનિમય, અને પ્રાંતિક ભાષાનાં સાહિત્યોમાં તેનાં લક્ષણ પણ મળી આવે છે.

વિશેષત: ગત ૮–૧૦ વર્ષમાં *Eugenics* અથવા સુપ્રજનન વિદ્યા અને *Anthropology* વા નૃતત્ત્વવિદ્યાએ પાશ્ચાત્ય પંડિતવર્ગમાં માથુ ઉંચક્યુ છે. વ્યક્તિ, વંશ, અને જાતિની ઉન્નતિ અર્થે તેમ જ પીતાતંક (પીળી ચામડીવાળી પ્રજા તરફનો ભય), કૃષ્ણાતંક (કાળી ચામડીવાળી પ્રજા તરફનો ભય), વર્ણસંકરત્વ અને જાતીય પ્રશ્ન *(Race question)* ઇત્યાદિ વિષયોની આલોચના કરવાને રાજ્યવીર, દાર્શનિક, ઇતિહાસવેત્તા, વૈજ્ઞાનિક આદિ સર્વે ઉત્કંઠિત થયા છે. ભારતવર્ષમાં પણ તેનો પ્રભાવ પડવા લાગ્યો છે પરંતુ ધ્યાનમાં રાખવાનુ છે કે પાશ્ચાત્ય વિદ્વાનો પોતાનાં સ્વદેશીની મિમાંસા અર્થે નવા નવા સિદ્ધાંતો સ્થાપે છે અને તોડે છે. મતસ્થાપન અને મતખંડન હમેશાં ચાલ્યાં કરે છે અર્થાત્ તે સિદ્ધાંત સ્થાયી નથી. ભારતવાસીઓ પોતાના દેશને લગતા એવા મહાપ્રશ્નોની આલોચના સ્વતંત્ર ભાવે નહિ કરતાં ઉક્ત ચલિત સિદ્ધાંતોને આધારે કરે છે, એટલુ જ નહિ પણ કેટલીક વાર તેનું યથાર્થ મૂલ્ય સમજવાને પણ અસમર્થ જણાય છે. દાખલા તરીકે એક અમેરિકન વિદ્વાન આજ એમ જણાવે કે "નિગ્રોશ્વેતાંગ લગ્ન લાભદાયી છે." એ ઉપરથી ભારતીય સામાજિકો આલાપ ઓરે આલાપ મેળવી કહેશે કે "ભારતવર્ષમાં પણ એવાં સંકર લગ્નો કરવાં પ્રચળવા

જેમ છે." એકાદ ઈંગ્રેજ વિદ્વાન જણાવે કે "વિદ્વાનનાં સંતાનો જ વિદ્વાન થઈ શકે, અને બદમાસનાં સંતાનો બદમાસ જ થાય માટે વંશાનુક્રમ પ્રમાણે ઉચ્ચનીચનો ભેદ વાજબી છે" એ ઉપરથી એક પક્ષના ભારતીય પુરૂષો કહેવા લાગશે કે "માટે જ ભારતવર્ષના ઋષિમુનિઓ બ્રાહ્મણનાં સંતાનને બ્રાહ્મણ તરીકે સ્વીકારી ગયા છે માટે જ અમારા પૂર્વે, પુરો *Heredity* નું માહાત્મ્ય પ્રચારી ગયા છે." જો એક જર્મન વિદ્વાન કહેશે કે "માનવ ચારિત્ર આજુબાજુની પરિસ્થિતિ, જન્મસ્થાન અને શિક્ષણ દ્વારા ઘડાય છે. માત્ર માતાપિતાના ચારિત્ર ઉપર જ આધાર રહેતો નથી." એ ઉપરથી ભારતીય સમાજસુધારક વર્ગ કહેવા લાગશે કે "વર્ણભેદના નિયમવાળું વિવાહબંધન તોડી નાખવું ઉચિત છે. જાતિભેદનો નિયમ રાખ્યા વિના અનુકૂળતા પ્રમાણે લગ્ન થવા દેવાં એ પ્રચ્છવાજોગ છે"

પરાધીન જાતિનો આ એક ખાસ દોષ છે, કે કોઈ પણ વિષય ઉપર સ્વતંત્ર વિચાર કરવા જેટલું ધૈર્ય તેનામાં રહેતું નથી શું એટલા માટે જ ગ્રીક પંડિત એરિસ્ટોટલ કહી ગયો છે કે "*Slave is a living tool*" અર્થાત્ ગુલામજાતિ માત્ર સજીવન યંત્ર છે? આજકાલ તુલનાત્મક માનસશાસ્ત્રની સમાલોચના થાય છે. ગાંડા, ધીમાન્, મૂર્ખ, બાળક ઇત્યાદિ ભિન્ન ભિન્ન વ્યક્તિના માનસિક વ્યાપારોની આલોચના કરે છે. પરંતુ તેઓ ગુલામ અને માલિક, ચાકર અને શેઠ, સ્વાધીન અને પરાધીન વ્યક્તિના માનસિક વ્યાપારોની સમાલોચના કરતા નથી. પરતુ *Comparative Psychology*ના *Normal* અને *Abnormal* વિભાગની એક શાખા તરીકે એ બને તરેહના વ્યાપારોની સમાલોચના થવી ઉચિત છે. અને તેનું નામ *The Psychology of the slave and the psychology of the master* રાખી શકાય... ..વર્તમાન ભારતવાસી વિદ્વાન વર્ગની સામાજિક સમાલોચનામાં *Slave Psychology* નાં યથેષ્ટ પ્રમાણો મળી આવશે.. પરતુ આશા રહે છે, કે ભારતવર્ષના સમાજશોધકો હજુ વધારે સમય એ રીતે *Slave Psychology*ના દૃષ્ટાંત સ્થળ તરીકે રહેશે નહિ. સ્વતંત્ર ભાવે સ્વતંત્ર દૃષ્ટિથી પોતાના ભાવિ સ્વાર્થને અનુસરીને સ્વદેશને લગતું તથ્ય સ્વદેશમાં ચર્ચશે. ડગલે અને પગલે પરકીય (પારકા) સિદ્ધાંતો (ફોરમ્યુલા) ભારત સમાજને ઉપર્યુક્ત થશે નહિ.

કેટલાક સામયિક કારણોને લઈને પશ્ચિમમાં *Eugenics* અથવા વંશોન્નતિવિજ્ઞાન કે સુપ્રજનનવિદ્યા પ્રચાર પામી છે. ઓગણીસમી શતાબ્દિના છેલા વર્ષમાં અધ્યાપક કાર્લ પીઅર્સને એક ભાષણ કર્યું, ત્યારે ઈંગ્લાંડ એક મહાન ભયમાં આવી પડ્યું હતું. બોઅર વિગ્રહમાં ઇંગ્રેજ જાતિની સહનશીલતાની પરીક્ષા થતી હતી વિચક્ષણ પુરુષોએ જાણ્યું કે ઇંગ્રેજ સ્ત્રીપુરુષો સર્વ રીતે દુર્બળ થઈ ગયાં છે. અને તેથી શારીરિક શક્તિ, સ્વાસ્થ્ય, વંશોન્નતિ

# બુસ્સુ.

( જાપાની રહસ્ય-ચિત્ર )

લેખક–રા. હસમનરાય હરિલાલ ધ્રુવ.

પાત્રો { જમીનદાર
તારો. } નોકરો.
જીરો }

દસ્ય ઘરનો એક ખંડ.

જમીનદાર હું અહિંનો જમીનદાર ! ફરવા જાઉં છું—ચાકર વિગેરેને બોલાવીને એક વાર કામકાજ બધુ બતાવી દઉં તારો ! ક્યાં ગયો ?

તારો આ ર ો, મહારાજ !

જમીનદાર આવ્યો !

તારો હા જી, આજ્ઞા કરો.

જમીનદાર વાહરે ! આજ તો કંઈ વહેલો વહેલો ઉડયો છે ! જા, જીરોને બોલાવી લાવ.

તારો જેવી આજ્ઞા, મહારાજ ! અરે જીરો ! જલદી આવ, મહારાજ બોલાવે છે !

જીરો શી આજ્ઞા છે, મહારાજ ?

જમીનદાર હું અત્યારે ફરવા જઉં છુ. તમે બન્ને મળીને ઘર સાચવજો. હું ન હોઉં એટલામાં કંઈ ઉંધુ છતુ ન વળે એ સંભાળજો. બેજો સાવચેત રહેજો.

તારો અને જીરો. (બન્ને સાથે) જેવી આજ્ઞા. એવુ તે કદી બને ?

(જમીનદાર બહાર જાય છે.)

તારો આ તો બહુ નવાઈ જેવુ આગળ તો મહારાજ કદીએ આવી રીતે બહાર જતી વેળાએ આપણને બોલાવીને ચેતવણી આપતા ન્હોતા જતા ! અને આજે, એનો અર્થ શો ?

જીરો. બરાબર છે, આગળ તો મહારાજ આપણામાંથી એક જણને સાથે પણ લઈ જતા અને બીજાની ઉપર ઘરનો ભાર રાખતા જતા. ખરેખર, આ તો અજાયબ જેવી જ વાત છે !

તારો કેમ, કેમ, શું થયું ?

જીરો અરે આપણે બરાબર એ વિષની સામે જ ઉભા છીએ. પવનમાં તેની વાસ આવે છે. ઉહ ! ખમાતી પણ નથી ! ચાલ, ચાલ, પણે જઈને વાત કરીએ !

તારો. "બુસ્સુ" નો ડબ્બો લાવ એક વાર ઉઘાડીને જોઈએ.

જીરો. ખબરદાર ! જો જીવતો રહેવા માગતો હોય તો, એવું તેવું કશું કરતો નહિ. રહે, ભાઈ રહે—ઓર બિર એ રહેવા દે જેમ હોય તેમને તેમ.

તારો. અરે એમાં શો ભો છે ? ડબ્બાની પેલી બાજુએ જઈને ઉભો રહું છું. વાસ તો ખરેખર ઘણી સખત છે, એમાં તો શક નહિ, પણ પવનની તરફ પીઠ કરીને હું ઉભો રહું છું, એટલે પછી ભો નથી. હું ડબ્બો જેવો ખોલું કે તરત જ તું પવન નાંખવા મંડી જજે, સમજ્યો કે ?

જીરો. ઠીક. ઉઘાડ.

તારો. કેમ, પવન કેમ નાંખતો નથી ? પવન નાંખ, પવન નાંખ !

જીરો. રહે, ભાઈ ! રહે. પણ આ કાંઈ સારૂં કરતો નથી.

તારો. સારાનરસાનું હવે ક્યાં રહ્યું ? કહે, શું કહે છે ? સીલ તો મ્હેં ઉઘાડી નાંખ્યું; હવે તો ઢાંકણું ઉઘાડીએ એટલે પટ્ટ પવન નાંખ કહું છું, પવન નાંખ ?

જીરો. લે લે. આ પવન નાંખ્યો.

તારો. હુઆ...શ ! લે ઢાંકણું એ ઉઘાડી નાંખ્યું ! હવે જોઈએ કે, વિષ કેવું દેખાય છે !

જીરો. જો, જો બરોબર કરીને જો.

તારો. વાહ ! આ દેખાય !

જીરો. કેવું દેખાય છે, ભાઈ ?

તારો. એ તે કેવી રીતે કહું ? આવી વસ્તુ કદી કોઈ દહાડો જોઈ છે ? કાળી કાળી મેંશ જેવી, કોણ જાણે કેવીયે દેખાય છે ! પણ વાસ તો ઠીક જણાય છે, લાવ તો, જરા ચાખી જોઉં !

જીરો. ચાખે છે ? શું વિષ ચાખે છે ? તું તે કંઈ ગાંડોબાંડો થયો છે કે શું ? ચાલ, લે હવે, ચાલ્યો આવ, કંઈ જરૂર નથી હવે.

તારો. ના, એમ નહિ બને, મ્હારાથી એવી રીતે નહિ ખવાય, કોઈ પણ રીતે નહિ. "બુસુ" એ મ્હને ગાંડો બનાવ્યો છે. એનો હાથ મ્હારાથી પાછો ઠેલી શકાશે નહિ, વાસ સુંઘ્યા પછી એને ચાખવાનું મન મ્હારાથી વારી શકાતું નથી આપ, ભાઈ ! આપ, જરા ખાવા દે.

જીરો. નહિ. કોઈ પણ રીતે નહિ. હું છું ત્યાં સુધી તો જરાએ નહિ ખાવા દઉં. અડીશ નહિ કહું છું. ખાધું ? ખાધું કે ? ગયો ! ગયો હવે બચવાનો નથી. આ હમણાં મર્યો !

તારો. જા જા, હું તો કંઈએ મરતો નથી આ તો ખાંડ છે, ખાંડ !

છ્બીરો. ખાંડ ! શું કહે છે ? ખરૂ બોલે છે ?

તારો. ખરૂ નહિ ત્યારે શું ખોટુ છે કે ? એ તો ખાંડ છે, ખાંડ !

છ્બીરો. એમ છે કે ? આ ખાંડને માટે આટલુ બધુ ?

તારો. વિશ્વાસ ન આવતો હોય તો જરા ખાઈ જો ને !

છ્બીરો. ખરેખર, ખાંડ જ છે આ તો ! જરાએ શક નહિ જરૂર, ખાંડ જ છે.

તારો: મહારાજ કહેતા ગયા કે આ વિષ છે, જ્યાં ત્યાં એકાદુ ખોટું નામ જોડતના ગયા કે "બુસુ", મ્હને લાગે છે કે, જેથી આપણે બ્હીને એ ન ખાઈએ એટલા જ માટે-કેમ શું કહે છે ?

છ્બીરો. શું કહે બીજું ! આ હું જોઉં છું તો ખરો કે, જોતજોતામાં તો તું લગભગ બધુયે ચટ્ કરી ગયો ! મ્હને પણ જરા ખાવા દે.

તારો. ખા ને ! કોણ રોકે છે ?

છ્બીરો. પણ એટલું બધુ ખાઈશ નહિ. તુ તો બુકકે બુકકા મારે છે. ધીમે ધીમે ખા

તારો. શું કરૂ કહે ! વધારે ખાઉં છુ તો ત્હારાથી ખમાતું નથી, પણ આવો લાભ કંઈ રહેજે આવે છે ? જીંદગીમાં એકાદ વાર આવે તોયે ભાગ્ય ! છ્બીરો ! રહેવા દે શું કહું છુ ! કરે છે શું ? મહારાજ પાછા આવતાં જાણી જશે. આવીને જ્યારે જોશે કે "બુસુ"નો ડબ્બો ખાલી ખમ છે ત્યારે ! જ્યારે કશુ કહે છે ત્યારે ! મ્હારે શું ? હું તો કહી દઈશ કે, કોઈ પણ રીતે હું ત્હને અટકાવી શકયો નહિ ત્હેં જ બધુ ખાઈને ખલાસ કરી નાંખ્યું !

છ્બીરો. જો વળી ખોટી વાત બોલીશ નહિ મ્હેં તો ત્હને વાર્યો હતો. મ્હને જરાએ ન ગણકારતાં તું ત્હારે ચપોચપ ઝપાટતો જ ગયો ! મ્હેં તો ત્હને ઢાંકણું સુદ્ધાંએ ઉઘાડવાની ના કહી હતી. અને ઉલટો વળી મ્હારે માથે દોષ ચડાવા આવે છે ! આવવા દે, એમને. હુ બધી વાત એમની પાસે ફોડી દઈશ !

તારો. અરે ના, ના. મશ્કરી સમજતો નહિ હશે, જવા દે પણ, હવે ઉપાય શો થાય ? કહે જોઈએ ! ઠીક છે. આ દીવાલ ઉપર લટકે છે એ છબી ફાડી નાંખો. બરાબર મઝા આવશે !

છ્બીરો ઠીક, ફાડું છુ.

તારો. અરે રહે, રહે કરે છે શુ ? તુ જાણે છે કે એ છબીની શી કીમ્મત છે ? કેવા મ્હોટા હુશિયાર કારીગરે એ ચિત્રી છે ! મહારાજ આવશે તો ત્હારૂ માથુયે ભાગી નાખશે !

છ્બીરો: પણ ત્હેં તો મ્હને કહ્યુ અને હવે વળી પાછો બીજું બીજું બોલે છે !

તારો. ઠીક, ઠીક, મઝા ત્યારે તો.

છ્બીરો હા. હવે જ મઝા બરાબર આવશે. મહારાજ પાછા આવે એટલે જુઓ મઝા પછી !

તારો: આ જો નવાઈ જેવો મ્હાનો પ્યાલો, એને પણ ભાગીએ, આવ.

જીરોઃ ના, ભાઈ! હજીએ મઝા કરવી હોય તો, બાગવામાં અડયો ભાગ ત્હારેયે લેવો પડશે. પ્યાલાને એક બાજુથી તુ પકડ અને બીજી બાજુથી હું પકડું ત્યાર પછી, વચ્ચેથી મૂકી દઇશું, એટલે થયું. બસ એ પડયો .......

(જમીનદાર પ્રવેશ કરે છે.)

જમીનદાર. કેમ રે, આ શું માંડ્યું છે ? બન્ને લુચ્ચાઓ પૂરેપૂરા મસ્તીમાં આવ્યા છે ? બોલો, શું થયું છે ? જલદી બોલો!

તારોઃ બોલને અલ્યા જીરો, બોલને!

જીરોઃ તુ બોલને.

તારોઃ આજ્ઞા, ત્યારે બોલું છું. આ જુઓ, અમે સ્હેજ કુસ્તી કરતા હતા. આપ તો મહારાજ જાણો જ છો કે, જીરો મ્હોટો પહેલવાન્ છે મ્હને પકડીને, માથે ફેરવીને, એકદમ ભોંય ઉપર ઝીકયો. શું કરૂં ? જીવ બચાવવા માટે હું છળીને બાઝી પડયો. અને તેની જ ફરસ કરતીકને તે ફાટીને ચીરાઈ ગઈ!

જીરોઃ હા, મહારાજ! બધી સાચી વાત છે. ત્યાર પછી જ્યારે તારોએ મ્હને જેવો ઉંડાઈને મૂકી દીધો, તેવો જ, હુ પડયો, તે પડયો એકદમ ન્હાના પ્યાલા ઉપર, તેવા જ ભુક્કા!

જમીનદારઃ ગજબ! તોફાન! બદમાશી! હું તમને બન્નેને સખત શિક્ષા કરીશ!

તારો જાણીયે છીએ મહારાજ! અમે જાણીએ જ છીએ કે, જે દોષ અમે કરી છે ત્હેની સજા મૃત્યુ જ હોવી જોઈએ. મરવાનુ જ જ્યારે છે ત્યારે, પછી વિલંબ શા સારૂ ? તેથી આગળથી જ અમે, આપનુ "ઝુસ્સ" ખાઈ ને, મરણની રાહ જોતા બેઠા છીએ.

જમીનદાર "ઝુસ્સ" ખાધુ ? હેંય! બોલો છો શું ? "ઝુસ્સ" ખાધુ છે ? ત્યારે તો હવે વાર નથી. આ તમારાં શરીર સુકકાં લાકડા જેવાં થવા લાગ્યાં!

તારો- (રોતે અવાજે) આજ્ઞા, હા મહારાજ! "ઝુસ્સ" જ ખાધુ છે. અમે ધાર્યું હતું કે, એ ઘણું સખત વિષ છે તેથી પ્હેલા તો અમે થોડુ ખાધુ હતું પણ, અમે જોયું કે કંઈ ફળ થયુ નહિ તેથી જ પ્રમાણ સ્હેજ વધારીને ફરી ખાધુ પણ કાંઈ પણ અસર જણાઈ નહિ. ઉતાવળે એકદમ મરી જવા સારૂ, ઉપરા ઉપરી પ્રમાણ અમે વધારતા જ ગયા! પણ, શું કરીએ મહારાજ! એ એટલા પ્રયત્ન કરવા છતાં યે, આ પાપી પ્રાણ ન ગયા તે ન જ ગયા! સ્હેજ એક રજ જેટલુંયે વિષ અમે રાખ્યુ નથી. બધું લ્હાઈલ્હાઈને અમે સાફ કર્યું છે!

જમીનદાર હરામખોર લુચ્ચા, પાજીઓ! ઉભા રહો, હું તમને મઝા દેખાડું છું!

"માફ કરો, મહારાજ!" કહેતાં કહેતાં તારો અને જીરો બન્ને જીવ લઈ ને નાઠા. જમીનદાર સાહેબ તેમની પાછળ પાછળ દોડયા.



# મનુષ્યજીવનમાં રસબિન્દુઓ છે ખરાં

લેખક—રા. સા. ગણપતરામ અનુપરાય ત્રવાડી.

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૦ થી.)

ઉપરના સવાલથી એટલું તો નક્કી સમજાય છે કે હાલ ચાલતી સ્થિતિથી આપણા મનમાં કચવાટ ચાલ્યાં કરે છે, અને અસંતોષ ચાલુ છે, કેમકે એવી રીતે મનને વાળીને ટાઢા પથરા થઇને પડી રહેવું તેના કરતાં એક તત્વશોધકની પેઠે સત્ય શોધવાને સૉક્રેટીઝની પેઠે તરફડીઆં મારવાં તે વધારે પંસદ કરવા જેવું છે, કેમકે આપણામાં જે જિજ્ઞાસા જાણવાની પ્રયત્નભરેલી ઇચ્છા જ ન હોય, તો આ જીવન એક ખાબોચીઆમાં ભરાઈ રહેલા ગંધાતા પાણી જેવું મુડદાલ થઈ ગએલું સમજવું, અને તેવી હાલતમાં પ્રગતિના નામ ઉપર મીડું વળી ગયું છે, એમ જાણવું, આપણું આંતરસ્થ નીતિ-બળ સડી સડીને મૃતવત્ થશે અને તેથી છેવટે એવી તો ભયભરેલી, આત્મઘાતક સ્વપ્નવત્ ઉંઘમાં પડીશું કે તેમાથી ફરી જાગવાને નામે મીડું વળ્યું જશે.

પ્રશ્નકારે એટલું તો કબૂલ કર્યાં વિના તેનો છુટકો નથી કે મારી દૃષ્ટિએ જે દર્શન થયું છે, તે સર્વગ્રાહી નથી, દર્શન વક્ર કે ખોટું નથી, પણ એકપક્ષી છે. જે કાચમાંથી એ જોવામાં આવ્યું છે, તે વડે બધી બાજુનું ચિત્ર દેખાતું નથી પણ એક બાજુનું જોવાયું છે, જેમાં સામી બાજુના બળાબળથી તુલના કરવાનું રહી જાય છે. (આ સબંધમાં એમર્સનનો 'સમદર્શન' અથવા અદલબદલ'નો નિબંધ વાંચવાથી લાભ થશે) ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોર એ સવાલનો ખુલાસો 'સાધના' નામના તેના લેખમાં નીચે પ્રમાણે આપે છે —'જીવસૃષ્ટિમાં જે જીવન-કલહ બની રહ્યો છે, તેને પ્રકાશિત કરવા માટે વિજ્ઞાનશાસ્ત્રી મુદ્દાની બાબતોનો સંગ્રહ કરે છે, ત્યારે સમગ્ર સૃષ્ટિ જાણે પગથી માથા સુધી લોહીની નદીમાં તરબૂડ થઇ ગઈ હોય, એવી દેખાય છે, આપણાં માનસ ચિત્રોમાં રંગ તથા રૂપને જે સાકારપણે દેખાડવામાં આવે છે, તે વાસ્તવિક રીતે પળે પળે ક્ષણે ક્ષણે બદલાતાં જતાં હોવાથી તે દૃઢ હોતાં નથી આપણા શરીરના પ્રત્યેક ચોરસ ઇંચ ઉપર દબાતું કેટલું વજન હોય તેની ગણતરી કરીને આપણે તેની તળે છુંદાઈ જઇએ એમ સાબીત કરી બતાવવામાં આવે છે. પણ જેમ સામસામાં તાજવામાં તોળવાની વસ્તુ અને તોલનાં કાટલાં હોય છે, તેમ આપણાં શરીર ઉપર પડતા દબાણના બધા ભારની સામા અંદરથી સહન કરીને તેને ઉઠાવવાવાળું સામું વજન હોય છે, અને તેથી ગણિતના હિસાબે વાતાવરણનો ઇંચવાર જે રાક્ષસી બોજો આપણને દબાવી દે એવો હોય છે,

તે સર્વને ચંન્દ્રના પ્રતિભાર-બળથી આપણે એવી રીતે ઉપાડીએ છીએ કે આપણને તે સામો ભાર હલકો ફૂલ જેવો નહિવત્ જણાય છે.

આખા જગતને-નાના મોટા સર્વે પ્રાણીઓને મૃત્યુરૂપી દ્વારમાં થઇને પસાર થવું પડે છે. તે અનિવાર્ય દ્વાર ઉપર આપણા અવલોકનનું અજવાળું સચોટ રાખીને જોઇશું તો આ બધું વિશ્વ એક મોટું કતલખાનું છે, એમ જણાશે. એમ છે છતાં જે જીવનવ્યાપારની ધમાલ ચાલી રહી છે, તેમાં મૃત્યુનો વિચાર કોઈ પણ કરતું હોય એમ જણાતું નથી, આપણું મન યમ-દ્વાર ભણી ક્ષણ વાર પણ થોભતું નથી, એમ આપણે જાણીએ છીએ. કુદરતમાં જેમ જીવનકલહ ચાલી રહ્યો છે, તેમ સામાં તાજવામાં છોકરાંછૈયાં ઉપર પ્રીતિ અને મિત્રો તથા ભાઈબહેનો ઉપર ભાવ પણ ચાલી રહ્યો છે-વળી એ બાળબચ્ચાં વગેરેને માટે માબાપો તરફથી પોતાની જાતનો ભોગ પણ એ પ્રેમને લીધે અપાય છે, અને એ પ્રેમ જ આપણી જીંદગીમાં એક ક્રિયાસિદ્ધ-ખરેખરૂં તત્વ છે. આ દુનિયામાં એક જ બળથી પરિણામ પામે એવી વસ્તુઓ ઘણી થોડી છે. આપણે જેને પરિણામ કહીએ છીએ તે સામસામા બળોનું પરિણામ છે, તે પછી સ્થૂળસૃષ્ટિમાં કામ કરી રહ્યાં હોય, કે સૂક્ષ્મ વા માનસ સૃષ્ટિમા કામ કરી રહ્યાં હોય, ગમે તેમ હોય પણ એ સામસામાં બળ સો સાથે જ પોતાની ક્રિયા કે કામ કરે છે, જ્યાં જુઓ ત્યાં સમતોલપણું જોવામાં આવશે. આવી રીતે વિગ્રહ મચાવી રહેતાં તત્વોની સામાં આપણે યુદ્ધ કરી કરીને આપણાથી બની શકે તેટલો લાભ મેળવી લેવાનો છે અને એ કામ તે ખરેખર વિજ્ઞાનશાસ્ત્રનું છે. કારણકે અત્યાર સુધીમાં ઉપયોગિતાનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રો, જેવાં કે જીંદગીનાં સુખનાં જરૂરી સાધનો, રોગ અને અકસ્માતથી થતાં તીવ્ર દુઃખ દરદ મટાડવાના ઉપાયો અને બીજી અનેક રીતો અહીં ગણાવવા જતાં પાર આવે એમ નથી અને વિષયાન્તર થઈ જતાં હાલ ચાલતા પ્રકરણને બાજુ ઉપર મૂકવું પડે-એવાં અનેક ક્ષેત્રોમાં વિજ્ઞાનશાસ્ત્ર ડગલે ડગલે કામમાં આવે છે. જીંદગીની આવી નવી નવી કૃત્રિમ સ્થિતિઓ જનમંડળમાં ઉપજી રહી છે, તેથી સામા યુધ્ધ મચાવવા સજ્જ થયેલા અને જ્ઞાનના પ્રકાશમાં આવેલા માણસોએ અત્યંત બાહોશીથી મંડી પડવાનું છે, અને માણસ જાતના દુઃખ દૂર કરવાને આવા પ્રગતિના, બળના અસ્તિત્વ અને તેના હિતકારક ફળની કોઇથી ના કહેવાય એમ નથી. આવી વિષમતા અને આવા અન્યાય મુડી અને મજુરી-પૈસાદાર વર્ગ અને કામદાર વર્ગની વચ્ચે જે આવે છે તેથી સામા 'સોશિયલિસ્ટ'-(જનમંડળના હિતચિંતકો)નું સઘળું બળ વપરાઈ રહ્યું છે.

પણ જીવનમાં જે મનુષ્ય કવિતાનો આનંદ-કાવ્યરસ અનુભવવા ઇચ્છતો હોય, તેને તો જવાબમાં ખરેખર એટલું કહેવાનું છે, કે અંદર તમારા આત્મામાં ઊંડા ઉતરીને જુઓ.

એ વસ્તુની પ્રાપ્તિ તમને બહારથી મળવાની નથી, પણ અંદરથી ખોળી કાઢવાની છે એટલા ઉપરથી માત્ર કલ્પનાશકિતને રમાડયા કરવાની છે, એમ સમજવાનું નથી. તેમ જે દૃશ્ય પદાર્થો આપણી આસપાસ છે, તેમાં કવિતાનાં રસબિંદુઓ નિહાળવા એ તો કેવળ બુદ્ધિને ઠગવાનું છે, એમ પણ કહી શકાય એમ નથી, અને જે બનાવો આપણી આસપાસ બનતા રહે છે, જે નહિ તો આપણી નજર બહાર રહ્યાં જાય છે, તે પદાર્થો અને તે બનાવો સૂર્યચંદ્રના પ્રકાશમાં ચળક ચળક થઈ રહેલાં જળપ્રવાહનાં ઉમદા રંગબેરંગી પુષ્પોના સૃષ્ટિસૌંદર્યનાં અને જે શાંતિ આપણા ધ્યાનને મુગ્ધ બનાવીને, આપણા આત્માને ઉન્નત કરે છે, તેનાં ચિત્રો આપણી હૃદય-ભૂમિ ઉપર ચિતરવા આપણે વારવાર યત્ન કરવો જોઈએ. વળી જે જીવન-કલહના અચળ અને અડગ કાયદાના દેખીતા સામસામા વિરોધી બળથી આમથી તેમ અને તેમથી આમ કાંઈપણ પ્રયોજન વિના અફળાવા કુટાવાને જ આપણે સરજાયા છીએ એવું આપણને લાગે ત્યારે, પછી આ નિષ્પ્રયોજન, હેતુ વિનાના જગતમાં એક બીજાની સાથે મારામારી અને કાપાકાપી કરી રહેલા આ બધા જીવો ઝગડો કરી રહેલા છે, જ્યાં અનેક પ્રજાઓમાં પ્રારબ્ધ અને જે વસ્તુઓ આપણા જોવામાં આવે છે તેના, અને જોવામાં નથી આવતી તેનાં પ્રારબ્ધ કોઈ લાગણીવાળા પ્રેમથી ભરેલા, સમજ શક્તિવાળા વ્યક્તિકરથી દોરવાતા દેખાતાં નથી. આપણે માત્ર પ્રભુપ્રાર્થના કરનારા—માત્ર એક યંત્રરૂપ—જાણે આપણે આપણો જ શિકાર કરનાર યંત્રરૂપ છીએ અને વિશેષ કંઈ જ નથી—જાણે કુદરતમાં—પ્રકૃતિમાં અને તેની કૃતિઓમાં કાંઈ નિયમ જ નથી કે નથી કાંઈ પરસ્પર એકતા કે પરસ્પરનો સહાયકભાવ કે એક બીજા સાથેનું સામ્ય. પ્રત્યેક સુંદર પુષ્પ આપણી દૃષ્ટિએ પડે તે બીજાઓનો નાશ કરી કરીને જીવવા પામ્યું છે, એમ આપણે માનવું એવી રીતે આપણને કહેવામાં આવે તો તે બધી વાતોને પડતી નાંખવાને ચાહીશું અને વસ્તુમાત્ર ઉચ્ચતર પ્રારબ્ધને પ્રાપ્ત થતી જાય છે, અને તેની પાછળ કાંઈક હેતુ સમાએલો છે, એમ માનવાને તથા મનુષ્યના દિવ્યતર ગુણોની ઉત્ક્રાન્તિ થતી જાય છે, એવા શ્રેયસ્કર વિચારો ઉપર શ્રદ્ધા રાખીને આ દેહ છોડવાને અમને તો ગમશે

એ તરંગોને માત્ર 'ભ્રમણાઓ' કહેવામાં આવે, તેમાં શું? એ વિચારો ઉચ્ચતર ભૂમિકામાં આપણને સ્થાપે અને ક્રિયાઓમાં જોડે એ જ પુરતું છે, તેથી જીવનની દેખીતી વિરુદ્ધ વાતોનો ખુલાસો થાય છે અને આપણી મુશ્કેલીઓ અને શોકસંતાપના વખતમાં એ કલ્પના આપણને આશ્વાસન આપે છે. વળી આપણા આ જીવનકલહ અને આપદાઓમાં આપણા હૃદયના સૂક્ષ્મતર અને અધિક કોમળ ઉદ્ગારોની, હરખનાં અને પ્રેમનાં આંસુડાંની, ઉચ્ચતર જીવનના અન્તરતમ નાદના મુગ્ધ અતિઘોષની ઉપેક્ષા કરવાની નથી; કારણ કે રાસ્કે મોકડો.

---

નલ્ડના શબ્દોમાં બોલીએ તો 'આત્મા જે દીસે છે, તેના કરતા તે મોટો છે.' આપણને ખરે માર્ગે દોરવવાને જે સત્ય વસ્તુ છે, તેને પહોંચવાને જે અતસ્તમ, નિરન્તર' શબ્દાર્થની સ્વૈચ્છિક તૃષ્ણા બની રહે છે, તેની ભાવના અનુસાર આગળ વધવાને આપણે ઉપેક્ષા કરવાની કે અભાવ કરવાના નથી. જો કોઈ પણ વ્યક્તિ આ અને એવી બીજી લાગણીઓ પ્રતિ જાગતી હોય અને જ્યાં ત્યાંથી સત્યનો પ્રવાહ આવતો હોય ત્યાંથી તે ઝીલવાને હમેશાં તૈયાર હોય તો જીવનનું સાચુ કાવ્યામૃત તેનાથી ઘણે આઘે છે, એમ ધારશો નહિ.

ભૂતકાળ ઉપર નજર કરતાં જગતના ઇતિહાસમાં માણુસોને સઘળી સ્થિતિ(*Stages*)માં આ આત્મિક ઝગડો કેવી રીતે જણાયો છે, તે ચોકખી રીતે દેખાઈ આવે છે. સ્ટૉપફોર્ડ એક સદીના અંગ્રેજી સાહિત્યના ઇતિહાસની તપાસ ચલાવી છે. તેમાં 'સાહિત્યમાં ધર્મ અને જીવનમાં ધર્મ' નામનું એ. બ્રુકે એક વખાણવા લાયક નાનું પુસ્તક લખ્યું છે, તે આ સવાલ ઉપર પુષ્કળ અજવાળું નાખે છે. હજારો માણુસોના મુખરૂપ થઈને અમર પદને પામેલા કવિઓએ કેવા કેવા આદર્શોનો ઉપદેશ કર્યો છે, તે એ ઉપરથી સમજાય છે. બર્ન્સ કવિએ માણુસ જાતમાં મનુષ્યત્વનું ચૈતન્ય રહેલું છે, તેનું સ્થાપન કર્યું છે. હલકામાં હલકા જન્તુથી માંડીને શ્રેષ્ઠ પદે વિરાજતા માણુસ સુધીના અખિલ વિશ્વને ઉંડાળા પ્રેમમાં બર્ન્સે રસબસ કરી દીધું છે. વર્ડ્ઝવર્થે એ ચૈતન્યને વિસ્તારીને ગામડામાં વસનાર એક ગરીબ અજાણ્યા ગામડિયાના જીવન ઉપર સ્વર્ગનું અજવાળું અને કલ્પનાનો પ્રકાશ રેડ્યાં છે; અને કાવ્યના સંગીતમાં રહેલાં સૌંદર્ય તથા કોમળતા વડે માનવ હૃદયના સઘળા સ્વાભાવિક અને સાદા જીવનને સુખમાં તેમ જ દુઃખમાં સંગીતમય કરી મુક્યું છે. અને તેમ કરીને તેણે કુદરતને માનવ હૃદય અર્પીને તેને સજીવ કર્યું, તે કુદરત ઉપર પ્રીતિ કરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે તે કુદરત આપણા ઉપર પણ પ્રીતિ રાખે છે. કીટ્સ કવિ સૌંદર્યનો ધર્મ પ્રબોધતો જ્યારે ઉપલા વર્ગના ધનવાન લોકો માત્ર સ્થૂળ સુખથી થાકવા લાગ્યા અને કેવળ કાંચનને માટે જીવવા માટે કંટાળ્યા, અને જ્યારે જે વસ્તુ જ પૈસાથી પ્રાપ્ત થઈ શકતી નથી, તેવી વસ્તુઓ અને તેવી વસ્તુઓના આદર્શ માટે ઝંખવા લાગ્યા, ત્યારે તે આદર્શમાં ટેનિસન અને બ્રાઉનિંગ જેવા કવિઓએ આત્માને હલમલાવી નાખે એવા જીવનના આદર્શો ઉપદેશવા લાગ્યા તેની કુંચી હાથ લાગે છે. 'વર્તમાનમાં જ જીવો અને વર્તમાન માટે જ જીવો, પણ તેટલાથી જ સંતોષ પામીને અટકશો નહિ. પાછળ ને પાછળ હઠતા જતા ચળકાટને છોડશો નહિ, તેની પાછળ લાગ્યા જ રહેજો, અને જે આદર્શોનો સાક્ષાત્કાર અવિનાશી જીવનમાં ફળીભૂત થાય એમ છે તેને છટકવા દેશો નહિ. આપણે કોઈ આજના—એક

દિવસની છંદગીના જીવનથી, આપણે મૃત્યુ માટે નિર્માણ થયેલા જીવો નથી, પણ અનંત પ્રગતિને માટે નિર્માણ થયેલાં પ્રાણી છીએ' આર્નોલ્ડ, કલ્લુ અને કાર્લાઈલ 'કર્તવ્યબુદ્ધિ'નો ઝુંડો લઈ તેનો ઉપદેશ કરવા લાગ્યા. વિજ્ઞાનશાસ્ત્રની અજાયબ ભરેલી શોધો જોઈને માણસો પહેલવહેલા કેવાં ઝંખવાઈ જતાં અને પછી વિજ્ઞાનવાદીઓએ જે માત્ર વિજ્ઞાનીય વિચારોનું સર્વોપરિપણું વીજળીના ઝબકારાની પેઠે તેની સામા જનમંડળ આગળ ધરી ધરીને માણસોને થકવી નાંખ્યા, તે આપણા જોવામા આવે છે, કારણ કે વિજ્ઞાનસાગરનો પહેલો તરંગ આવવાની સાથે મન એવુ બની ગયુ કે જે પદાર્થો પ્રયોગવડે કે કોઈ રીતે સાક્ષાત બતાવી શકાય નહિ, તેની કેવળ ઉપેક્ષા થવા લાગી. સૌંદર્યને માટે દરકાર નહી, મનોવિકાર જાણે છે જ નહિ એવી તજવીજ થવા લાગી આદર્શની સામા દૃષ્ટિ કરવાની વાત જ કોરે મૂકાઈ, અને કળા કે કુદરતમાં આનંદનુ નામનિશાન ન રહ્યુ, માત્ર એક ચમત્કાર તરીકે તેને શોધના પ્રયોગને અધીન કરવા સિવાય બીજુ કાંઈ જ આકર્ષણ રહ્યુ નહિ

વિચારો, વિકારો, કલ્પનાઓ, પૂજન અર્ચન, એ બધુ માત્ર મગજમાં જડ વસ્તુમાંથી થતા ફેરફાર સિવાય બીજુ કાંઈ જ નથી, એવા ખ્યાલ પણ ચાલી રહ્યા હતા, એવે અણીને સમયે બ્રાઉનિંગ અને ટેનીસન કવિઓએ અધઃપાત થતાં રક્ષણ કર્યું, અને લોક જેને માટે પોકાર કરી રહ્યા હતા, તે તેમને આપ્યુ વિજ્ઞાન-સાગરના પહેલા ખળકામાંથી શુ આપણે બચ્યા છીએ? વિજ્ઞાન કહો કે વિદ્યા કહો, તેની અને ધર્મની વચ્ચે અથવા વિદ્યા અને ધર્મશૂન્યતા વચ્ચે જે વિરોધી ભાવ ચાલી રહ્યો છે, તેમાંથી આપણે ટકી રહ્યા છીએ? ત્યારે હવે જીવનના સાચા રસસ્વાદ વિષે આપણે શો નિષ્કર્ષ કાઢવો? કવિતાનો આપણે શો અર્થ કરવો? એમર્સન અથવા વર્ડ્ઝવર્થ પ્રકૃતિ સાથે મૂક વાત-વ્યવહાર ચલાવવાનો ઉપદેશ આપ્યો છે, તેની સાથે મળતા થવુ કે પંડિત રવીન્દ્રનાથ ટાગોર કહે છે કે આપણે જ્યારે સાનંદાશ્ચર્યમાં સ્તબ્ધ અથવા મુગા બની જઈએ છીએ, તે સમયે આપણી નસોમાંથી જે વહન કરે છે તેને કવિતા કહેવી? અને તાજમહાલ કળા અને સૌંદર્યના શિખર રૂપે છે તે, અને તેને ફરતો આસપાસનો દેખાવ પુનમની ચંદ્રની રાતે નીચે ચળક ચળક થઈ રહેલાં જમનાજીનાં નાનાં નાનાં મોજાં અને ઉપર શાંત ગંભીર આકાશ જોતાં જે ભવ્યતાનું અને સુંદરતાનું ઉચુ ભાન થાય છે, તેમાં કવિતા રહેલી છે? સમગ્ર વિશ્વજીવનનો જે વિદ્યુત્મય પ્રવાહ વહી રહ્યો છે, તેના વાહકના એક અંશરૂપે આપણે પણ છીએ, એવી સ્વપ્નસૃષ્ટિમાં આપણે ઉતરી પડીએ વાદળાંમાં, હવામાં, ધરાક અને નીરાક(નદીઓ)માં ઝાડ પત્થર અને માણસમાં એ વીજળી આરપાર ચાલી રહી છે, કેમકે એ પ્રવાહ કશામાં થઈને ન જાય એમ નથી, તેને કહ્યુ જ

અજોડ નથી, તેને કાવ્ય-સરિતા સમજવી ? કે પછી આર્નોલ્ડ અને કાર્લાઈલની સાથે આપણે કહેવા લાગીશું કે બાળકોનાં નિર્દોષ મુખડાંમાં જે દેખાય છે તે કવિતા ? અથવા એક માયાકુલ કૃત્ય કરવામાં કે કોઈ બહાદુરીનું કામ કરવામાં જે ભાન રહે છે તે કવિતા કે કોઈ ડૂબતા છોકરાની જિંદગી કોઈ લંકૂ ગ્રામ્યવાસીએ બચાવવામાં અને તેના બદલામાં જે ભારે ઈનામ આપવા માંડયું તેની ના પાડવામાં તે કવિતારસ રહેલો છે ? અથવા વળી હાલમાં જે યુરોપી વિગ્રહ ચાલી રહ્યો છે, તેમાં લડતાં લડતાં વચ્ચે વિશ્રાંતિના સમયમાં બ્રિટિશ સિપાઈઓ ફુટ-બોલની રમત રમવામાં પસાર કરતા, તેમાં કાવ્યચમત્કૃત પ્રતીત થાય છે ? અથવા ઘરડાં માબાપની અથવા આપણા જાતિભાઈઓની સેવા કરવામાં કાવ્ય-જીવન જણાય છે ? અથવા રણસંગ્રામમાં તેના ઉધમાં આવી ગયેલા છોકરાના હાથમાંથી રખેને તે જાગી જાય માટે બંદૂક ધીરે રહીને નરમાશથી સાચવીને ખસેડે છે, તે વખતના તેના લાગણીભર્યો સ્વર અને બચાવમાં આપણે જે જોઈએ છીએ તે તો કવિતા નહિ હોય ? અથવા વળી શાયલૉક જેવા માનવ-લોહી પીનારના પંજામાંથી પોતાના ધણીને કાયદાની અદાલતમાં પોતાની ચતુરાઈથી છોડ-વીને પોતાના મકાનના દીવાના દૂર સુધી પહોંચી વળતાં અજવાળાનાં કિરણોની પોર્શ્યાએ જે કદર કરી તેમાં કાવ્યરસ ટપકતો હશે ? કે એક માતા પોતાના પુત્રને લાંબા વિયોગ પછી પાછા મળતાં અથવા પોતાના પુત્રના બહાર જતાં વિયોગ પામતી માતાના આંસુમાં તે કવિતા વસે છે ? અથવા આપણે ગગનવિહારી થઈને હજુ પણ ઉંચે ચઢતું, અને જોઈતી વસ્તુ વાદળાંની પણ પાછળ જે ચમકારા થાય છે, તેમાંથી મળશે ? કે કવિઓ અને તત્વજ્ઞ પુરુષો ગ્રહ-ઉપગ્રહોના નિત્ય ભ્રમણમાં જે સંગીત-સૂર ચાલી રહ્યો છે તેના નાદમાં એ સ્વર સંભળાશે ? અથવા તો વળી જે ઇલેક્ટ્રોનનાં પરમાણુ જડચેતનની આપણી આજ સુધીની સઘળી કલ્પનાઓને ફરીથી તપાસવાનો અને તપાસીને મત ઉચ્ચારવાને સૂચવે છે, તે ઇલેક્ટ્રોનમાં એ અમૂર્તબિંદુઓ ક્યાંઈ રહ્યાં છે ? અથવા તો જે સત્ય પર ધીમહી આપણી ભવિતવ્યતાનો માર્ગ બતાવે છે તે સત્યનું કોઈ કોઈ વિરલ ક્ષણોમાં આપણને સ્ફુરણસત્તાનું ભાન કરાવે છે તે દિવ્ય ક્ષણોમાં જે સત્ય આપ-ણને અંતર્હિત ધ્વનિ દ્વારા ખરે રસ્તે સંભાળથી સાચવે છે અને દોરે છે, અથવા તો જે સત્ય સજીવ અથવા નિર્જીવ કહેવાતા અને જણાતા ભૂમંડળમાં પ્રત્યેક પરમાણુ આપણી નાડીની પેઠે ધબકધબક થઈ રહ્યું છે, તે પરમાણુ આ અખિલ વિશ્વમાં કોઈ એક ભવ્ય ગંતવ્યસ્થાન પ્રતિ કોઈ હેતુ વિના નથી, એમ આપણી ખાત્રી કરી આપે છે તે સત્યમાં તે કાવ્ય ઓતપ્રોત વણાઈ ગયું છે ?

હવે શ્રી રમેશચન્દ્ર દત્તના શબ્દોમાં આ વિષયને પૂરો કરીશું. 'બંગાળ-સાહિત્ય 'ના તેના નિબંધોમાં તે લખે છે કે આપણી રસિકતર લાગણીઓ, તથા આપણા સુંદરતર હૃદય

શાવો કેવા છે, તે ચોકસ રીતે બતાવી શકાય એમ તો નથી, તો પણ તે કેવા કેવા હોય છે, તે તો આપણે સઘળા જાણીએ છીએ. બળવાન અથવા શક્તિમત્તાને માટે તથા ભવ્યતાને માટે પૂજ્યભાવ, નીચેનાને માટે તથા દુખી માટે સદ્દભાવ અને શોક, નિર્દોષ અને સુંદર વસ્તુને માટે પ્રેમ, એ અને એવાં જ બીજા લક્ષણોથી આપણા હૃદયની સુંદરતર વૃત્તિ વિશેષ જણાય છે અને જે આવી વૃત્તિઓને સ્ફુરાવે છે કે જગાડે છે, તે જ ખરૂં કાવ્ય—તે જ શુદ્ધ કવિતાની સરિતા......વસ્તુ-વૈચિત્ર્ય પણ એ જ અસર કરે છે સૃષ્ટિસૌંદર્ય, વર્ષની છ ઋતુઓ, દિવસના કલાકો, આપણી રોજની જીંદગીના આકસ્મિક બનાવો, વહાલા સગાંનો સંયોગ તેમ જ વિયોગ એ સર્વ આપણામાં એવી જ અસર પેદા કરે છે, અને તેથી સરોવરના તીરે શાંત સાયંકાળની શાંતિમાં કવિતા વસે છે, એમ આપણે બોલીએ છીએ. એમ કરતાં એ ઉંચા પર્વતોમાં અને બરફથી ઢકાઈ ગયેલાં શિખરોમાં વિશેષતર ઉન્નત ભાવની કવિતા ભરાઈ રહે છે. કેમકે કોઈ પણ કાવ્ય-રચનાથી પ્રેમની અથવા સૌંદર્યની અથવા ભવ્યતાની જે લાગણીઓ પ્રકટી નીકળે છે, તેવી જ પ્રેમની, સૌંદર્યની તથા ભવ્યતાની ભાવનાઓ આથી પણ આવી જ પ્રકટી નીકળે છે.

---

# બ્રાહ્મણપણું એટલે શું ?

લેખક—રા. અમૃતલાલ સુંદરજી પઢીઆર.

( અનુસંધાન પૃષ્ટ ૧૧૮ થી )

શીકંદર.—એ બધી વાતો ઉપરથી મારી ખાત્રી થાય છે કે, બ્રાહ્મણધર્મે અતિ ઉચ્ચ વિચારનો છે. પણ મને માફ કરજો હો, તેના વર્તનમાં મને બહુ સાંકડાપણું જણાય છે.

એ સાંભળીને શૌનક વિચારમાં પડી ગયા, અને જરા વાર પછી કહ્યું કે, રાજાજી! તમારી એ વાત કેટલેક દરજ્જે ખરી છે.

શીકંદર —તમે બ્રાહ્મણ થઈ ને બ્રાહ્મણોની ભુલ આવી રીતે ખુલ્લા દીલે કબુલ કરો છો, એ જોઈને મને બહુ આનંદ થાય છે, અને તમારે માટે મને ખાસ માન ઉત્પન્ન થાય છે

એ પછી જરા વાર રહીને શીકંદરે શૌનકને કહ્યું કે, હે ગુરૂ મહારાજ! મને બ્રાહ્મણ ધર્મ શીખવવા માટે, મને બ્રાહ્મણ બનાવવા માટે તમે મારી સાથે મારા મુલકમાં નહિ આવો

શકો ? જો આવી શકો તો તમારે માટે તમે કહો તે પ્રમાણે દરેક પ્રકારની સગવડ થઈ જશે અને તમારી સોબતથી મને બહુ આનંદ થશે.

શૌનકઃ—એ માટે હું વિચાર કરીને જવાબ દઈશ.

સીકંદરઃ—આજે રાતે મારે ત્યાં જમવા માટે આપને ફરીથી વિનતિ કરૂં છું. (પંજાબના રાજા સામે જોઈને કહ્યું કે ) આ રાજાસાહેબ તમારી રીત પ્રમાણે બધી તૈયારી કરાવશે.

સીકંદરનો બહુ આગ્રહ જોઈને શૌનકે નોતરૂં કબુલ રાખ્યું. એ પછી માનપૂર્વક રીતે નમન કરીને સીકંદર ત્યાંથી રવાના થયો.

સીકંદરના ગયા પછી શૌનકના એક શિષ્ય શિવશર્માએ પૂછ્યું કે, હે મહારાજ ! શું તમે એ યવન બાદશાહને ત્યાં જમવા જશો ?

શૌનકઃ—હા.

શિવશર્મા.—એ યવનને ત્યાં જમવાથી પાપ નહિ લાગે ? અને બીજા બ્રાહ્મણો આપણી ઉપર ગુસ્સે નહિ થાય ?

શૌનકઃ—બેટા ! એ તો બહુ નાની વાત છે, એવી નાની વાત સારૂ કરીને કાંઈ અતિ મોટો લાભ છોડી દેવાય નહિ.

શિવશર્માઃ—એ મોટો લાભ કીયો !

શૌનકઃ—સીકંદર જેવો દુનીઆને જીતનાર બાદશાહ આપણા સનાતન આર્ય ધર્મની ખુબી સમજે અને બ્રાહ્મણ બનવાની મહેનત કરે, એ કરતાં વધારે મોટો લાભ બીજો કીયો ! એ એક રાજામાં થોડું બ્રાહ્મણપણું આવવાથી પણ જગતનું કેટલું બધું ભલું થઈ જાય ? એ તું સમજી શકે છે ? એ પુણ્યની આગળ ખાવાપીવાનું પાપ શું હિસાબમાં છે ? અને બીજા બ્રાહ્મણો તો ખટપટ કર્યા જ કરે એમાં નવાઈ શી ! કોઈ અદેખાઈથી સામા થાય, કોઈ રિવાજને ખાતર સામા થાય, કોઈ કાંઈ પણ જાતની ખાસ સમજણ વિના સામા થાય, અને કોઈ મૂર્ખાઈથી સામા થાય, એ સારૂ કરીને કાંઈ એક પરદેશી રાજાને બ્રાહ્મણપણું આપવાની તક છોડી દેવાય ? સિદ્ધાંત સમજીને ભલી ઇચ્છાથી જે સામા થતા હોય તેને જવાબ દેવાની જરૂર છે. બાકી એવા અલેલટપુઓને ગણે છે કોણ ? એવાં તુમડાંઓ તો સાથે મળે ત્યારે ખડખડયા જ કરે

શિવશર્મા.—મારા દાદા તો એમ કહેતા હતા કે, યવનોનું ખાવાથી બ્રાહ્મણપણું જતું રહે છે.

શૌનકઃ—એ વાત તું માની શકે છે ?

શિવશર્માઃ—નહિ.

શૌનક :—શા માટે નહિ ?

શિવશર્મા —એકલા ખાવાપીવામાં જ કાંઈ બ્રાહ્મણપણું આવી જતુ નથી. અનેક સદ્ગુણો મળીને બ્રાહ્મણપણુ થાય છે, તેમાં એ એક અગ કદી ઓછુ થાય તો તેથી કાંઈ બ્રાહ્મણપણુ જતું રહેતુ નથી. જેમ કોઈ બ્રાહ્મણમા ક્રોધ વધારે હોય છે, કોઈ બ્રાહ્મણમાં દ્વેષ વધારે હોય છે, કોઈ બ્રાહ્મણમાં કામ વધારે હોય છે, કોઈ બ્રાહ્મણમાં અભિમાન વધારે હોય છે. અને કોઈ બ્રાહ્મણમાં મોજશોખની વૃત્તિ વધારે હોય છે, છતા પણ તેનુ બ્રાહ્મણપણુ જતુ નથી, તેમ જ કોઈ બ્રાહ્મણ કદી ખાવાપીવાની બાબતમાં ઉતરતો હોય અગર યવનોનુ ખાતો હોય તો તેથી કાંઈ તેનું બ્રાહ્મણપણુ જતુ રહેતુ નથી. અલબત્ત એટલુ ખરૂ કે કોઈ બ્રાહ્મણ ક્રોધી હોય, કોઈ દ્વેષી હોય કે કોઈ અભિમાની હોય તો તે બ્રાહ્મણના બ્રાહ્મણપણામા એટલી ખામી છે. તેમ જ ખાવાપીવાની બાબતમાં પણ જે બ્રાહ્મણ જેટલી વધારે પડતી છૂટ લેય તેટલું તેનામાં બ્રાહ્મણપણુ ઓછુ છે, બાકી એથી કાંઈ બ્રાહ્મણપણુ જતુ રહેતુ નથી, એમ હું માનું છુ

શૌનક —આ ખુલાસો તુ જાણે છે ત્યારે મને કેમ પૂછ્યુ ?

શિવશર્મા —આ એ સબધી આપના વિચારો જાણવા સારૂ.

શૌનક —બેટા! એ સબધી મારા વિચારો બહુ ઉદાર છે. હું તો એમ માનુ છુ કે, સીકદરની સાથે જમવાથી મને પાપ નહિ લાગે પણ ઉલટુ ઘણુ જ—ઘણુ જ પુણ્ય થશે. એટલું બધું પુણ્ય થશે કે, હમણાં જેનો આપણને ખરો ખ્યાલ પણ આવી શકે નહિ, એટલુ જ નહિ પણ આવી તક મહાભાગ્યશાળીઓને જ મળે છે એટલે એવી તકનો લાભ લેવાથી દેવતાઓ પણ રાજી થાય છે. માટે બેટા! મેં તો નિશ્ચય કર્યો છે કે, હુ સીકદરની સાથે યવનના દેશમાં જઈશ, અને ત્યાના લોકોને બ્રાહ્મણ બનાવવાની મહેનત કરીશ

એ સાંભળીને શિવશર્મા અજબ થયો અને પોતાના ગુરૂની સામે જોઈ રહ્યો, ત્યારે શૌનકે કહ્યુ કે,

બેટા! એમા અજબ થવા જેવુ નથી, એમાં તો ખાસ ખુશી થવા જેવુ છે, કારણ કે ઘેર બેઠાં "હાથણી કળશ ઢોળવા આવે ત્યારે મોઢું ફેરવી જાય" એવી મૂર્ખાઈ તે કોણ કરે ? સીકદર મારા આશ્રમમાં આવીને કહે કે, ચાલો મારી સાથે ત્યારે મારા દેશમાં એવી તક કાંઈ મળવાની છે? બેટા! યાદ રાખજે કે સીકદરની મ્હોટાઈથી અંજાઈ જઈને હું કાંઈ મારા અંગત સ્વાર્થને ખાતર યવનોના મુલકમાં જતો નથી. પણ સીકદર જેવો મહારાજાધિરાજ બ્રાહ્મણ બનવાની કોશીશ કરે તો એથી કરોડો લોકોને કેટલો બધો ફાયદો થાય ? તેનો જ હું ખ્યાલ

ઠરૂં છું. અને મારા ધર્મ ઉપર મને પ્રેમ છે તથા મારા બ્રાહ્મણપણાનું મહત્વ હું સમજુ છું. માટે હું મારાં બાઈડીછોકરાંને તજીને, મારા વિદ્યાર્થીઓને તજીને, મારા જુના સ્નેહિઓને તજીને અને મારા પવિત્ર દેશને તજીને મારી વૃદ્ધાવસ્થામાં હું યવન દેશમાં જવા તૈયાર થયો છું, તે શું બ્રાહ્મણપણું છોડવા માટે કે બ્રાહ્મણપણું વધારવા માટે? હું આવી રીતે મારા સ્વાર્થોનો ભોગ આપું છું એથી મને પાપ વધારે થશે કે પુણ્ય વધારે થશે?

શિવશર્મા —મહારાજ! પરદેશગમનનું ને ખાવાપીવામાં થતા સ્પર્શાસ્પર્શનું વિચાર જરાક જેટલું પાપ કયાં? અને આ સ્વાર્થત્યાગ તથા આ બ્રાહ્મણપણું વધારવાનું પુણ્ય કયાં? એની સરખામણી કેમ થઈ શકે? ખચિત જેને કાંઈ કરવું ન હોય કે સમજવું ન હોય એવા મૂર્ખ લોકો જ આવા ખાવાપીવાના પાપના ઝઘડામાં રહી જાય છે.

શૌનક મહારાજના આશ્રમમાં જ્યારે આ વાત થતી હતી ત્યારે ત્યાં ધનપાળ નામે એક વાણીઓ પોતાની બાયડી બીમાર હતી તે માટે મહારાજ પાસે દવા લેવા આવ્યો હતો. તેણે આમાંની થોડી વાતો સાંભળી હતી, તેથી તેણે શૌનકને પૂછ્યું કે,

હે મહારાજ! શું યવનને બ્રાહ્મણ બનાવી શકાય? એ કેમ બને? જો એમ થાય તો તે પૃથ્વી રસાતળ જાય. ક્યાં બ્રાહ્મણ અને ક્યાં યવન? અમે વાણીઆ પણ બ્રાહ્મણ થઈ શકતા નથી, ત્યારે યવન બ્રાહ્મણ કેમ થાય? શું એ પરદેશી અને પરધર્મી અનાર્ય રાજાને તમારાથી બ્રાહ્મણ બનાવી શકાય?

શૌનક:—બેશક અમે બ્રાહ્મણ છીએ માટે એને બ્રાહ્મણપણું આપી શકીએ, એમાં નવાઈ શેની? આંબાના ઝાડામાંથી આંબો થાય, એમાં કાંઈ નવાઈ છે? અને અગ્નિમાંથી અગ્નિ પ્રકટાવાય, એ શું ન બને એવું છે? તેમ જ બ્રાહ્મણોથી બ્રાહ્મણપણું કાં ન અપાય?

ધનપાળ—ત્યારે મને બ્રાહ્મણ બનાવશો?

શૌનક —હા, તારી ઇચ્છા હોય તો તું પણ બ્રાહ્મણપણું મેળવી શકે, પણ એ સમયને હજી બહુ વાર છે.

ધનપાળ —અને પેલા યવન રાજાને?

શૌનક —બ્રાહ્મણપણું મેળવવા માટે એનામાં બહુ તૈયારી છે, એ દ્વિજ થઈ ચૂકેલો છે; એટલે તે હવે જલદીથી બ્રાહ્મણ થઈ શકે તેમ છે.

ધનપાળ શ્રદ્ધાળુ હતો, અને મહારાજ ઉપર તેને પ્રેમ હતો, પણ આજે મહારાજની આ વાતો કાંઈ તેને ગળે ઉતરી નહિ, કારણ કે, તેને એમ લાગતું કે, હું વાણીઓ છું, ને પેલો રાજા તો યવન છે, છતાં પણ મારા કરતાં જલદીથી તે બ્રાહ્મણપણું મેળવી શકે, એમ મહારાજ

કે બોલે ? યવનની સોબતથી મહારાજની બુદ્ધિ બગડી હશે, નહિ તો તે એમ ન બોલે એમ ધારીને જડબુદ્ધિના ને તદ્દન સ્વાર્થવૃત્તિના તે વાણીઆએ મહારાજને કહ્યું કે,

અરરર ! હાય હાય હાય ! હવે ખરેખરો કળિયુગ આવ્યો, હેં મહારાજ ? શું તમે યવનને બ્રાહ્મણ બનાવશો ?

શૌનક :—કેમ ધનપાળ ! તને આ વાત ગમતી નથી ?

ધનપાળ :—નહિ મહારાજ ! એ તે કેમ ગમે ? જ્યારે યવનોમાં બ્રાહ્મણપણું આવશે ત્યારે પછી બ્રાહ્મણો ક્યાં જશે ? યવનોને તે કાંઈ બ્રાહ્મણ બનાવાય ! જો એમ થાય તો તો દુનીઆં ઉંધી વળી જાય

શૌનક —ત્યારે તુ કહે તેમ કરીએ, બોલ, તારો વિચાર શો છે ? હમણા તે યવન રોજ લડાઈઓ ને માણસોની કાપાકાપી તો કરે જ છે, હવે તુ કહે તો તેને ક્ષત્રી બનાવી ને "મર્કટ અને મદીરા પાઉ" ? તુ કહે તો તેને તારા જેવો ખોળીદાસ વાણીઓ બનાવુ એટલે કરોડો માણસોને લૂટી લેય તુ કહે તો તેને રાજામાંથી મજુર બનાવુ, ને તેને સો પગ નીચે ફરે તથા તેના છોકરાંઓ અન્ન વિના ટળવળે, એમ કરીએ અને તુ કહે તો તેને અઘોર પાપ કરે એવો ચડાળ બનાવુ બોલ તને શુ ગમે છે ? આ દુનીઆમાં બ્રાહ્મણ ક્ષત્રિ, વશ્ય, શૂદ્ર અને ચડાળ એ પાંચ પ્રકારના લોકો છે, એમાંથી જે તને ગમે તે જાતનો હુ એને બનાવી શકુ તેમ છુ જો એનામા બ્રાહ્મણપણું આવશે તો તે સત્કર્મોથી કરશે, એથી એના આત્માની ઉન્નતિ થશે, તેના સત્કર્મોથી લાખો માણસોને ફાયદો થશે અને તેના સત્કર્મોથી પ્રભુ પણ રાજી થશે, પણ તેને આવુ ભલુ બ્રાહ્મણપણુ આપવુ એ તો તને ગમતુ નથી, ત્યારે ઓ મુરખદાસ ? હવે તુ મને કહે કે હુ તેને કવો બનાવુ બ્રાહ્મણ સિવાય બીજી કઈ જાતનો તેને બનાવવાથી તુ રાજી થઈશ એ જરા કહે તો ખરો, બોલતો કેમ નથી ?

એ સવાલોથી બીચારા ધનપાળ શાહનુ તો ડોકડુ ગુચવાઈ ગયુ શો જવાબ દેવો એ તેને સમજાયુ નહિ, અને તેમ છતાં યવનને બ્રાહ્મણ બનાવવાની વાત પણ હજી સુધી ગળે ઉતરી નહિ, તેથી તે હાથ જોડીને ઉભો રહ્યો ત્યારે મહાત્મા શૌનકે કહ્યુ કે,

બેટા ! યાદ રાખજે કે, બ્રાહ્મણપણામાં જ સૌનું કલ્યાણ છે બ્રાહ્મણપણામાં જ જગતનું શ્રેય છે, માટે જગતમા બ્રાહ્મણપણું વધે એમ કરો, જગતમાં બ્રાહ્મણપણુ વધે એમ કરો.

એ પછી રાતે શૌનક સીકંદર સાથે જમવા ગયા હતા, અને બીજે દિવસે સવારમા સીકંદર સાથે તેઓ યુનાન તરફ રવાનો થયા હતા.

---

# "અમે સંતાન ભારતનાં."

લેખક —રા. રા. કેશવ હ. શેઠ.

ગઝલ

અહી ભૂમિ અમારી ને અમે સતાન ભારતનાં,
મળી મેળા બધા ભાઈ ગાઈશુ ગાન ભારતનાં.

નસોમાં રક્ત ભારતનું જીવન પણ ભક્ત ભારતનું,
બધું એ શક્ય ભારતનું ભલા અવસાન ભારતમાં.

નથી દુનિયાં તણી પરવા, [1]ઉજવશું ઉત્સવો ગરવા,
વિજય-વરમાળને વરવા, અટલ નિશાન ભારતમાં

અજબ ઉર ચેતના જાગી, લગની અમ દેશની લાગી,
હવે રાગી છતાં ત્યાગી, બધું કુરબાન ભારતમાં.

લૂટવાની નહિ દરકાર, 'રહ્યું' તેનો કરી સત્કાર,
ખુશી થી મોહભર વિકાર સ્વીકાર્યાં ત્રાન ભારતના

ચડાવી દેવનો ટંકાર, ઉતારીશું ભૂમિનો ભાર,
સજી બખતર ઉભા તૈયાર ચહી સન્માન ભારતનાં.

જગાવી ધર્મનો ઝંડો [2]ઝનૂની ઝીલશું રંગો,
ઝખમ રૂઝાવવા ઉંડો જીવન કુરબાન ભારતમાં

---

૧ પ્રતાપ શિવાજી વગેરેના
૨ વીરરસાત્મક સંગીત

વિદ્યમાન યુનિવરસિટી કરતાં આ યુનિવરસિટીમાં પાંચ વિશેષ તત્ત્વો દૃષ્ટિએ પડે છે અને તે વિચારવા જેવા છે. પ્રથમ તો આ યુનિવરસિટી પ્રાન્તિક નથી પણ સમસ્ત હિન્દની છે. બીજું આ યુનિવરસિટિમાં માધ્યમિક અને ઉંચી કેળવણી માતૃભાષાદ્વારા આપવામાં આવશે. ત્રીજું અંગ્રેજી ભાષા અને સાહિત્યનું શિક્ષણ બીજી ભાષા તરીકે આપવામાં આવશે અર્થાત્ ગૌણ સ્થાન લેશે. ચોથું સ્ત્રીઓએ સંસારમાં શા શા ધર્મો બજાવવાના છે તથ કુદરતી રીતે કયાં કયાં કાર્યો કરવાનાં છે તે ખાસ લક્ષમાં રાખી તેનો અભ્યાસક્રમ નિર્ણીત કરવામાં આવશે. પાંચમું પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે ખાસ સ્ત્રીશિક્ષકો તૈયાર કરવાની વ્યવસ્થા કરવામાં આવશે. આ દરેક બાબત ઉપર આપણે થોડો વિચાર કરી જઇએ.

આ સંસ્થાને યુનિવરસિટિનું નામ આપવામાં આવ્યું છે તથા તેને સમસ્ત હિન્દની બનાવવામાં આવી છે તે સામે કેટલેક સ્થળેથી વિરૂદ્ધ ટીકાઓ કરવામાં આવી છે. એક રીતે અમુક સંસ્થાના નામ કરતાં તે કાર્ય શું કરે છે તે જ ખરી ઉપયોગની વસ્તુ છે અને તેથી આ સંસ્થાને યુનિવરસિટીનું નામ આપવામાં આવ્યું છે તેને હમે મોટું સ્વરૂપ આપવા માંગતા નથી, પરતુ એટલું તો જણાવીશું કે યુનિવરસિટિ શબ્દની સાથે જે સંસ્કારો, ભાવનાઓ અને જ્ઞાનના વિશાળ પ્રદેશોને આપણે જોડતા શિખ્યા છીએ તેવા પ્રકારની આ યુનિવરસિટિ થશે કે નહિ તે માટે હમે તો અત્યારે શંકાશીલ છીએ. બીજું અત્યારે કેળવણીનો એક નવો સિદ્ધાંત દેશમાં પ્રસરવા માંડયો છે અને સ્વીકારાવા લાગ્યો છે અને તે એ છે કે માત્ર પ્રાન્તને માટે નહિ પણ તેના મ્હોટા મ્હોટા વિભાગોને માટે પણ સ્વતંત્ર યુનિવરસિટિની જરૂર છે. તેવ વખતે આને સમસ્ત હિન્દની યુનિવરસિટિ શામાટે કહેવામાં આવે છે તે હમે સમજી શકતા નથી. હા, હમે એક વાત સ્વીકારીશું કે એને સમસ્ત હિન્દની યુનિવરસિટિ કહેવાથી બીજા પ્રાન્તમાં આવેલી જલંધર કન્યાશાળા જેવી સંસ્થાને એફીલીયેટ થવાનો લાભ મળશે પણ આપણે ભૂલી જવું જોઈતું નથી કે હિન્દના જૂદા જૂદા પ્રાન્તોના રીત રીવાજો, તેઓની શિક્ષણની ભૂમિકાઓ, તેઓની માતૃભાષાઓના સાહિત્ય તથા તેનો વિકાસ, તથા તેની જરૂરીયાતો—આ સર્વના ઉપર પૂનામાં સ્થાપેલી યુનિવરસિટિ સરખી અને સમર્થ રીતે કદી પણ લક્ષ આપી શકશે નહિ

બીજા અને ત્રીજા મુદ્દાઓ એ છે કે માધ્યમિક અને ઉંચી કેળવણી આ યુનિવરસિટીમાં, માતૃભાષાદ્વારા આપવામાં આવશે તથા અંગ્રેજી ભાષા બીજી ભાષા તરીકે શિખવાશે. આ બે બાબતો એક બીજી સાથે એવી તો ગાઢ રીતે સંકળાયલી છે કે તે બન્નેનો સાથે સાથે જ વિચાર કરવાની જરૂર છે. એ તો જાણીતી વાત છે કે જગતના સર્વ મોટાં દેશોમાં શિક્ષણ માતૃભાષાદ્વારા

---

પાપ અને પશ્ચાતાપ, ભા. ૧ રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ. —તંત્રી

આપવામાં આવે છે; હિન્દ જ માત્ર અપવાદરૂપ છે. મનુષ્યોને શિક્ષણ માતૃભાષાદ્વારા મળવું જોઈએ એ સૂત્ર સ્વતસિદ્ધ છે. તથાપિ તેને જીવનમાં ઉતારતી વખતે માતૃભાષાની વિદ્યમાન સ્થિતિ, તેની પ્રગતિ, તેના સાહિત્યનો વિકાસ તથા આપણી વિશિષ્ટ રાજકીય પરિસ્થિતિ-ધ્યાનમાં રાખવા અતિ જરૂરના છે પરભાષામાં શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓનો માનસિક બોજો વધે છે તથા ઘણી વખતે જૂદા જૂદા વિષયો તેઓ જલદીથી સમજી શકતા નથી એ દલિલમાં સત્યના ઘણા અંશો સમાયલા છે અને તેથી માધ્યમિક કેળવણી માતૃભાષાદ્વારા આપવાનું જે નવું અને હિમ્મતભર્યું પગલું પ્રો. કર્વેએ ભર્યું છે તે માટે હમે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ પરંતુ ઉંચી કેળવણી પણ માતૃભાષાદ્વારા જ અપાવી જોઇએ એ સિદ્ધાન્તને માટે મતભેદના અવકાશ રહે છે આપણા સાહિત્યની દરિદ્રતા આપણા દેશની અનેક ભાષાઓ અને તેને લીધે પ્રજાત્વ ખીલવવામાં પડતી મુશ્કેલીઓ, અંગ્રેજી સાહિત્યની ઉંચી સંપત્તિઓ, તથા આ દેશમાં રાષ્ટ્રીયત્વની ભાવના પોષવામાં તથા વિકાસવામાં તેણે ભજવેલો અગત્યનો ભાગ, તથા આપણી વિશિષ્ટ રાજકીય સ્થિતિ—આ સર્વ બાબતોપર ગંભીર વિચાર કરતાં તરત જણાશે કે ઉંચી કેળવણી અર્થાત્ કૉલેજની કેળવણી પણ માતૃભાષાદ્વારા જ અપાવી જોઈએ એવો આગ્રહ દૂરઅંદેશી ભરેલો નથી—હાનિકર્તા છે માત્ર આર્થિક કારણોને જ લીધે અંગ્રેજી સાહિત્યના ઉંચા જ્ઞાનની જરૂર નથી. પરંતુ આત્મબળ અર્પનારી ચારિત્ર્યને દૃઢ બનાવનારી તથા જીવનને વિશાળ દૃષ્ટિથી અવલોકતા શિખવવાની જે અનેરી શક્તિ છે તે માટે તેના સંગીન અભ્યાસની આવશ્યકતા છે—અને તે પુરૂષ તેમજ સ્ત્રી ઉભયને માટે આર્થિક અને રાજકીય કારણો ઉપરાંત મનુષ્યત્વ ખીલવનારાં કારણો પણ લક્ષમાં લેવાનાં છે, અને હમે ઇચ્છીએ કે ઉંચી કેળવણી પણ માતૃભાષાદ્વારા જ અપાવી જોઈએ એવો આગ્રહ કરવામાં આવશે નહિ આ કારણોને લીધે અંગ્રેજી ભાષા અને સાહિત્યના સંગીન અભ્યાસની પુરૂષ તેમજ સ્ત્રી ઉભયને છે. પણ અંગ્રેજી ભાષા બીજી ભાષા તરીકે શિખવવામાં આવશે એટલે જેમ ફ્રેંચ, પરસીઅન કે સંસ્કૃત ભાષાના અભ્યાસપર પરીક્ષા પૂરી થતાં લક્ષ અપાતું નથી તેમ અંગ્રેજી ભાષા વિષે પણ થશે—તેટલું થશે નહિ કારણ કે એ બોલાતી ભાષા છે. ઉપરાંત પ્રો. કર્વે કહે છે કે પુરૂષ અને સ્ત્રીની કેળવણીની ભૂમિકામાં ઘણો ફેર છે અને તે સમાન થવી જોઈએ હમને ભય છે કે, અંગ્રેજી ભાષા અને સાહિત્યને ગૌણ સ્થાન આપવાથી આ ભૂમિકાઓ સમાન થવાને બદલે વધારે વિષમ બનશે અને અંગ્રેજી સાહિત્યની વિશાળ સમૃદ્ધિઓના લાભથી પુરૂષની જેવી જીવનદૃષ્ટિ ખીલશે તેવી સ્ત્રીઓને ખીલશે નહિ. હમારા મત પ્રમાણે—જૂદી જૂદી માતૃ-

ભાષાઓ શિખવવાની વ્યવસ્થા કેમ કરવામાં આવશે તે પ્રશ્ન બાજુએ રાખતાં-સાયન્સ અને સાહિત્યને આપણા શિક્ષણક્રમમાં ગૌણ સ્થાન આપનારું પગલું બહુ *[illegible]* થી દૂર અંદેશી રહિત છે.

ચોથો મુદ્દો ઘણો અગત્યનો છે અને તે પર ગંભીર વિચાર કરવાની જરૂર છે. આ યુનિવરસિટિનો અભ્યાસક્રમ સ્ત્રીઓએ સંસારમાં શા શા ધર્મો બજાવવાના છે તથા કુદરતી રીતે શા શા કાર્યો કરવાના છે તે ખાસ લક્ષમાં રાખીને નિર્મીત કરવામાં આવશે એમ પ્રો. કર્વેએ પોતાના ભાષણમાં કહ્યું હતું. કેળવણીનો મુખ્ય ઉદ્દેશ જ્ઞાનમાં વૃદ્ધિ કરવા ઉપરાંત ચારિત્ર્ય દૃઢ કરવાનો, જીવનધર્મો બુદ્ધિપૂર્વક બજાવવાની શક્તિ અર્પવાનો તથા જગતને વિશાળ અને ઉદાર દૃષ્ટિએ અવલોકતાં શિખવવાનો છે. જેટલું આ પુરુષને માટે જરૂરનું છે તેટલું જ સ્ત્રીને માટે આવશ્યક છે. જે વિષયોના જ્ઞાનથી પુરુષત્વ મનુષ્યનો ખીલશે તે જ વિષયોના જ્ઞાનથી સ્ત્રીઓનું મનુષ્યત્વ પણ વિકસશે. જ્ઞાનનો અમુક વિષય સ્ત્રીઓને માટે હોઈ શકે અને અમુક વિષય નહિ હોઈ શકે એવું કહેવાની ધૃષ્ટતા આ યુગમાં કોઈ કરશે નહિ. ગૃહ એ સ્ત્રીઓનો મુખ્ય કાર્ય પ્રદેશ છે એ હમારે કબુલ છે. એક માતા તરીકે તેને છોકરાં ઉછેરવાં પડશે એ સૂત્ર હમારે માન્ય છે પણ તે ઉપરથી એમ કહેવું કે ગૃહ-કાર્ય કરી શકે અને માતા તરીકેના ધર્મો બજાવી શકે એવી ને એટલીજ કેળવણી તેને આપવી તો તે વાત અમારે ગળે ઉતરશે નહિ. સેનીટેશન અને હાઇજીનના જ્ઞાનની માતૃધર્મ બજાવવાને જેટલી સ્ત્રીઓને જરૂર છે તેટલી જ પિતાધર્મ બજાવવાને શું પુરુષોને નથી? માત્ર *sex* ના ભેદ ઉપરથી જ અભ્યાસક્રમમાં ભેદ રાખવો એ સિદ્ધાન્ત સ્ત્રીના મનુષ્યત્વને અપમાન કરનારો છે. પણ હમે આ વિષયમાં ઉતાવળથી અભિપ્રાય બાંધવા માગતા નથી. યુનીવરસિટીએ પસંદ કરેલી સેનેટ કેવો અભ્યાસક્રમ ઘડી કહાડે છે તે જોતાં સુધી હમારો અભિપ્રાય બાંધશું નહિ. પણ એક બાબત ઉપર હમે હમારા વાંચકોનું લક્ષ ખેંચશું. વિદ્યમાન યુનિવરસિટિએ હાલનો રચેલો અભ્યાસક્રમ કોઈ રીતે સંતોષકારક નથી. તે એટલો *rigid* છે કે તેમાં વિદ્યાર્થીઓની પસંદગીને લેશ પણ અવકાશ નથી. હાલના અભ્યાસક્રમના વિષયોમાં ઐચ્છિક વિષયોના તત્વને વિશેષ દાખલ કરવામાં આવશે તો હમે ધારીએ છીએ કે હાલનો અસંતોષ ઘણે અંશે દૂર થઈ શકશે.

પાંચમો મુદ્દો પ્રાથમિક અને માધ્યમિક શાળાઓને માટે સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાનો છે. સ્ત્રી શિક્ષકોની આપણને ઘણી જ જરૂર છે. તેના અભાવે સ્ત્રીશિક્ષણનો વિસ્તાર જોઈએ તેટલો વધતો નથી. આખા મુંબઇ ઇલાકાને માટે સરકાર તરફથી સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાની

---

ઉદ્ધૃત વિદ્યાપીઠ, ભા. ૧, ૧-૭-૨૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની પ્રકાશ [illegible]

માત્ર એકજ કૉલેજ છે. આ સ્થિતિ ધ્યાનમાં લેતાં સ્ત્રીશિક્ષકો તૈયાર કરવાની વ્યવસ્થા કરવાને માટે હમે યુનિવરસિટિના ચાલકોને અભિનંદન આપીએ છીએ

આ પ્રમાણે આ યુનિવરસિટિના મુખ્ય ઉદ્દેશો આપણે ટુંકમાં જોઈ ગયા માધ્યમિક અને ઉંચી કેળવણીનો વિસ્તાર વધારવાનો તથા આપણી સ્ત્રીઓના મોટા ભાગને તે સુલભ થાય એવી વ્યવસ્થા કરવાનો આ યુનિવરસિટિનો ઉદ્દેશ છે. પરંતુ પૂનામાં યુનિવરસિટિ સ્થાપાઈ અને હિંગણેબુદ્રકમાં એક કૉલેજ કહાડી એટલે આ બધું આપોઆપ થઈ જશે એવું કહેવાની કોઈ પણ મૂર્ખતા કરશે નહિ અત્યારે આપણી બાળકીઓને માટે સરકાર તરફથી આખા મુંબાઈ-ઈલાકાને માટે એક જ હાઈ સ્કુલ ચલાવવામાં આવે છે જ્યારે આપણા પોતા તરફથી માત્ર સાત જ શાળાઓ નીકળી છે. જ્યાં સુધી આ શાળાઓની સંખ્યામાં સંગીન વધારો કરીશું નહિ ત્યાં સુધી સ્ત્રીકેળવણીના પ્રદેશની સીમાઓ કદી પણ વધશે નહિ. એક બીજી બાબત. જે સ્ત્રીઓને પુરુષો સાથે સ્પર્ધામાં ઉતરવું હોય તથા યુનીવરસિટિની પદવીઓ મેળવવી હોય તેઓ ભલે વિદ્યમાન શાળાઓ અને કૉલેજોનો લાભ લે એમ પ્રો. કર્વે કહે છે પણ હમને ભય રહે છે કે આ યુનિવરસિટિની સાધી ડીગ્રીઓ પ્રતિ લોકો વધારે આકર્ષાશે તથાપિ આપણી સ્ત્રીઓના અમુક વર્ગની જરૂરિયાતો આ યુનિવરસિટી પુરી પાડશે એમ હમે કબુલ કરવા તૈયાર છીએ, અને જ્યાંસુધી સેનેટ પોતાનો અભ્યાસક્રમ તથા પોતાની વિગતવાર યોજના બ્હાર પાડે નહિ ત્યાંસુધી આ બાબતપર હમારો અભિપ્રાય દર્શાવવાનું હાલમાં મુલતવી રાખશું. અત્યારે તો હમે આ યુનિવરસિટિને સ્ત્રી શિક્ષણના એક નવા પ્રયોગ તરીકે આવકાર આપીએ છીએ અને સ્ત્રીઓની ઉન્નતિનું એક નવું સાધન દેશમાં ઉત્પન્ન થયું છે તેથી સંતોષ પામીએ છીએ

એકવાર જરૂર યાદ કરો, આવો અને જુવો.

ઘણી જ ઉંચી જાતના વખાણવા લાયકતા

અંગ્રેજી અને અમેરીકન બનાવટના

બુટ્સ અને શુઝનો વેપારીઓ.



# તાજભાઇ એન્ડ કંપની

ગૃહસ્થો, બાનુઓ અને છોકરાંઓ માટે આ દુકાનની મુલાકાત ખાસ લેવી.





ઠેકાણું—મારીઆ મેન્શન્સ, ક્રાફર્ડ મારકીટની સામે.

માલેક—સી. ગનીજી કરીમજી.

# ગુજરાત કેળવણી પરિષદ.

લેખક —રા. સન્મુખલાલ જવેરીલાલ પંડ્યા.

ગુજરાતે હજી પોતાના આદર્શો ઘડ્યા નથી—તે માટે ગુજરાતમાં સંસ્થા નથી. સાહિત્ય પરિષદ્ એ સમસ્ત ગુજરાતના વ્યવસ્થિત પ્રયાસનું પ્રથમ અને માત્ર એકજ પારણામ છે પરન્તુ ત્હેણે કરેલું કાર્ય અને ત્હેણે સ્વીકારેલી કાર્યપદ્ધતિ ઉપરથી હવે તો સ્પષ્ટ થયું છે કે ગુજરાતને જે જાતની સંસ્થા જોઈએ છીએ તે જાતની એ થાય એવો સંભવ નથી.

પોતાની ભાવનાઓને મૂર્ત સ્વરૂપ આપવાને, રાષ્ટ્રીય પ્રગતિ માટે યોજાતી અનેક દેશીય છૂટીછવાઈ સંસ્થાઓને જીવનબલ દેવાને, તે સંસ્થાઓને કર્તવ્યમાર્ગનું સૂચન કરવાને અને ગુજરાત શું કરે છે અને ગુજરાતે શું કરવું જોઈએ એ ઉપયોગી પ્રશ્નો વિચારવાને અને તેમને વ્યાવહારિક સ્વરૂપ દેવાને, ટુંકમાં ગુજરાતમાં વ્હેતા નવજીવનના ભિન્ન ભિન્ન પ્રવાહોને સબીલું કરી વ્યવસ્થિત કરવા માટે સમસ્ત ગુજરાતની પોતાની એક પણ સંસ્થા નથી.

ગુજરાત કેળવણી પરિષદના વ્યવસ્થાપકોનો ઉદ્દેશ સમસ્ત ગુજરાતને એક એવી સંસ્થા દેવાનો છે તેમણે આપણા સર્વ પ્રશ્નોના સારભૂત કેળવણીના પ્રશ્નને હેતુરૂપે સ્વીકારી કેળવણી પરિષદથી જે આરંભ કરવા ધાર્યો છે તે સર્વ રીતે સ્તુત્ય અને આદરપાત્ર છે.

ગુજરાતને વિચારવા માટે બ્હાર પાડેલી કાચી યોજનામાં નીચેના બે ઉદ્દેશો સ્પષ્ટ છે.

૧. સમસ્ત ગુજરાતમાં જાગૃતિ ફેલાવી તેની પ્રાંતિક એકતા સાધવી અને તેને હીંદનું રાષ્ટ્રીય ભાવી ઘડવામાં અંગભૂત કરવી, અને

૨. કેળવણીના મહાન અને ગંભીર પ્રશ્નને તેના સર્વ અંગોસહિત વિચારવો.

આમ ઉદ્દેશો સ્પષ્ટ કર્યા પછી તેમની સિદ્ધિ માટે સંસ્થાને કેવું સ્વરૂપ આપવું, કઈ કાર્યપદ્ધતિ સ્વીકારવી અને કેવા સાધનો યોજવાં એ ઘણાજ મહત્વના અને વિવાદાત્મક પ્રશ્નો ખડા થાય છે જો આ પરિષદ વસ્તુત ગુજરાતી પ્રજાની જ પરિષદ બનવાની હશે તો એ પરિષદનું સ્વરૂપ કેવું થશે, વિચારક અને ભાવનાઓ પ્રચારક *Propagandist* કે સક્રિય અને વ્યાવહારિક પણ બનશે એ સર્વેનો નિર્ણય ગુજરાતે કરવો પડશે. અને વ્યવસ્થાપકો એ આશયથી પ્રેરિત હોવાથી સમસ્ત ગુજરાતને આ પ્રશ્નો ચર્ચવા આમન્ત્રણ કરેછે. આ પ્રશ્નોની ચર્ચાની વિગતોમાં ઉતર્યા પ્હેલાં કયાં કયાં દૃષ્ટિ–સ્થાનેથી ચર્ચા જોઈએ અને કોઈ પણ સંગીન વ્યાવહારિક અને પ્રગતિસાધક યોજનાઓને પરિસ્થિતિનાં શાં શાં બંધનો છે તેસર્વનું માત્ર સૂચન જ કરીશું.

ગુજરાત એક નૈસર્ગિક પ્રાંત છે અને ગુજરાતી ભાષા બોલનારી પ્રજા ગુજરાત પ્રાંતમાંજ વસે છે—આન્ધ્ર આદિ પ્રજા પેઠે તે ભિન્ન ભિન્ન પ્રાંતોમાં વ્હેંચાયલી નથી—તેથી તેની

પ્રાંતિક એકતા ખીલવવામાં વધારે સરલતા પડશે વળી એક બે ઠેકાણેથી એમ સૂચવાયું છે કે નવી પરિષદને મુંબાઈ ઇલાકાની કેલવણી પરિષદમાં ફેરવી નાંખવી અને તેનો કાર્યક્રમ મુખ્યત્વે અંગ્રેજીમાં ચલાવવો અન્ય ઇલાકાઓમાં આવી પરિષદો છે અને મુંબાઈમાં પણ આવશ્યક છે પરતુ તેથી ગુજરાત કેલવણી પરિષદ ન સ્થપાય એ મત સાથે અમે મળતા નથી-એનાં બે કારણો છે ૧ ગુજરાત પરિષદથી ગુજરાતમા જાગૃતિ ફેલાવવાનો જે હેતુ છે તે એથી નષ્ટ થશે અને એના કાર્યમાં સમસ્ત ગુજરાતને રસ રહેશે નહિ. અને (૨) ઇલાકાની રાજ્યધાની દક્ષિણમાં-મુંબાઈ, પૂના અને મહાબલેશ્વરમાં-હોવાથી સ્વાભાવિક રીતે ગુજરાતી કરતાં દક્ષણી બંધુઓને કેલવણીના વિષયમા પણ પ્રમાણમાં વિશેષ લાભ થયો છે તેથી એ અતીવ આવશ્યક છે કે નવી પરિષદ ગુજરાતની જ રહે અને તેનુ કાર્ય ગુજરાતીમા જ થાય સમસ્ત ઇલાકા માટે જો કેલવણી પરિષદની યોજના થાય તો તે ઇષ્ટ છે પરંતુ તે વિચાર સમસ્ત ઇલાકાએ કરવાનો છે. એવી યોજના અસ્તિત્વમાં આવે તો પણ હવે ગુજરાત પોતાની સસ્થા વિના ચલાવી શકે એમ નથી

હવે પ્રશ્ન એ છે કે આ પરિષદને કયુ સ્વરૂપ આપવુ. તે દ્વારા ભાવનાઓ ઘડી, ઠરાવો સ્વીકારી તેમનો પત્રો અને સમ્મેલનો દ્વારા પ્રચાર કરવો કે તે ઉપરાંત એ ભાવનાઓને પ્રતિબિંબિત કરતી કેલવણીની સસ્થાઓ પણ ગુજરાતમા સ્થાપવી. આરભમાં તો પરિષદ્ વિચારક અને ભાવનાઓની પ્રચારક જ બનશે. પરતુ જો તે વ્યાવહારિક યોજનાઓ પણ પ્રથમથીજ ચર્ચશે તો તેનો કાર્યક્રમ વધારે ઉન્નત અને ઉત્સાહપ્રેરક બનશે. દક્ષિણમાં આજ ઉદ્દેશથી આંધ્ર પરિષદ કાર્ય કરે છે અને તેનાં ત્રણ સમ્મેલનો પછી પણ તેણે કોઈ વ્યાવહારિક યોજના સ્વીકારી નથી-અથવા તો તેનો એ ઉદ્દેશ હોય એમ જણાતુ નથી ગુજરાત પરિષદ્ આરભમાં વ્યાવહારિક કાર્યને મહત્ત્વના ઉદ્દેશ તરીકે પણ સ્વીકારે એ ઇષ્ટ છે, 'નવજીવન'ના એપ્રિલના અકમાં રા રણજીતરામે ગુજરાતની આ નવીન પ્રવૃત્તિને માર્ગ દર્શક થઈ પડે એ હેતુથી ત્રીજી આન્ધ્ર પરિષદની જે સમાલોચના કરી છે તે વિચારણીય છે. વળી સયુક્તપ્રાંતોમાં આવી કેલવણી પરિષદ મળે છે તે કોઈ સસ્થા ચલાવતી નથી, પરતુ તેનાં સમ્મેલનો ઉપરાંત તેની એક કાર્યવાહી કમીટી કેલવણીના વિષયમા સતત ઉહાપોહ કરે છે. અને સરકારની અને યુનિવર્સીટીની કાર્યપદ્ધતિનું નિરીક્ષણ કરી તે બાબતમાં વિજ્ઞાપના-પત્રો *memorials*-આદિ મોકલી પોતાનું અસ્તિત્વ વિશેષ ઉપયોગી બનાવે છે. ગુજરાત પરિષદ્ આરંભમાં તો કોઈ વ્યાવહારિક યોજના નહિ ઉપાડી શકે તેથી તેનાં સમ્મેલન ઉપરાંત આ જાતનું સતત કાર્ય પણ તે કરે એ ઇષ્ટ છે.

ભાવનાઓ ઘડી તેમનો પ્રચાર કરવો એ એટલું બધું ઇષ્ટ છે-ગુજરાતને એવુ પ્રેરકબલ અન્ય પ્રાંતો કરતાં વિશેષ જોઈએ છીએ એ પણ સત્ય છે. પરતુ તે ઉપરાંત ડેક્કન એજ્યુ-

ફેશનલ સોસાયટી, કર્વેનો મહિલાશ્રમ કે જલંધર કન્યા મહાવિદ્યાલય જેવી એકે પણ સંસ્થા ગુજરાતમાં સ્થાપવા, આવતી પરિષદ્ કોઈ યોજના વિચારશે તો તે વધારે ફલપ્રદ અને કાર્યસાધક બનશે. આ સંસ્થાઓની કોટિમાં મૂકવા જેવી એક પણ સંસ્થા ગુજરાત નથી સ્થાપી શક્યુ તે સૂચવે છે કે હજી સુધી અન્ય પ્રાંતો કરતાં ગુજરાત કેલવણીના વિષયમાં તો પ્રમાણમાં ઘણું ઓછુ સ્વાશ્રયી રહ્યુ છે. હિંદના વાણિજ્યમાં અગ્રસ્થાન લેતું ગુજરાત હવે તો કેલવણીના વિષયમાં પણ તેવું સ્થાન લે એ આશા વધારે પડતી નથી.

ગુજરાત પરિષદ્ વિચારક અને પ્રચારક બને કે સક્રિય અને વ્યાવહારિક બને પરંતુ તેની કાર્યપદ્ધતિ, આરંભમાં તો ખાસ કરીને, બની શકે એટલી વિવાદગ્રસ્ત વિષયોથી રહિત અને દીર્ઘદૃષ્ટિથી રચાય એ ઘણું જ આવશ્યક છે. કારણ કે ગુજરાતમાં પ્રમાણમાં સ્વતંત્ર કાર્યકર્તાઓ ઘણા થોડા છે અને કાર્ય ઘણુ છે. વળી ગુજરાતમાં કોઈ એવા પ્રતિભાશાલી નેતાઓ નથી કે જેમના નેતૃત્વથી જ પરિષદ્નુ નાવ ભયરહિત પ્રગતિ કરે.

સરકાર કેલવણીના વિષયમાં શુ કરે છે અને કેમ કરે છે એ પ્રશ્નોને જો ગૌણ સ્થાન આપી ગુજરાતને શું જોઈએ છે, ગુજરાત શુ કરી શકે એમ છે અને ક્યારે કરશે એ પ્રશ્નો જો પરિષદ્ વિચારશે તો એના અસ્તિત્વમા ગુજરાતને વિશેષ શ્રદ્ધા અને રસ પડશે. આમ જો સરકારની કાર્યપદ્ધતિને ચર્ચ્યા વિના-અથવા તો ઘણુ મહત્ત્વ આપ્યા વિના-પરિષદ્ જો કોઈ રચનાત્મક *(constructive)* અને સક્રિય કાર્યક્રમ વિચારશે અને તેને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો બને ત્યારે આરંભ કરશે તો તેમાં કદાચ સરકારી અધિકારીઓ પણ ભાગ લેતા અટકશે નહિ. સરકારી અધિકારીઓ વિના કેલવણીના પ્રશ્નોનું વ્યાવહારિક જ્ઞાન ધરાવનારા અને તેમાં રસ લેનારા ગુજરાતમાં ઘણા થોડા છે અને પરિસ્થિતિ સ્વીકારનારા કાર્યકર્તાઓને અનુભવ છે કે એટલી હાથે તેઓ શું કરી શકે એમ છે? પરિષદ્ને સરકારનુ બીજું સત્તા વિનાનું કેલવણી ખાતું બનાવવુ એવું સ્હેજ પણ આથી સૂચિત થતું નથી. પરિષદ્નાં સ્વતંત્રતા ગૌરવ અને પ્રતિષ્ઠા જાળવવા એ ગુજરાતનુ પ્રથમ કર્તવ્ય બનશે-બનવુ જોઈએ-પરંતુ ત્યાર પછી તે પોતાનાં સાધ્યો સાધી શકે, પોતાની ભાવનાઓને વ્યવહારમાં મૂકી શકે અને પોતાનું અસ્તિત્વ જીવંત અને હેતુમય બનાવે એ ઘણું ઇષ્ટ છે તાત્પર્ય એ જ છે કે પરિષદ્ હાલની પરિસ્થિતિમાં જો માત્ર *Academic* ચર્ચા કરી, સરકારની કાર્યપદ્ધતિને ગૌણ સ્થાન આપી તે તરફ *Constructive attitude* લઈ પોતાનુ કર્તવ્ય વિચારશે અને શક્ય હોય તો વ્યાવહારિક યોજના સ્વીકારશે તો સર્વ કોઇના અનુભવનો લાભ મેળવી શકે એવો સંભવ છે.

જો પરિષદ્ સતત કાર્ય કરવાના નિશ્ચય ઉપર આવે તો તેને કાર્યકર્તાઓ પછી ફંડની પ્હેલી જરૂર પડશે કારણ કે કાર્યવાહી કમીટી જો *Paid Staff* ની મદદથી કાર્ય નહિ કરે તો તે મંદ ચાલશે. ભેગુ થઈ શકે એ ફંડ ઉપરાંત આ માટે જુદા જુદા વર્ગના વાર્ષિક સભાસદોની યોજના ઉપયોગી થાય એવો સંભવ છે.

અમે પુન ઇચ્છિએ છીએ કે કેલવણી પરિષદ્ પોતાના ઉચ્ચ ઉદ્દેશો સાધવા સમર્થ બને.

---

ચતુરસિંગ ઠગારો ભા. ૧ રૂ. ૦-૮-૦ અન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ





પુસ્તક ૨૧ મું. ] જુન, ઈ. સ. ૧૯૧૬. [ અંક ૬.


# નિવેદન.

ગયા અંકમાં અમે જણાવ્યા પ્રમાણે, યુરપના મહાસંગ્રામના પરિણામે દેશમાં જ્યારે સર્વ વસ્તુઓ મોંઘી થતી જાય છે, ત્યારે કાગળ વિગેરે છાપવાની સામગ્રીઓનો દુષ્કાલ દિનપ્રતિદિન વધારે ભયંકર થતો જાય છે. આજથી અઢી વર્ષ પહેલાં 'સમાલોચક'ને જ્યારે ગુજરાતના માસિક પત્રોની કક્ષામાં અમે સહેતુક મુક્યું તે વખતે 'સમાલોચક'ના ગુણગ્રાહી ગ્રાહકોને જે સામગ્રી અર્પવા અમે સંકલ્પ કર્યો હતો તે કરતાં વધારે રસિક સામગ્રી પ્રાપ્ય સાધનોથી મળી શકતા પ્રમાણમાં અમે આજ પર્યંત યથાશક્તિ આપવા પ્રયાસ કર્યો છે. જો કે આદર્શભૂત કે કલાની અસાધારણ અમૂલ્ય સામગ્રી અમે આપી નથી ગુજરાતનું રસિક વાચકવૃન્દ ગુજરાતના માસિકોને જે રકમ બારમાસમાં આપે છે તેના પ્રમાણમાં એવી સામગ્રી કોઈ રીતે આપી શકાય તેમ નથી. જે પ્રાન્તમાં કેવલ વ્યાપારની જ દૃષ્ટિથી જોનાર વ્યાપારીઓ જ વસે છે અને જે પ્રાન્તમાં કેળવણીનો સત્કાર જોઈએ તેટલા પ્રમાણમાં થયો નથી, તથા જે પ્રાન્તમાં આપણા શિક્ષિત વર્ગ તરફથી તે વર્ગના પ્રમાણમાં સાહિત્ય તરફ કંગાલ અભિરૂચિ દર્શાવવામાં આવે છે તે પ્રાન્તમાં માસિકોના તંત્રીઓનાં કાર્ય દુષ્કર નીવડે છે. આવાં કેવળ રોદણાં જ રડવાનું કાર્ય કરી ગુજરાતની કિંમત અમે કોઈ રીતે ઓછી કરવા માગતા નથી પરન્તુ 'ગુર્જરસાહિત્ય' તરફ વધારે પ્રેમથી, વિશેષ સન્માનથી અને માતૃપ્રેમથી ગૌરવયુક્ત દૃષ્ટિથી આપણો જનસમાજ જોતાં શિખે એ જ પ્રેરણા છે.

'સમાલોચકે' આજ અઢી વર્ષમાં શું કર્યું છે એ વાત તેના માસિક થવાના કાળથી આજસુધીનો ઈતિહાસ જોનાર કહી શકશે. અમારા મુખે એ વાતનો ઉચ્ચાર સરખો પણ કરવો યોગ્ય નથી એટલે ફક્ત એટલું જ કહીશું કે અમારી યથાશક્તિ અમે 'ગુજરાત'ની


રજીસ્ટર્ડ નં. ૨ ૦-૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઈ.

કેશનલ સોસાયટી, કર્વેનો મહિલાશ્રમ કે જલંધર કન્યા મહાવિદ્યાલય જેવી એકે પણ સંસ્થા ગુજરાતમાં સ્થાપવા, આવતી પરિષદ્ કોઈ યોજના વિચારશે તો તે વધારે ફલપ્રદ અને કાર્યસાધક બનશે. આ સંસ્થાઓની કોટિમાં મૂકવા જેવી એક પણ સંસ્થા ગુજરાતે નથી સ્થાપી શકયું તે સૂચવે છે કે હજી સુધી અન્ય પ્રાંતો કરતાં ગુજરાત કેલવણીના વિષયમાં તો પ્રમાણમાં ઘણું ઓછું સ્વાશ્રયી રહ્યું છે. હિંદના વાણિજ્યમાં અગ્રસ્થાન લેતુ ગુજરાત હવે તો કેલવણીના વિષયમાં પણ તેવું સ્થાન લે એ આશા વધારે પડતી નથી.

ગુજરાત પરિષદ્ વિચારક અને પ્રચારક બને કે સક્રિય અને વ્યાવહારિક બને પરંતુ તેની કાર્યપદ્ધતિ, આરંભમાં તો ખાસ કરીને, બની શકે એટલી વિવાદગ્રસ્ત વિષયોથી રહિત અને દીર્ઘદ્રષ્ટિથી રચાય એ ઘણું જ આવશ્યક છે. કારણ કે ગુજરાતમાં પ્રમાણમાં સ્વતંત્ર કાર્યકર્તાઓ ઘણા થોડા છે અને કાર્ય ઘણું છે. વળી ગુજરાતમાં કોઈ એવા પ્રતિભાશાલી નેતાઓ નથી કે જેમના નેતૃત્વથી જ પરિષદ્‌નું નાવ ભયરહિત પ્રગતિ કરે.

સરકાર કેલવણીના વિષયમાં શું કરે છે અને કેમ કરે છે એ પ્રશ્નોને જો ગૌણ સ્થાન આપી ગુજરાતને શું જોઈએ છે, ગુજરાત શુ કરી શકે એમ છે અને ક્યારે કરશે એ પ્રશ્નો જો પરિષદ્ વિચારશે તો એના અસ્તિત્વમાં ગુજરાતને વિશેષ શ્રદ્ધા અને રસ પડશે. ત્યાર જો સરકારની કાર્યપદ્ધતિને ચર્ચા વિના-અથવા તો ઘણુ મહત્ત્વ આપ્યા વિના-પરિષદ્ જો કોઈ રચનાત્મક (*constructive*) અને સક્રિય કાર્યક્રમ વિચારશે અને તેને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો બને ત્યારે આરંભ કરશે તો તેમાં કદાચ સરકારી અધિકારીઓ પણ ભાગ લેતા અટકશે નહિ. સરકારી અધિકારીઓ વિના કેલવણીના પ્રશ્નોનું વ્યાવહારિક જ્ઞાન ધરાવનારા અને તેમાં રસ લેનારા ગુજરાતમાં ઘણા થોડા છે અને પરિસ્થિતિ સ્વીકારનારા કાર્યકર્તાઓને અનુભવે છે કે એટલે હાથે તેઓ શું કરી શકે એમ છે? પરિષદ્‌ને સરકારનું બીજું સત્તા વિનાનું કેલવણી ખાતું બનાવવુ એવુ સ્હેજ પણ આથી સૂચિત થતું નથી. પરિષદ્‌નાં સ્વતંત્રતા ગૌરવ અને પ્રતિષ્ઠા જાળવવા એ ગુજરાતનું પ્રથમ કર્તવ્ય બનશે-બનવુ જોઈએ-પરંતુ ત્યાર પછી તે પોતાનાં સાધ્યો સાધી શકે, પોતાની ભાવનાઓને વ્યવહારમાં મૂકી શકે અને પોતાનું અસ્તિત્વ જીવંત અને હેતુમય બનાવે એ ઘણું ઇષ્ટ છે. તાત્પર્ય એ જ છે કે પરિષદ્ હાલની પરિસ્થિતિમાં જો માત્ર *Academic* ચર્ચા કરી, સરકારની કાર્યપદ્ધતિને ગૌણ સ્થાન આપી તે તરફ *Constructive attitude* લઈ પોતાનુ કર્તવ્ય વિચારશે અને શક્ય હોય તો વ્યાવહારિક યોજના સ્વીકારશે તો સર્વ કોઇના અનુભવનો લાભ મેળવી શકે એવો સંભવ છે.

જો પરિષદ્ સતત કાર્ય કરવાના નિશ્ચય ઉપર આવે તો તેને કાર્યકર્તાઓ પછી, ફંડની પ્હેલી જરૂર પડશે કારણ કે કાર્યવાહી કમીટી જો *Paid Staff* ની મદદથી કાર્ય નહિ કરે તો તે મંદ ચાલશે. એવું થઈ શકે એ ફંડ ઉપરાંત આ માટે જૂદા જૂદા વર્ગના વાર્ષિક સભાસદોની યોજના ઉપયોગી થાય એવો સંભવ છે.

અમે પુન ઇચ્છિએ છીએ કે કેલવણી પરિષદ્ પોતાના ઉચ્ચ ઉદ્દેશો સાધવા સમર્થ બને

---




પુસ્તક ૨૧ મું.] જુન, ઈ. સ. ૧૯૧૬. [અંક ૬.

## નિવેદન.

ગયા અંકમાં અમે જણાવ્યા પ્રમાણે, યુરપના મહાસંગ્રામના પરિણામે દેશમાં જ્યારે સર્વ વસ્તુઓ મોંઘી થતી જાય છે, ત્યારે કાગળ વિગેરે છાપવાની સામગ્રીઓનો દુષ્કાળ દિનપ્રતિદિન વધારે ભયંકર થતો જાય છે. આજથી અઢી વર્ષ પહેલાં 'સમાલોચક'ને જ્યારે ગુજરાતના માસિક પત્રોની કક્ષામાં અમે સહેતુક મુકયું તે વખતે 'સમાલોચક'ના ગુણજ્ઞ ગ્રાહકોને જે સામગ્રી અર્પવા અમે સંકલ્પ કર્યો હતો તે કરતાં વધારે રસિક સામગ્રી પ્રાપ્ય સાધનોથી મળી શકતા પ્રમાણમાં અમે આજ પર્યંત યથાશક્તિ આપવા પ્રયાસ કર્યો છે; જો કે આદર્શભુત કે કલાની અસાધારણ અમૂલ્ય સામગ્રી અમે આપી નથી. ગુજરાતનું રસિક વાચકવૃન્દ ગુજરાતના માસિકોને જે રકમ બારમાસમાં આપે છે તેના પ્રમાણમાં એવી સામગ્રી કોઈ રીતે આપી શકાય તેમ નથી. જે પ્રાન્તમાં કેવલ વ્યાપારની જ દૃષ્ટિથી જોનાર વ્યાપારીઓ જ વસે છે અને જે પ્રાન્તમાં કેળવણીનો સત્કાર જોઈએ તેટલા પ્રમાણમાં થયો નથી, તથા જે પ્રાન્તમાં આપણા શિક્ષિત વર્ગ તરફથી તે વર્ગના પ્રમાણમાં સાહિત્ય તરફ કંગાલ અભિરૂચિ દર્શાવવામાં આવે છે તે પ્રાન્તમાં માસિકોના તંત્રીઓનાં કાર્ય દુષ્કર નીવડે છે. આવાં કેવળ રોદણાં જ રડવાનું કાર્ય કરી ગુજરાતની કિંમત અમે કોઈ રીતે ઓછી કરવા માગતા નથી પરન્તુ 'ગુર્જરસાહિત્ય' તરફ વધારે પ્રેમથી, વિશેષ સન્માનથી અને માતૃપ્રેમથી ગૌરવયુક્ત દૃષ્ટિથી આપણો જનસમાજ જોતાં શિખે એ જ પ્રેરણા છે.

'સમાલોચકે' આજ અઢી વર્ષમાં શું કર્યું છે એ વાત તેના માસિક થવાના કાળથી આજસુધીનો ઈતિહાસ જોનાર કહી શકશે. અમારા મુખે એ વાતનો ઉચ્ચાર સરખો પણ કરવો યોગ્ય નથી. એટલે ફક્ત એટલું જ કહીશું કે અમારી યથાશક્તિ અમે 'ગુજરાત'ની

સ્નેહાંકુર રૂ. ૦-૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઈ.

કેશનલ સોસાયટી, કર્વેનો મહિલાશ્રમ કે જલંધર કન્યા મહાવિદ્યાલય જેવી એક પણ સંસ્થા ગુજરાતમાં સ્થાપવા, આવતી પરિષદ્ કોઈ યોજના વિચારશે તો તે વધારે ફલપ્રદ અને કાર્યસાધક બનશે. આ સસ્થાઓની કોટિમાં મૂકવા જેવી એક પણ સંસ્થા ગુજરાત નથી સ્થાપી શક્યું તે સૂચવે છે કે હજી સુધી અન્ય પ્રાંતો કરતાં ગુજરાત કેલવણીના વિષયમાં તો પ્રમાણમાં ઘણું ઓછું સ્વાશ્રયી રહ્યુ છે. હિંદના વાણિજ્યમાં અગ્રસ્થાન લેતુ ગુજરાત હવે તો કેલવણીના વિષયમાં પણ તેવું સ્થાન લે એ આશા વધારે પડતી નથી.

ગુજરાત પરિષદ્ વિચારક અને પ્રચારક બને કે સક્રિય અને વ્યાવહારિક બને પરંતુ તેની કાર્યપદ્ધતિ, આરંભમાં તો ખાસ કરીને, બની શકે એટલી વિવાદગ્રસ્ત વિષયોથી રહિત અને દીર્ઘદૃષ્ટિથી રચાય એ ઘણું જ આવશ્યક છે. કારણ કે ગુજરાતમાં પ્રમાણમાં સ્વતંત્ર કાર્યકર્તાઓ ઘણા થોડા છે અને કાર્ય ઘણું છે વળી ગુજરાતમાં કોઈ એવા પ્રતિભાશાલી નેતાઓ નથી કે જેમના નેતૃત્વથી જ પરિષદ્નું નાવ ભયરહિત પ્રગતિ કરે

સરકાર કેલવણીના વિષયમાં શું કરે છે અને કેમ કરે છે એ પ્રશ્નોને જો ગૌણ સ્થાન આપી ગુજરાતને શું જોઈએ છે, ગુજરાત શું કરી શકે એમ છે અને ક્યારે કરશે એ પ્રશ્નો જો પરિષદ્ વિચારશે તો એના અસ્તિત્વમાં ગુજરાતને વિશેષ શ્રદ્ધા અને રસ પડશે. આમ જો સરકારની કાર્યપદ્ધતિને ચર્ચ્યા વિના-અથવા તો ઘણું મહત્ત્વ આપ્યા વિના-પરિષદ્ જો કોઈ રચનાત્મક (*constructive*) અને સક્રિય કાર્યક્રમ વિચારશે અને તેને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો બને ત્યારે આરંભ કરશે તો તેમાં કદાચ સરકારી અધિકારીઓ પણ ભાગ લેતા અટકશે નહિ. સરકારી અધિકારીઓ વિના કેલવણીના પ્રશ્નોનું વ્યાવહારિક જ્ઞાન ધરાવનારા અને તેમાં રસ લેનારા ગુજરાતમાં ઘણા થોડા છે અને પરિસ્થિતિ સ્વીકારનારા કાર્યકર્તાઓને અનુભવ છે કે એટલે હાથે તેઓ શું કરી શકે એમ છે? પરિષદ્ને સરકારનુ બીજું સત્તા વિનાનું કેલવણી ખાતું બનાવવું એવું સ્હેજ પણ આથી સૂચિત થતું નથી. પરિષદ્ના સ્વતંત્રતા ગૌરવ અને પ્રતિષ્ઠા જાળવવા એ ગુજરાતનું પ્રથમ કર્તવ્ય બનશે-બનવુ જોઈએ-પરંતુ ત્યાર પછી તે પોતાના સાધ્યો સાધી શકે, પોતાની ભાવનાઓને વ્યવહારમાં મૂકી શકે અને પોતાનું અસ્તિત્વ જીવંત અને હેતુમય બનાવે એ ઘણું ઇષ્ટ છે. તાત્પર્ય એ જ છે કે પરિષદ્ હાલની-પરિસ્થિતિમાં જો માત્ર *Academic* ચર્ચા કરી, સરકારની કાર્યપદ્ધતિને ગૌણ સ્થાન આપી તે તરફ *Constructive attitude* લઈ પોતાનુ કર્તવ્ય વિચારશે અને શક્ય હોય તો વ્યાવહારિક યોજના સ્વીકારશે તો સર્વ કોઈના અનુભવનો લાભ મેળવી શકે એવો સંભવ છે.

જો પરિષદ્ સતત કાર્ય કરવાના નિશ્ચય ઉપર આવે તો તેને કાર્યકર્તાઓ પછી ફંડની પ્હેલી જરૂર પડશે કારણ કે કાર્યવાહી કમીટી જો *Paid Staff* ની મદદથી કાર્ય નહિ કરે તો તે મંદ ચાલશે. ભેગું થઈ શકે એ ફંડ ઉપરાંત આ માટે જૂદા જૂદા વર્ગના વાર્ષિક સભાસદોની યોજના ઉપયોગી થાય એવો સંભવ છે.

અમે પુન ઇચ્છીએ છીએ કે કેલવણી પરિષદ્ પોતાના ઉચ્ચ ઉદ્દેશો સાધવા સમર્થ બને.

---




પુસ્તક ૨૧ મું.] જુન, ઈ. સ. ૧૯૧૬. [અંક ૬.

# નિવેદન.

ગયા અંકમાં અમે જણાવ્યા પ્રમાણે, યુરપના મહાસંગ્રામના પરિણામે દેશમાં જ્યારે સર્વ વસ્તુઓ મોંઘી થતી જાય છે, ત્યારે કાગળ વિગેરે છાપવાની સામગ્રીઓનો દુષ્કાલ દિનપ્રતિદિન વધારે ભયંકર થતો જાય છે આજથી અઢી વર્ષ પહેલાં 'સમાલોચક'ને જ્યારે ગુજરાતના માસિક પત્રોની કક્ષામાં અમે સહેતુક મુક્યું તે વખતે 'સમાલોચક'ના ગુણગ્રાહી ગ્રાહકોને જે સામગ્રી અર્પવા અમે સંકલ્પ કર્યો હતો તે કરતાં વધારે રસિક સામગ્રી પ્રાપ્ય સાધનોથી મળી શકતા પ્રમાણમાં અમે આજ પર્યંત યથાશક્તિ આપવા પ્રયાસ કર્યો છે. જો કે આદર્શભૂત કે કલાની અસાધારણ અમૂલ્ય સામગ્રી અમે આપી નથી. ગુજરાતનું રસિક વાચકવૃન્દ ગુજરાતના માસિકોને જે રકમ બારમાસમાં આપે છે તેના પ્રમાણમાં એવી સામગ્રી કોઈ રીતે આપી શકાય તેમ નથી. જે પ્રાન્તમાં કેવલ વ્યાપારની જ દૃષ્ટિથી જોનાર વ્યાપારીઓ જ વસે છે અને જે પ્રાન્તમાં કેળવણીનો સત્કાર જોઈએ તેટલા પ્રમાણમાં થયો નથી, તથા જે પ્રાન્તમાં આપણા શિક્ષિત વર્ગ તરફથી તે વર્ગના પ્રમાણમાં સાહિત્ય તરફ કંગાલ અભિરૂચિ દર્શાવવામાં આવે છે તે પ્રાન્તમાં માસિકોના તંત્રીઓનાં કાર્ય દુષ્કર નીવડે છે આવાં કેવળ રોદણાં જ રડવાનું કાર્ય કરી ગુજરાતની કિંમત અમે કોઈ રીતે ઓછી કરવા માગતા નથી પરન્તુ 'ગુર્જરસાહિત્ય' તરફ વધારે પ્રેમથી, વિશેષ સન્માનથી અને માતૃપ્રેમથી ગૌરવયુક્ત દૃષ્ટિથી આપણો જનસમાજ જોતાં શિખે એ જ પ્રેરણા છે.

'સમાલોચકે' આજ અઢી વર્ષમાં શું કર્યું છે એ વાત તેના માસિક થવાના કાળથી આજસુધીનો ઈતિહાસ જોનાર કહી શકશે. અમારા મુખે એ વાતનો ઉચ્ચાર સરખો પણ કરવો યોગ્ય નથી એટલે ફક્ત એટલું જ કહીશું કે અમારી યથાશક્તિ અમે 'ગુજરાત'ની

કેશનલ સોસાયટી, કર્વેનો મહિલાશ્રમ કે જલધર, કન્યા મહાવિદ્યાલય જેવી એકે પણ સંસ્થા ગુજરાતમાં સ્થાપવા, આવતી પરિષદ્ કોઈ યોજના વિચારશે તો તે વધારે ફલપ્રદ અને કાર્ય-સાધક બનશે. આ સંસ્થાઓની કોટિમાં મૂકવા જેવી એક પણ સંસ્થા ગુજરાત નથી સ્થાપી શક્યુ તે સૂચવે છે કે હજી સુધી અન્ય પ્રાંતો કરતાં ગુજરાત કેળવણીના વિષયમાં તો પ્રમાણમાં ઘણું ઓછું સ્વાશ્રયી રહ્યું છે. હિંદના વાણિજ્યમાં અગ્રસ્થાન લેતુ ગુજરાત હવે તો કેળવણીના વિષયમાં પણ તેવું સ્થાન લે એ આશા વધારે પડતી નથી.

ગુજરાત પરિષદ્ વિચારક અને પ્રચારક બને કે સક્રિય અને વ્યાવહારિક બને પરંતુ તેની કાર્યપદ્ધતિ, આરંભમાં તો ખાસ કરીને, બની શકે એટલી વિવાદગ્રસ્ત વિષયોથી રહિત અને દીર્ઘદૃષ્ટિથી રચાય એ ઘણું જ આવશ્યક છે. કારણ કે ગુજરાતમાં પ્રમાણમાં સ્વતંત્ર કાર્ય-કર્તાઓ ઘણા થોડા છે અને કાર્ય ઘણુ છે. વળી ગુજરાતમાં કોઈ એવા પ્રતિભાશાળી નેતાઓ નથી કે જેમના નેતૃત્વથી જ પરિષદ્દનું નાવ ભયરહિત પ્રગતિ કરે

સરકાર કેળવણીના વિષયમાં શું કરે છે અને કેમ કરે છે એ પ્રશ્નોને જો ગૌણ સ્થાન આપી ગુજરાતને શું જોઈએ છે, ગુજરાત શુ કરી શકે એમ છે અને ક્યારે કરશે એ પ્રશ્નો જો પરિષદ્ વિચારશે તો એના અસ્તિત્વમાં ગુજરાતને વિશેષ શ્રદ્ધા અને રસ પડશે. આમ જો સરકારની કાર્યપદ્ધતિને ચર્ચ્યા વિના-અથવા તો ઘણું મહત્ત્વ આપ્યા વિના-પરિષદ્ જો કોઈ રચનાત્મક *(constructive)* અને સક્રિય કાર્યક્રમ વિચારશે અને તેને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો અને સારે આરંભ કરશે તો તેમાં કદાચ સરકારી અધિકારીઓ પણ ભાગ લેતા અટકશે નહિ. સરકારી અધિકારીઓ વિના કેળવણીના પ્રશ્નોનું વ્યાવહારિક જ્ઞાન ધરાવનારા અને તેમાં રસ લેનારા ગુજરાતમાં ઘણા થોડા છે અને પરિસ્થિતિ સ્વીકારનારા કાર્યકર્તાઓને અનુભવ છે કે એટલે હાથે તેઓ શું કરી શકે એમ છે? પરિષદ્દને સરકારનું બીજું સત્તા વિનાનું કેળવણી ખાતું બનાવવું એવુ સ્હેજ પણ આથી સૂચિત થતું નથી. પરિષદ્દના સ્વતંત્રતા ગૌરવ અને પ્રતિષ્ઠા જાળવવા એ ગુજરાતનું પ્રથમ કર્તવ્ય બનશે-બનવુ જોઈએ-પરંતુ સાર પછી તે પોતાના સાધ્યો સાધી શકે, પોતાની ભાવનાઓને વ્યવહારમાં મૂકી શકે અને પોતાનું અસ્તિત્વ જીવંત અને હેતુમય બનાવે એ ઘણું ઇષ્ટ છે. તાત્પર્ય એ જ છે કે પરિષદ્ હાલની પરિસ્થિતિમાં જો માત્ર *Academic* ચર્ચા કરી, સરકારની કાર્યપદ્ધતિને ગૌણ સ્થાન આપી તે તરફ *Constructive attitude* લઈ પોતાનું કર્તવ્ય વિચારશે અને શક્ય હોય તો વ્યાવહારિક યોજના સ્વીકારશે તો સર્વ કોઈના અનુભવનો લાભ મેળવી શકે એવો સંભવ છે.

જો પરિષદ્ સતત કાર્ય કરવાના નિશ્ચય ઉપર આવે તો તેને કાર્યકર્તાઓ પછી ફંડની પ્હેલી જરૂર પડશે કારણ કે કાર્યવાહી કમીટી જો *Paid Staff* ની મદદથી કાર્ય નહિ કરે તો તે મંદ ચાલશે. બનેતુ થઈ શકે એ ફંડ ઉપરાંત આ માટે જૂદા જૂદા વર્ગના વાર્ષિક સભાસદોની યોજના ઉપયોગી થાય એવો સંભવ છે.

અમે પુનઃ ઇચ્છીએ છીએ કે કેળવણી પરિષદ્ પોતાના ઉચ્ચ ઉદ્દેશો સાધવા સમર્થ બને.

---




પુસ્તક ૨૧ મું.] જુન, ઈ. સ. ૧૯૧૬. [અંક ૬.

## નિવેદન.

ગયા અંકમાં અમે જણાવ્યા પ્રમાણે, યુરપના મહાસમામના પરિણામે દેશમાં જ્યારે સર્વ વસ્તુઓ મોંઘી થતી જાય છે, ત્યારે કાગળ વિગેરે છાપવાની સામગ્રીઓનો દુષ્કાળ દિનપ્રતિદિન વધારે ભયંકર થતો જાય છે. આજથી અઢી વર્ષ પહેલાં 'સમાલોચક'ને જ્યારે ગુજરાતના માસિક પત્રોની કક્ષામાં અમે સહેતુક મુક્યું તે વખતે 'સમાલોચક'ના ગુણજ્ઞ ગ્રાહકોને જે સામગ્રી અર્પવા અમે સંકલ્પ કર્યો હતો તે કરતાં વધારે રસિક સામગ્રી પ્રાપ્ય સાધનોથી મળી શકતા પ્રમાણમાં અમે આજ પર્યંત યથાશક્તિ આપવા પ્રયાસ કર્યો છે : જો કે આદર્શભૂત કે કલાની અસાધારણ અમૂલ્ય સામગ્રી અમે આપી નથી. ગુજરાતનું રસિક વાચકવૃન્દ ગુજરાતના માસિકોને જે રકમ બારમાસમાં આપે છે તેના પ્રમાણમાં એવી સામગ્રી કોઈ રીતે આપી શકાય તેમ નથી જે પ્રાન્તમાં કેવલ વ્યાપારની જ દૃષ્ટિથી જોનાર વ્યાપારીઓ જ વસે છે અને જે પ્રાન્તમાં કેળવણીનો સત્કાર જોઈએ તેટલા પ્રમાણમાં થયો નથી, તથા જે પ્રાન્તમાં આપણા શિક્ષિત વર્ગ તરફથી તે વર્ગના પ્રમાણમાં સાહિત્ય તરફ ખાસ અભિરૂચિ દર્શાવવામાં આવે છે તે પ્રાન્તમાં માસિકોના તન્ત્રીઓનાં કાર્ય દુષ્કર નીવડે છે. આવાં કેવળ રોદણાં જ રડવાનું કાર્ય કરી ગુજરાતની કિંમત અમે કોઈ રીતે ઓછી કરવા માગતા નથી પરન્તુ 'ગુર્જરસાહિત્ય' તરફ વધારે પ્રેમથી, વિશેષ સન્માનથી અને માતૃપ્રેમથી ગૌરવયુક્ત દૃષ્ટિથી આપણો જનસમાજ જોતા શિખે એ જ પ્રેરણા છે

'સમાલોચકે' આજ અઢી વર્ષમાં શું કર્યું છે એ વાત તેના માસિક થવાના કાળથી આજસુધીનો ઈતિહાસ જોનાર કહી શકશે. અમારા મુખે એ વાતનો ઉચ્ચાર સરખો પણ કરવો યોગ્ય નથી. એટલે ફક્ત એટલું જ કહીશું કે અમારી યથાશક્તિ અમે 'ગુજરાત'ની

રજીસ્ટર્ડ નં. ૦-૨-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઈ.

સેવા કરવા પ્રયાસ કર્યો છે, અને તેથી પણ વધારે દૃઢ સેવા કરવા અમે વધારે શક્તિવાન બનીએ અને 'ગુજરાત'ના નવજીવનના નવપલવિત કરકમળમાં યથાશક્તિ વધારે સૌન્દર્ય, વધારે માધુર્ય અને વધારે રસિકવૃત્તિઓને જન્મ અમે આપી શકીએ એ અમારી વારવારની પ્રદર્શિત કરેલી ઇચ્છા આજ અંતે પુન દર્શાવવાની અમે રજા લઈએ છીએ.

છાપવાનાં સાધનોની મોંઘવારીમાં સહન કરી આજ બે વર્ષ સુધી અમારા ગ્રાહકોની અમારાથી બનતી સેવા અમે કરી છે અને અમારા ગ્રાહકબન્ધુઓમાંથી જે જે ગૃહસ્થોએ એ સેવાની પિછાન કરી અમને સાહાય્ય, ઉત્તેજન અને વેગ આપ્યાં છે તે સૌનો હૃદયથી અમે અત્રે ઉપકાર માનીએ છીએ.

**૧ લી જુલાઈ ૧૯૧૯** ની તારીખથી સમાલોચકનું વાર્ષિક લવાજમ અમે રૂપીઆ ત્રણ હિન્દુસ્તાન માટે, તથા હિન્દુસ્તાન બહાર વસતા અમારા દેશબન્ધુઓ માટે રૂપીઆ પોણાચાર રાખ્યા છે, છતાં પણ તા. ૩૦ **મી જુન** પહેલાં જે સદ્‌ગૃહસ્થો તરફથી અમને લવાજમ મળી જશે તેમની પાસેથી ચાલુ વર્ષે **રૂપીઆ બે** નું અસલ લવાજમ લેવામાં આવશે. મોંઘવારીના આ પ્રલયકાળમાં આ પ્રમાણે લવાજમ વધારવા અમારી ઇચ્છા નહતી પરન્તુ અનિચ્છાએ આ પ્રમાણે કરવું પડયું છે તે માટે અમે દિલગીર છીએ. એ વધારાનો યોગ્ય બદલો શ્રી જગન્નિયંતાની કૃપા હશે તો અમે થોડા સમયમાં અમને ઉત્સાહ આપનારા અને અમારા કાર્ય તરફ સદ્‌ભાવ અને સહાનુભૂતિ દર્શાવનારા ગૃહસ્થોને અને બ્હેનોને આપીશું : એટલો વિશ્વાસ અમારા ઉપર રાખી અમારો ગ્રાહકવર્ગ અમારા કાર્ય તરફ વિશેષ સહાનુભૂતિ દર્શાવશે અને આજ પર્યંત જે પ્રમાણે 'સમાલોચક'ના ગ્રાહક તરીકે ચાલુ રહી ત્હેમણે 'સમાલોચક' દ્વારા 'સમાલોચક'ની જ નહિં પરન્તુ ગુજરાતી સાહિત્યની અને તેની પ્રજાની જે સેવા બજાવી છે તે પ્રમાણે ચાલુ રાખશે તેમ જ પોતાના ખાસ અને સ્નેહીવર્ગમાં 'તેમના સમાલોચક'ની ખ્યાતિ વધારી ગ્રાહકો મેળવી આપશે તો 'સમાલોચક'નું કાર્ય વિશેષ સરલ બનશે એ નિઃસંશય **છે.**

ટૂંકમાં, એટલી નમ્ર વિનતિ છે કે જે જે ગ્રાહકબન્ધુએ ચાલુ વર્ષનું કે પોતાના શરૂ થતા નવીન વર્ષનું લવાજમ મોકલ્યું ના હોય ત્હેમણે તા. ૩૦ મી જુન પહેલાં જેમ બને તેમ સત્વર તે મોકલી આપવાની કૃપા કરવી. આપણાં માસિકકારોના નિર્વાહ કેવલ પરમાર્થના છે તે વખતમાં તેમની પાસેથી વેલ્યુપેએબલથી માસિકો મગાવી તે પાછાં કરવાં કે અમુક વખત સુધી માસિક મગાવ્યા પછી તેનાં લવાજમ મોકલવાં નહિં, એ રીતિનું ગ્રહણ 'ગુજરાત'ને માટે પ્રેમ ધરાવતા આપણા ગુજરાતીભાઈઓ માટે શરૂ નથી, એ રીતિથી માસિકકારોને નાહકના ખર્ચમાં નાંખવા એ ઇષ્ટ નથી.

અંતમાં, પ્રભુ અમને 'ગુજરાત'ની અને 'ગુજરાતીભાઈ'ઓની વધારે સેવા કરવા અનુકૂલતા, અવકાશ અને શક્તિ આપો એ જ અમારી પ્રાર્થના છે. इति शिवम् !

**વ્યવસ્થાપક.**

# અહા ! શો લીલો, કૂણો ઉજાસ !

લેખકઃ—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

(આશાવરી)

અહા ! શો લીલો, કૂણો ઉજાસ !
અજવાળે આકાશ, અહા ! શો.

હજી હમણાં તો છાઈ રહ્યો'તો સૃષ્ટિમહીં અન્ધકાર,
જગાવતો હા ! કે કૈં ઉરમાં ભીતિભર્યો જ વિચાર. અહા ! શો.

પળ પૂર્વે તો વર્ષી રહ્યું'તું નભ આ મૂસળધાર,
પ્રલય પ્રવાહે જલમય કરશે જાણે આ સંસાર ! અહા ! શો.

પલટી ગયું એ દૃશ્ય ઘડીમાં—પલટી ગયું આકાશ,
અભ્રાન્વિત સૂર્યાંશુ પ્રેરે આછો આછો ઉજાસ. અહા ! શો.

" અહા ! સુસુન્દર દૃશ્ય જ આ છે !" થઈ જાયે ઉદ્‌ગાર
"ચંચલ ક્ષણ શું સુન્દરતાની સ્થાયી ન હો હરનાર ?" અહા ! શો.

સૃષ્ટિ પ્રભુએ ધારણ કીધો અદ્‌ભુત કે અવતાર !
જોયાં કરૂં હું—ભોળાં કરૂં હું—બની જાઉં તદાકાર ! અહા ! શો.

સિડની હૉલ, પચમઢી,
તા.-૨૫-૫-૧૯૧૬.
ગુરુસંધ્યા સમય

---

# ભાવિ વિગ્રહ.

(પ્રાસ)

રૂશો જાપાનીસ વિગ્રહથી જાપાનની પ્રજાના સામર્થ્યનું પ્રબળ પ્રમાણ દુનીઆની અન્ય પ્રજાઓને મળ્યું છે ત્યારથી સુધરેલી સર્વ જાતિઓ જાપાનીસોને પોતાના સમકક્ષ ગણીને વર્તે છે, એટલુંજ નહિ પણ ત્યારથી જાપાન એક મહાન સામ્રાજ્યનું અભિલાષી બન્યું છે. તેને હવે પોતાના નાના ટાપુઓના સમૂહમાં બધાઈ રહેવું ગમતું નથી. યૂરોપની શક્તિસંપન્ન જાતિઓ જે જે કારણોથી રાજ્યવિસ્તાર કરવાને તથા પરદેશોમાં સત્તા સ્થાપવાને ઉત્સુક છે તે તે કારણો જાપાનને પણ તેમ કરવાને લલચાવે છે. આ કારણોમાંનાં બે પ્રધાન છે.

જાપાનની વૃદ્ધિ પામતી લોકસંખ્યાને વસવાટ અને આજીવિકાના સાધનો પુરાં પાડવાને જાપાનના ટાપુઓ પુરતા છે? નથી, તો અન્ય દેશો તરફ જવાની જરૂરીઆત ઉભી થાય છે. અમેરિકામાં વસવાટ માટે વિશાળ ક્ષેત્ર છે ખરું, અને અમેરિકાના રાજ્યો યૂરોપવાસી સમાજ બહિષ્કૃત લોકોને પોતાના દેશમાં વસવા દેવાને ખુશી છે. પણ એશિઆવાસીને વસવાટનો લાભ આપવા ઇચ્છતા નથી. આથી જે જે દેશો કોઈ શક્તિસંપન્ન જાતિને અધીન નથી, તેઓ ઉપર જાપાનની લાલચુ દૃષ્ટિ છે એમ કોરીઆના ઉદાહરણ ઉપરથી સહજ સમજાય તેમ છે. ફીલીપાઈન દ્વીપસમૂહ ઉપર તેની લોલુપતાનો ભય અમેરિકનો સમજે છે. પરંતુ જ્યાં સુધી અમેરિકાના રક્ષણ તળે તે દેશ છે ત્યાં સુધી જાપાનની આકાંક્ષા પાર પડે તે સંભવિત નથી. કદાચ પોતે આપેલા વચન અનુસાર ફીલીપાઈનવાસીઓને સ્વતંત્ર બનાવી અમેરિકા પોતાનો અધિકાર ઉઠાવી લે તો સંભવ છે કે જાપાન ફીલીપાઈન ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપવા પ્રયત્ન કરે. વળી હમણાં જ ચીનને જાપાને એવી શરતો વડે બાંધ્યું છે કે જેથી કોઈ પણ પાશ્ચાત્ય રાષ્ટ્ર ચીનમાં પોતાનો પગપેસારો કરી શકે નહિ એથી ઉલટું તે જ શરતો વડે જાપાન તે દેશમાં યથેચ્છ પ્રભુત્વ સ્થાપી શકે આ ઉપરથી એમ સમજાય છે કે જાપાનની આંતરઇચ્છા ચીનને પોતાના સામ્રાજ્યમાં ભેળવી લેવાની છે.

જે સર્વ જાતિઓ યંત્રો અને કારખાનાઓ દ્વારા વિવિધ પ્રકારની વસ્તુઓ બનાવવામાં સારી રીતે સુનિપુણ છે તેઓ જે વસ્તુઓ બનાવે છે તેનો ઉઠાવ પોતાના જ દેશમાં થવો અસંભવિત છે. વળી માત્ર સ્વદેશના વેપારથી જ મનુષ્ય જાતિની અર્થપિપાસા મટે નહિ. આથી વિદેશમાં તેને માટે બજાર જોઈએ-ગ્રાહક સ્થળ જોઈએ, પરંતુ પરરાજ્યમાં ઇતર પ્રજાને સંપૂર્ણ વ્યાપારી સગવડ-જેવી વિજાતીય આશ્રિત રાજ્યમાં મળે છે તેવી-મળતી નથી. આ વસ્તુસ્થિતિ નીચેના કાલ્પનિક દૃષ્ટાંત વડે યથાર્થ સમજાશે.

---

જર્મની ચીનમાં વેપાર કરે છે ત્યાં અન્ય વિદેશી વેપારીઓ તેના પ્રતિસ્પર્ધી છે. ચીનાઓ પોતે પણ પોતાને જોઈતી વસ્તુઓ તૈયાર કરે છે. વળી તેમાં સુધારો વધારો કરી વિદેશી માલની આયાત અટકાવવાનો પ્રયત્ન કરે છે હવે જો જર્મની ચીનમાં પોતાનું પ્રભુત્વ સ્થાપી શકે, તો કોઈ પણ પ્રકારે ચીનાઇ શીલ્પ અને વાણિજ્યનો નાશ કરી પોતાની નીકાસ હમણાં હોય તેથી પણ વિશેષ વધારી શકે અને ભવિષ્યમાં ચીનાઈ શીલ્પ અને વાણિજ્ય ફરી માથું ન ઉચકી શકે તે માટે સીધો કે આડકતરો પ્રયત્ન તે કરી શકે. જેમકે જર્મન બનાવટના માલનું રેલભાડું ઓછું અને ચીનાઈ માલનું વધારે બેસે એવો ધારો કરી શકે, એવી જ રીતે યુકિતપૂર્વક અન્ય વિદેશી વેપારીઓને પોતાને મુકાબલે ઓછી સગવડ આપી, પોતાના વેપારને એ નિષ્કંટક કરી શકે.

જાપાનનો માલ અન્ય દેશોને મુકાબલે ભારતવર્ષમાં ઘણો નીકાસ થાય છે. આ યુરોપીય યુદ્ધને લીધે જર્મની, ઓસ્ટ્રીઆ, બેલજીયમ આદિ દેશોથી આવતો સસ્તો માલ બંધ થયો છે. તેની પુરતી અર્થે જાપાનના માલની આયાતમાં અસાધારણ વૃદ્ધિ થઈ છે. પણ શું આ વૃદ્ધિથી જાપાનને સંતોષ થયો છે? નહિ થવાનું કારણ આપણે ઉપરોકત દષ્ટાંતથી સમજી શકીએ છીએ. જાપાનને પોતાનું વાણિજ્ય સ્પર્ધારહિત બનાવવાની લાલસા જન્મ પામી છે, અને તે માટે સામ્રાજ્ય સ્થાપનનું ખાતમુહૂર્ત પણ તેણે કર્યું છે યુરોપના રાષ્ટ્રો જ્યારે પોતાના અસ્તિત્વને માટે ચિંતાતુર છે, તે તકનો લાભ લઈને ચીનને, પોતાને અનુકૂળ સરતો વડે આગ્રહ કરી જાપાને તે મુહુર્ત કર્યું છે. વર્તમાન મહાયુદ્ધને અંતે, કેટલાંક વર્ષો સુધી યુરોપીઅન રાષ્ટ્રો બીજા યુદ્ધને માટે તૈયાર નહિ હોય ત્યારે જાપાન માત્ર તેવા પ્રસંગ માટે શકિતમાન્ રહેશે. આ સમય સાધીને જાપાન એશિઆમાં પોતાનો પગપેસારો કરવાનો પ્રયત્ન કરે એમ માનવાને કારણ છે. કેટલાક જાપાનીઝ અને અમેરિકન વર્તમાનપત્રો ઉપરથી આ વાતને ટેકો મળે છે. જાપાનનું એક પત્ર "શાન્તિ અને યુદ્ધ" શીર્ષક નિબંધમાં કહે છે કે.—

*"One of the most important questions arising out of this war is the attitude that England, France and Russia will assume towards Asia This was a great question before the war, it will be a much greater one after the war. Should the belligerents make peace on terms maintaining the conditions obtaining before the war, the results would be fatal to Japan's most important interest in East Asia, and she would be forced to change both her ambitions and her policy"*

આનુ તાત્પર્ય એ છે કે, યુદ્ધ પછી, ઈંગ્લાંડ, ફ્રાન્સ, અને રૂશીઆ એશિઆને હમણાં જે દૃષ્ટિએ જુવે છે, તે જ રૂપે જોશે કે તેઓનો મનોભાવ અને નીતિ બદલાશે આ એક મહત્પ્રશ્ન છે. તેઓ જો એશિઆની વર્તમાન સ્થિતિ (અર્થાત્ હમણાં એશિઆના અનેક ભાગો ઉપર તેઓનું પ્રભુત્વ છે, અને બાકીના ઉપર ભવિષ્યમાં તેઓનું પ્રભુત્વ સ્થપાય એવી અવસ્થા) ચાલુ રાખવા ઈચ્છતા હોય તો પૂર્વ એશિઆમાં જાપાનને સ્વાર્થ હાનિ થશે. અર્થાત્ જાપાનને પોતાની આકાંક્ષા, લક્ષ્ય અને નીતિ ફેરવવી પડશે.

જાપાન નરમ ભાષામાં ઉપરોક્ત વિચાર વ્યક્ત કરે છે. પરંતુ આંતરિક કહેવું એમ છે કે સમસ્ત એશિઆ નહિ તો નિતાંત પૂર્વ એશિઆ જાપાન માટે છોડી નદેવામાં આવે, તેમજ જાપાનને સ્વેચ્છાનુસાર (તે પ્રદેશમાં) વર્તવા ન દેવામાં આવે તો તેને માટે જાપાન પોતાનાથી બનતું કરે, અર્થાત્ શીરજોરી કરવાનું સૂચન આમાં છે. આ ઉપરથી જણાય છે કે વર્તમાન યુદ્ધ પછી એશિઆમાં કુરૂક્ષેત્ર થવું જોઈએ. આને પુષ્ટિ આપનાર બીજા કારણો પણ છે. ઑસ્ટ્રેલિઆની ધારણા પ્રમાણે તેના ઉપર જાપાનની નજર છે. તેથી ઑસ્ટ્રેલિઅનો આત્મરક્ષણાર્થે, રક્ષણ પૂરતો કાફલો રાખવાને અતિ ઉત્સુક છે. એ મહાન દેશમાં પુષ્કળ જમીન વસવાટયોગ્ય પડી છે. પરંતુ ઑસ્ટ્રેલિઅનો ગૌરાંગ સિવાયનાને વસવાટ કરવા દેતા નથી. આ કારણથી ભવિષ્યમાં જાપાન અને ઑસ્ટ્રેલિઆને અર્થાત બ્રિટીશ મહારાજ્ય સાથે અથડામણ થાય. ભવિષ્ય સંભવિત આ વિવાદનાં કારણો મી० જી. એચ. લેપરે *G. H. Leper* "યુનાઈટેડ એમ્પાયર" નામના વિલાયતના એક માસિકમાં સાધારણ ભાવે નિમ્ન લિખિત રૂપે વર્ણવ્યાં છે.—

*"It is one of the certainties of the future that although the present war may prove to be the final conflict in Europe, the extent to which the earth has been appropriated by European peoples will some day cause an even more terrible struggle between the white race and the peoples of Asia, unless the "dog in the manger" policy is definitely replaced by some more conciliatory attitude on the part of the race which, by virtue of its discoveries in regard to the Control of natural forces and its administrative capacity, has acquired the dominant position on the earth."*

તાત્પર્ય—યદિ યૂરોપમાં આ છેલ્લું જ યુદ્ધ હોય, તો પણ આટલું નિશ્ચિત છે કે પૃથ્વીના આધિપત્યના સબંધમાં ગૌરવર્ણ-જાતિ સુઘટિત યોજના ન કરે તો ભવિષ્યમાં એશિઆવાસી અને ગૌરવર્ણ પ્રજા વચ્ચે આને મુકાબલે અતિભયંકર સંગ્રામ થશે.

પૃથ્વીની શક્તિસંપન્ન જાતિઓ ન્યાયપરાયણ અને સહૃદય વ્યવહાર કરે તો યુદ્ધ થાય નહિ. તેઓએ એ પ્રમાણે વર્તન કરવું જોઈએ

લેખકના વિચાર પ્રમાણે એવો વખત આવે તો જાપાન એશિઆવાસીઓમાં અગ્રેસર થાય, અને તેની દાર્શનિક અસર બીજા ઉપર પડે—

"*Japan has shown that there is nothing inherent in the Asiatic mind to prevent it from working on similar lines, and the example of Japan cannot fail to exert a powerful influence on the Asiatic peoples*"

બ્રિટીશ સામ્રાજ્યના કલ્યાણની ખાતર ભારતવાસીઓને યૂરોપ વિરુદ્ધ એશિઆના એ સંગ્રામમાં વિભક્ત રાખવા જોઈએ અને બ્રિટીશ પક્ષમાં પૂર્ણ સાધી રાખવા જોઈએ તે સંબંધે લેખક કહે છે કે—

"*If we fail to deal with the Indian question in good time, it will tend to merge in the still greater issue of European against Asiatic By the exercise of the necessary foresight and statesmanship, the Indian and the Mongol problems can be kept detached*"

અર્થાત્ ભવિષ્યમાં જાપાન સાથે બ્રિટીશ સામ્રાજ્યને વિરોધ સંભાવના અમારી માત્ર એકલી કલ્પના જ નથી. ભારતવર્ષની વર્તમાન અવસ્થા પ્રમાણે બાહ્યઆક્રમણ થાય તો દેશરક્ષા કરવાને યોગ્ય નેતા, જાતિયતા, ઐક્ય, સામરિક શિક્ષા તેમ જ જળ, સ્થળ, અને આકાશ યુદ્ધ કરવાને માટે અસ્ત્રશસ્ત્ર આપણી પાસે નથી, અને નજીકના સમયમાં તેમ થવાનો સંભવ પણ દેખાતો નથી. ઇંગ્લાંડની યોગ્ય મહેરબાની અને શિક્ષણદ્વારા ભારતવાસીઓમાં એ સામર્થ્ય આવી શકે અન્યથા આ પણ સત્ય કે ઈંગ્લાંડ પણ ભારતવર્ષની સહાય વિના પ્રબળ થઈ શકે નહિ. ઈંગ્લાંડે અદ્યાપિ ભારતને ઉન્નત કરવાનો વિચાર કર્યો છે કે નહિ તે કોણ જાણે ? પરંતુ આ ખુલ્લું સત્ય છે કે યૂરોપ, એશિઆ અને આફ્રિકાના યુદ્ધોમાં જે ભારતીય સીપાઈઓ ઇંગ્લાંડની બાજુમાં લડે છે અને લડયા છે તે ઇંગ્લાંડના રાજનીતિનિપુણોના સૌજન્ય અથવા મહેરબાનીથી નહિ, કિન્તુ સમયને અનુસરીને હિંદી સીપાઈઓને યુદ્ધમાં મોકલવાની જરૂરીઆત ઉત્પન્ન થઈ તેથી તેમ બન્યું છે. ભવિષ્યના એશિઆના પ્રભુત્વ માટેના સંભવિત યુદ્ધ વેળા ભારતવર્ષની અધિક પ્રમાણમાં સહાય લેવાની ઈંગ્લાંડને જરૂર પડશે. ભારતવર્ષ તે ખુશીથી આપશે. ભારતવર્ષ લડવૈઆ આપે અને ઈંગ્લાંડ તેને ઘટતું શિક્ષણ આપે તો કોની મગદુર છે કે તે યુગ્મ સામે માથું ઉંચકે ?

જાપાન યદિ એશિઆને પક્ષે રહીને યુરોપ સામે લડે તો પણ તે કંઈ એશિઆને સ્વતંત્ર બનાવવા માટે નહિ, પણ પોતાને સ્વાધીન કરવા માટે-એશિઆને પોતાના પગતળે નમાવવા માટે-પોતાના સામ્રાજ્યના વિસ્તાર અર્થે ભારતવર્ષ લેવા માટે. કદી જાપાન ઇંગ્લાંડ સામે લડતાં ખચીત આપણે ઇંગ્લાંડને પક્ષે ઉભા રહી જાપાન સાથે લડીએ. કારણ જાપાન કંઈ આપણને સ્વાતંત્ર્ય આપે નહિ. તેઓ આપણને અધીન કરવા ઇચ્છે છે. વિદેશીઓને આધીન થતી વખતનાં અનેક અત્યાચાર અને દુઃખ સહન કરવાને કયો મૂર્ખો તૈયાર થાય ? વિશેષમાં જાપાનના લોકો અંગ્રેજોને મુકાબલે સભ્ય, ચરિત્રવાન વા ધાર્મિક નથી ઇંગ્લાંડની ભાષા અને ભારતીય ભાષાને પરસ્પર સાદૃશ્ય છે. વિદ્યા અને સભ્યતાના વિનિમયદ્વારા અને એવાં જ અન્ય કારણોથી ઇંગ્લાંડ સાથે આપણો ગાઢ સબંધ બધાયો છે, જાપાનની ભાષા આપણાથી સંપૂર્ણ ભિન્ન છે. પ્રાચીન કાળમાં આપણે કેટલેક અંશે જાપાનને ધર્મ અને સભ્યતાનું દાન કર્યું છે, કિન્તુ તે તે ભારતને પોતાના વ્યાપારી બજાર કરતાં ઉચ્ચતર સ્થાન અંતઃકરણમાં આપતું નથી. બ્રીટીશ સામ્રાજ્યના નાગરિક તરીકે જેટલા હક આપણને મળ્યા છે, અને ભવિષ્યમાં મળવાનો સંભવ છે, તેટલા અધિકાર અને હક જાપાને કોરીઆને આપ્યાર નથી.

રૂશીઆને આંશિક યુરોપીઅન અને આંશિક એશિઆટિક કહી શકાય. આમ જોતાં એશિઆટિક બે જાતો પ્રબળ છે, રૂશ અને જાપાનીઝ. આથી સંભવિત છે કે એશિઆના પ્રભુત્વને માટે રૂશ-જાપાનને લડવાનો પ્રસંગ આવે નહિ. જો આવે તો કોઈ સંપૂર્ણ યુરોપીઅન જાતિ જોડે આવે. વળી રૂશીઆનો વિસ્તાર, લોક બળ, અને ભૌગોલિક સ્થિતિ એવી છે કે તેની સાથે જાપાનને લડવુ સહેલુ નથી. ઇ૦ સ૦ ૧૯૦૫ માં રૂશીઆ જાપાનને કેટલીક વખત લડાઈ આપી. દેખીતુ જાપાન જીત્યુ. પણ સંધિપત્ર જોતાં અનુભવિઓને રૂશીઆની જીત સમજાઈ છે વળી વર્તમાન યુદ્ધમાં જાપાન રૂશીઆને તોપો સૈનિક સરંજામ, ગોલદાજો, અને તેના શિક્ષકો આપી સહાયતા કરે છે, ભવિષ્યના મહાયુદ્ધ વખતે ઉભયનું આ બંધુત્વ, ઉભયને સ્વાર્થમૂલક સમજીને ટકાવી રાખે એવો સંભવ છે. સંભવતઃ તેઓ મધ્યે એવો બંદોબસ્ત થાય કે ઉત્તર અને પશ્ચિમ એશિઆ રૂશીઆના પ્રભુત્વ તળે રહે, અને દક્ષિણ અને પૂર્વ એશિઆ જાપાનના પ્રભુત્વ તળે રહે. આમ રૂશીઆની સહાય ન મળે તો પણ જાપાનીઓ, જાપાન, કોરીઆ, અને ચીનમાંથી સૈન્ય સંગ્રહ કરી શકે. જાપાનની લોક સંખ્યા ૫) કરોડ. કોરીઆ આદિ અધીન દેશની દોઢ કરોડ, ચીનની ૪૦ કરોડ, એટલે મોંગોલ જાતિની લોક સંખ્યા ૪૬॥ કરોડ છે, અને જો તેમાં રૂશીઆની લોક સંખ્યા ઉમેરીએ તો કુલ ૪૬॥ કરોડ+૧૬॥ કરોડ એટલે ૬૩ કરોડ થાય. ત્યારે બ્રિટીશ મહારાજ્યની ગોર વસ્તી ૬ કરોડ છે, અને તે પણ જુદા જુદા દૂરના

દેશોમાં વિભક્ત ગૌર સિપાઈની વસ્તી ૩૭ કરોડ છે. તેમાં ભારતવાસી ૩૧ા કરોડ છે એટલે ગૌરાંગ અને અન્ય મળીને ૪૩ કરોડ થાય છે અર્થાત્ મોંગોલજાતિથી બને મળીને પણ ૩ા કરોડ ઓછી રહે છે. આ ઉપરથી યથાર્થ સમજાય છે કે આપણે એ જાપાન કે રૂશીઆનો ત્રાસ થતા બચવું હોય તો યૂરોપી વિજ્ઞાન અને યુદ્ધ વિદ્યા શીખવા જોઈએ. અને તે બ્રિટીશ સામ્રાજ્યના અંગ તરીકે રહીને તેની સહાયતાવડે શીખવાં જોઈએ. તેમજ ઇંગ્લાંડે ભારતવર્ષના રક્ષણ ખાતર તેના દરેક પ્રાંતમાંથી લાખ લાખ માણસોનું લશ્કર ઉભું કરી તેને યુદ્ધ કળાનું શિક્ષણ આપવુ જોઈએ અમારા અનુમાન પ્રમાણે ભવિષ્યમાં મહાસંગ્રામ થાય તો ભારતવાસીઓ તેવે વખતે નિષ્ક્રિય ઇંગ્રેજ પક્ષાવલમ્બી રહેવા કરતાં ઇંગ્રેજ સોલજરોના હાથ સાથે હાથ મીલાવી શત્રુ સામે લડવા ઇચ્છશે પગારદાર ભારતવાસી સીપાઈઓ શૌર્યમાં બીજી કોઈ પણ પ્રજાથી ઉતરે તેમ નથી તો ભારતવાસીઓ યદિ રાષ્ટ્રિય અધિકાર મેળવે અને સર્વ રીતે ઇંગ્રેજની સમાન અને સમકક્ષ ગણાય તો તેનો આંતરિક ઉત્સાહ એથી પણ વિશેષ વૃદ્ધિ પામે અને યુદ્ધ પરાક્રમમાં કોઈ પણ અંશે ન્યુન રહે નહિ.

કોઈ દેશમાં અગર તેની સીમા ઉપર યુદ્ધ થતુ હોય ત્યાંની પ્રજાને તેમાંથી બાતલ કરી શકાય નહિ. કેમકે તેઓ નિકટવર્તી હોવાથી વિવિધ પ્રકારે સહાયક થઈ પડે છે. તેમજ તેની સહાયતાની જરૂર પણ પડે છે. અને આવી સહાય દેશવાસીઓ રાષ્ટ્રિય અધિકારભોગી સંતુષ્ટ અને અનુરક્ત હોય તોજ સહૃદયતાથી મળી શકે છે.

ભવિષ્ય માટે અનુમાન કરી તૈયાર રહેવુ એ આપણી ફરજ છે. જે મહાયુદ્ધની આશંકા છે તે કંઈ નજીકના સમયમાં થશે નહિ, તેને દીર્ઘકાલ પણ લાગે કદાચ તેવો પ્રસંગ ન આવે તો પરમ આનંદની વાત છે. અમે શાન્તિથી સમગ્ર જગતની ઉન્નતિ ચાહીએ છીએ યુદ્ધનાં કારણો દુર કરી જાતિ વિશેષની ઇર્ષા કાઢી નાખી સર્વત્ર શાંતિ સ્થાપવી ઉચિત છે. પણ જો કોઈ અશાંતિ જન્મ પામે તો તેને માટે પણ સારી રીતે સજ્જ રહેવુ જ ઉચિત છે.

---

# જોગીડા.+

લેખક:—રા. અરદેશર ફ્રેરામજી ખબરદાર.

(ગરબી) *

જૂના જૂના તે અમે જોગીડા,
ને જૂની જૂની અમારી જાત રે,
જોગીડા જૂના જૂના રે

જન્મ્યા જગતને પ્રાતરે,
ને ભમિયે અંધારી રાત રે,
જોગીડા જૂના જૂના રે. ૧.

જૂના સૂરજ, જૂના ચાંદલા,
ને આ જૂનાં છે ફરતાં આકાશ રે,
જોગીડા જૂના જૂના રે

ભર્યાં જગતને આંગણે
અમ શોધ્યા મળે નહિ વાસ રે.
જોગીડા જૂના જૂના રે. ૨.

---

* મહાકવિ શેક્સપીયરની ત્રિશતકજયંતિને દિને.

* "આકાશમાં તે અમે આવિયા, કે મ્હારો વ્હાલો રમાડશે રાસ રે,
આવેલ આકાશમાં રે,"—એ ચાલ

જૂના ડુંગર, જૂના ધોધવા,
ને જૂનાં વ્હેતાં નદીનાં નીર રે,
જોગીડા જૂના જૂના રે

હૈડે પુરાતન પ્રીતડી,
અમ બાધિર પેગમ્બર પીર રે,
જોગીડા જૂના જૂના રે. ૩.

જૂના જૂના ગાજે સાગરા,
ને જૂના ઊભા કિનારા કોટ રે;
જોગીડા જૂના જૂના રે

ઉંડી દિશાઓ કંઈ ભેદની,
ચાલે અંતર ભરતી ને ઓટ રે,
જોગીડા જૂના જૂના રે. ૪.

જૂના જૂના તે પેલા તારલા,
ને આ ઘોર જૂના અંધાર રે,
જોગીડા જૂના જૂના રે

ઉંડા વનેથી તહિં આવતા,
કોઈ જૂની કેગ ચમકાર રે,
જોગીડા જૂના જૂના રે. ૫.

જૂનાં આ વન, જૂની ઝાડીઓ,
ને જૂની જટા વડલાની છાય રે,
જોગીડા જૂના જૂના રે.

ધાડી આશા દિલ ઘેરતી,
તેમાં પથ પાડે અમ પાય રે;
જોગીડા જૂના જૂના રે. ૬.

# જર્મનીના આધુનિક વિદ્યાર્થીઓનું જીવન.

લેખક —શા. હરગોવિન્દ કાનજી ભટ્ટ.

યૂરોપખંડમા આજકાલ સર્વથી અધિક વિદ્વાન જર્મન પ્રજા ગણાય છે. ગૂઢ વિચાર, ગંભીરવિષય, દર્શનશાસ્ત્ર અને વિજ્ઞાનમાં જર્મની યૂરોપના બધા દેશોમાં શ્રેષ્ઠ છે. કહો કે દર્શન શાસ્ત્ર તો જર્મનીનું જ છે. વર્તમાન સમયમા વધુ મોટા દાર્શનિક પુરૂષો પણ જર્મનીમાં જ જન્મેલ છે. ત્યાંના લોકોની વિચારપદ્ધતિ ભારતવર્ષના મહાન પુરૂષોના વિચારને અધિકાંશે મળતી છે. અને ખાસ કરીને એના તત્વજ્ઞાનમાં તો આપણા ભારતવર્ષની છાયા સ્પષ્ટ દેખાય છે. જર્મનીના વિદ્વાનોને સંસ્કૃત ભાષા ઉપર અત્યંત પ્રેમ છે. સામાન્ય મનુષ્યો સંસ્કૃત શિખવા માટે પ્રયત્ન કરતા રહે છે એ જાતિએ સંસ્કૃત સાહિત્યમાં ઘણી શોધખોળો કરી છે. મેક્સમૂલર સાહેબે તો પોતાનું સમસ્ત જીવન સંસ્કૃત ભાષાના અધ્યયનમાં અને ગ્રન્થોના અનુવાદ કરવામાં ગાળેલું છે, અને તેના લીધે જ જગતજનો તેના ઋણિ છે. આ બધી વિદ્યાનું અને વિદ્યોન્નતિનું કારણ તે દેશનું વિચારસ્વાતંત્ર્ય અને શિક્ષાપદ્ધતિ છે. આ વિષય લખવાનો માત્ર એક જ હેતુ છે કે પ્રારંભનો તથા ઉચ્ચ શિક્ષણ લેવાનો સમય જર્મનીમાં સાધારણ વિદ્યાર્થીઓના જીવનમાં કેવી રીતે વ્યતિત થાય છે. અર્થાત્ ત્યાંના વિદ્યાર્થીઓ કેવી રીતે આવા પુરૂષાર્થશાળી, વિદ્વાન અને વિચારશીલ થયા છે તે છે.

જર્મન વિદ્યાર્થીઓનું જીવન બે ભાગમાં વહેંચાયલું છે. સ્કૂલ (School) અને કોલેજ (College); આ બે પ્રકારનું શિક્ષણ લે છે તે સમ્બન્ધમાં જેવો ભેદ છે તેવો ભેદ બીજા કોઈ દેશમાં નથી. અને એમ થવાનાં કારણો શોધવા જતાં આપણે કોઈપણ પ્રકારના અનુમાન ઉપર આવી શકીશું નહિ. સ્કૂલના શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ બુદ્ધિબળ વધારવાનો અને માનસિક બળ તથા શારિરીક બળના વિકાશ માટેનો છે. આ અવસ્થામાં વિદ્યાર્થી પોતાની પાઠશાળાને જીવન માને છે, અને મુખ્ય કરીને એના ઉપર જ ધ્યાન આપે છે. વિદ્યાર્થીઓને સ્વેચ્છા મુજબ શહેરમાં ફરવા હરવાની છુટ નથી હોતી તેમ જ મનમાનતાં પુસ્તકો પણ તેમનાથી વાંચી શકાતાં નથી. એમના ચારિત્ર શારિરીક પુષ્ટતા, બુદ્ધિવિકાસ તથા, અન્ય આવા પ્રકારની જરૂરીયાત બાબતો ઉપર શિક્ષકો ખાસ લક્ષ આપે છે. સ્કુલની છેવટની પરીક્ષા પસાર કર્યા પછી વિદ્યાર્થી એક નવિન જીવનમાં પ્રવેશ કરે છે જેમને એન્ટ્રન્સનું સર્ટીફીકેટ મળ્યું એ માણસને યુનીવર્સીટીનું પુરૂષત્વપદ મળી ચૂક્યું આ વિદ્યાર્થી ઉપર માતાપિતાની કોઈપણ પ્રકારની વિદ્યાભ્યાસ સંબંધી સત્તા રહેતી નથી. એટલે જર્મનીના રાજ્યમાં કોઇપણ

વિશ્વવિદ્યાલયમાં (University) પોતાનું નામ અધ્યાપકના ભલામણ પત્ર વિના પોતાની મરજી માફક દાખલ કરાવી શકે નહી. વિશ્વવિદ્યાલયમાં દાખલ થનાર ઉમેદવારને દરવર્ષે લગભગ ચારસો રૂપીઆ ભેટ આપવા પડે છે. પુસ્તકખર્ચ ઘણોજ ઓછો થાય અને છે. મરજી માફકનો કોર્સ લઇ શકે છે. નામ દાખલ કરાવ્યા પછી પણ મરજીમાં આવે તો કોલેજમાં જાય અને મરજી ન હોય તો ન જાય. કોઇપણ વિદ્યાર્થી એક વર્ષની અંદર એકથી વધુ કોલેજમાં અધ્યયન માટે ઇચ્છા મુજબ જઇ શકે છે ત્યાં કંઇ એવો નિયમ નથી કે એક જ કોલેજમાં અભ્યાસ કરવો જોઇએ. વિદ્યાર્થીઓ ભિન્ન ભિન્ન પ્રોફેસરોના વિચાર, વિદ્વત્તા અને વિદ્યાભણતરના વિશેષ લાભો મેળવી શકે તેટલા ખાતર આવી રીતની છૂટ તેને આપવામાં આવે છે. અહિંના શિક્ષકો કે પ્રોફેસરોની માફક ત્યાંના વિદ્યાગુરૂઓ ટકટક કરતા નથી. પરંતુ વર્ષમાં કોર્સને બદલાવવાને લીધે દરેક વિદ્યાગુરૂ વિદ્યાર્થીઓને ઉત્તેજીત કરે છે. ઇંગ્લાંડની પેઠે ત્યાંના વિદ્યાર્થીઓને રહેવા માટે ખાસ કરીને કોઇ મકાન કે બોર્ડીંગહાઉસ (Boarding-House) નથી. પ્રત્યેક વિદ્યાર્થી ભાડુતી મકાનમાં રહી પોતાની ગોઠવણ પોતાની મેળે જ કરી લે છે. એવા વિદ્યાર્થીઓને સાધારણ રીતે વાર્ષિક ખર્ચ પાંચસો રૂપીઆ લગભગ થાય છે. Association ની પેઠે વિદ્યાર્થીઓનાં મંડળો હોય છે. શરૂઆતમાં વિદ્યાર્થીઓની મંડળીઓનો મુખ્ય ઉદ્દેશ રાજકીય હતો તેથી દરેક વખતે રાજકીય અને દેશની સ્થિતિના સંપૂર્ણ વિચારો કરતા હતા. પણ દેશના રાજ્ય વહીવટની હાલની રીતિ જર્મનપ્રજાને સામાન્ય રીતે સંતોષકારક હોવાથી હવે એ મંડળોમાં મનોરંજન વિષયોની ચર્ચા કરી પરસ્પર સમાગમ લાભ લે છે. કોલેજમાં ઉંચ અને નીચ, ધની કે દરિદ્રી એવો કોઇ પણ જાતનો ભેદ નથી પણ બધાના સમાન હક્ક છે.

ઇ. સ. ૧૯૧૧ માં જર્મની વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓની સંખ્યા ૫૭૦૦૦ હતી તેમાં ૨૪૦૦ સ્ત્રીઓ હતી જ્યારે એ જ દેશમાં ૪૦ વર્ષ પહેલાં વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ૧૩૦૦૦ હતી તેમાં ૨૫,૦૦૦ સ્ત્રીઓ હતી. જ્યારે એ જ દેશમાં ૪૦ વર્ષ પહેલાં વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર ૧૩,૦૦૦ ની હતી. ગયા વર્ષનો દાખલો લેતા બર્લીનના વિશ્વવિદ્યાલયમાં ૮,૪૨૫ પુરૂષ અને ૭૭૭ સ્ત્રીઓ અભ્યાસ કરતી હતી. સ્ત્રીઓમાં ૬૧૪ દર્શનશાસ્ત્રનો, ૧૫૨ ડૉક્ટરનો, ૧૦ કાયદાકાનુનનો અને ૨ અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરતી હતી. આ નાનકડા દેશમાં ૨૧ વિશ્વવિદ્યાલયો છે. ત્યાં ઇંગ્લાંડ કે આપણા ભારતવર્ષની પેઠે વિશેષ પુસ્તકોનો અભ્યાસ કરવાથી Degree ડીગ્રી મળતી નથી પણ દરેક વિદ્યાર્થીએ વિચારસ્વાતંત્ર્યનું અને બુદ્ધિવિકાસનું પ્રમાણ વિદ્યાગુરૂને આપી સંતોષ આપવો પડે છે જર્મન લોકો કહે છે કે અમારૂં એન્ટ્રન્સ

તમારા ભારતવર્ષના બી. એ. બરાબર છે. હરકોઈ વ્યક્તિ કોઈની મદદ વિના માત્ર પોતાના વિચારોથી જ નવુ પુસ્તક પ્રસિદ્ધ કરે ત્યારે ત્યાં ડૉક્ટરની ઉપાધિ મળે છે. અને ક્રમશઃ છેવટની ઉપાધિ L L D. ની મળે છે.

સ્વતંત્રતા તો ત્યાંના વિદ્યાર્થીઓમાં રગેરગ ભરી હોય છે. ત્યાંની પ્રજા-વિદ્યાર્થીઓ—આપણા ભારતવર્ષની પ્રજા જેવી રાજભક્ત છે એ પ્રજા પોતાનું લોહી સુધારવાને એક જૂની પ્રથા પ્રમાણે—Duel દ્વંદ્વયુદ્ધ—કસરત કરવાનો હજી પણ મહાવરો રાખે છે કેટલાક વિદ્યાર્થીઓ જ્યારે આ કસરત કરે છે ત્યારે કેટલાક માત્ર જુએ છે એમ નહિ પણ પોતાની વારીની રાહ જોતા ઉભા રહે છે વિદ્યાર્થીઓની સારવાર કરવા ત્યાં ડૉક્ટરો હાજર હોય છે

સૌ કોઈ જાણે છે કે પ્રત્યેક જર્મન વિદ્યાર્થીને બે વર્ષ સુધી યુદ્ધશિક્ષણ લેવા માટે સેનામાં રહેવુ પડે છે. જેથી આ કહેવાતી કસરતમાં જર્મન વર્તમાન સમ્રાટની સહાનુભૂતિ હોય તો આશ્ચર્ય પામવા જેવુ નથી.

જર્મન વિદ્યાર્થીઓ આ પ્રમાણે પોતાનું બાલ્યજીવન ગાળે છે જે દેશની પ્રજા વિદ્વાન હોય છે ત્યાં સુખ મળી શકે એ સભાવત છે. વર્તમાન જર્મનીને આપણી ભાષામાં ભૂતકાળનો ભારતવર્ષ કહીએ તો યોગ્ય છે. જેનું એક પણ બાળક નિરક્ષર નહિ હોય એવો દેશ તો જર્મની જ છે. સદ્‌ભાગ્યે આપણી રાજકર્તી માયાળુ બ્રિટિશ સરકારના ઉદાર આશ્રયથી આપણે પણ કેળવણીમાં આગળ વધીએ છીએ આપણે ઇચ્છીશું કે દેશની ઉન્નતિનો કે અવનતિનો ખરો આધાર વિદ્યાર્થીઓ ઉપર અવલબીને રહે છે એ ખરી ફરજ આપણા દેશના દરેક વિદ્યાર્થીઓ સમજતાં શીખે અને એક વખત સમસ્ત પ્રજા સુશિક્ષિત બને *

---

* "સરસ્વતી" ના " जर्मनीका आधुनिक विद्यार्थीका जीवन " નામક લેખ ઉપરથી

# ભાલણ.

લેખક:—રા. રામલાલ ચુનીલાલ મોદી.

(અનુસંધાન ગયા વર્ષના પૃષ્ઠ ૪૭૭ થી)

ભાલણની કવિતાનો વિભાગ પૂરો કરતા પહેલાં ભાલણે તે કવિતાઓ કેવા રાગ કે ભાલણની કવિતા રાગમાં છંદમાં વાપરી છે, તે વિષે જરા દષ્ટિપાત કરી જઈએ. ભાલણે છે કે છંદમાં ધનાશ્રી, રામગ્રી, આશાવરી, વેરાડી આદિ રાગોમાં કવિતા કરી છે. તેની કવિતા કોઈ છંદમાં કરેલી જોવામાં આવી નથી. એ સંબંધમાં બે બાબતો નોંધવા જેવી છે. પ્રેમાનંદનાં અભિમન્યુ આખ્યાન આદિ કાવ્યોમાં અત્યંતની ચાલનો એક રાગ જોવામાં આવે છે આવી ધાટીના રાગનું ભાલણના દશમસ્કંધમાં પણ એક પદ મળી આવે છે, તેમાંથી આરંભ અને અન્તની બબ્બે પંક્તિઓ હું અહિં ઉતારૂં છું.

"જસોદા માત, સાંભળો વાત, કરે ઉત્પાત, સુન્દવર ઘર માહારે, કહો કયમ રહીએ
ચચલ હાથ, કરે ઉપાય, માખણ ખાય, દોણી ફોડી દૂધની કહો કયમ રહીએ.

× × × ×

સુન્દર ધામ, ઉત્તમ ઠામ, કરવાં કામ, લઘુશકામાંહિ કરી.
અહી દીધિસાધ, બહુ અપરાધ, કરતો બાધ, ભાલણ પ્રભુ રઘુનાથ કહો કિમ કીજીજી."

(પદ ૪૬)

આ રાગનું નામ "નટ નારાયણ" લખ્યુ છે. દશમસ્કંધમાં એક પદ નરસિંહ મહેતાના પ્રભાતીઆના રાગમાં છે, તે આખુ ઉતારવા જેવુ છે.

મહી મથન કરૂં, કાન શીશે ધરૂં, નીસરૂં હલુહલુ, ધાર ધાઈ.
કો કહે આવતો, વેણુ વજાડતો, સાદે બોલાવતો, કહીને આઈ.
વાટ જોઉં કહાનની, શામળાવાનની, પ્રેમનિધાનની, મીટ માંડી
પ્રેમ તે પરહરી, રીસ શીશે ધરી, લાલચ અનુસરી, ગયોરે છાંડી.
રેણુ દીસે ઘણી, વાટ મથુરા તણી, તે હણી કંસને, કૃષ્ણ આવે.
સાહામાં જઈએ ધશી, વિનમાંહે વશી, હશીને વાત મુહને, કહી બોલાવે
શકુન જોઉં વલી, વિપ્ર પુંછુ મ્યલી, સાંભળી સુખ શરીર થાએ.
પ્રીસુ કાર પાયસ, ઉડરે વાયસ, આળસ અંગનો, તાપ જાએ
શી કહું વાતડી, આંખ અતિ રાતડી, થૈ રેહે માહારી,
વાતમે રોવહે, મુહને આવી કહે, કેટલા દી રહે, ત્યાં મુરારિ;

આપું વધામણી, આવે જે મુજમણી, શુભ સુણી, આવતા પુત્ર જાણી.

અમરનાં કરી કામ, ભાલણ પ્રભુ શ્રીરામ, ધામ પધારયો એ પ્રેમ આણી. (પદ ૨૦૭)

આ પદ શ્રીકૃષ્ણની મથુરાથી આવવાની વાટ જોતાં યશોદાના મુખમાં મૂકેલું છે.

## ૪. ભાલણના સમયની ભાષાનું સ્વરૂપ.

રા રા નરસિંહરાવે ઉપસ્થિત કરેલી પ્રેમાનન્દનાં નાટકો સંબંધી ચર્ચાથી, અમુક કવિના સાહિત્યચર્ચામાં સમયની ભાષા સબંધી વિચાર કરવાનું ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં

**નવીન તત્વ**

નવું તત્વ દાખલ થયું છે. તે સબંધી ગયા શતકમાં એટલી બધી બેપરવાઈ હતી કે, પ્રાચીનકાવ્યોના પ્રકાશકો, પોતાને મળેલા હસ્તલેખોની ઉતારો સાલ ભાગ્યેજ જણાવતા તેથી તે વખતે પ્રકટ થયેલાં ઘણાં કાવ્યો ભાષા સબંધી નિર્ણય માટે નિરૂપયોગી જેવાં અત્યારે લાગે છે.

ભાલણનો સમય ભાષાનિર્ણય માટે ખાસ અગત્યનો છે. વિક્રમના સોલમા શતકમાં ભાષાના અવિકૃત સ્વરૂપ લોકપ્રસિદ્ધ સાહિત્યના કવિઓ નરસિંહ, ભાલણ, ભીમ આદિ

**સબંધી અભિપ્રાયો**

થયેલા છે. માટે તે શતકની ભાષાનું સ્વરૂપ જોવાની ખાસ જરૂર છે. સ્વ. કવિ દલપતરામ અને હુરગોવિન્દદાસ કાંટાવાળાનો ગુજરાતી ભાષાની અવિકૃત સ્થિતિ સબંધી અભિપ્રાય જાણીતો છે 'સાક્ષરમાળા'માં રા. જોષીપુરા પણ વિક્રમના સોળમા શતકની કવિઓની ભાષા સબંધી આ પ્રમાણે શંકા રજૂ કરે છે —

"નરસિંહ તથા ભાલણની ભાષા પદ્મનાભની ભાષાથી તદન જૂદી તરેહની છે. ત્યારે શું તે કવિદ્વયની ભાષાઓ વિકૃતિ પામી ગઈ? જો તેવું હોય તો ભાલણ કે જે લોકપ્રસિદ્ધિ પામ્યો નથી, તેની ભાષા આટલે બધો કેવી રીતે વિકૃત થઈ જવા પામી હશે? નરસિંહની ભાષા કદાપિ લોકપ્રસિદ્ધિને લીધે વિકૃતિ પામે, પરન્તુ, ભાલણની ભાષા, તેવા અનુકૂળ સંયોગને અભાવે, દેખાતિ વિકૃતિને કેમ પામી હશે?" (પૃ. ૧૧.)

રા. જોષીપુરાના કથનનું પ્રથક્કરણ કરતાં નીચે પ્રમાણે મુદ્દા ઉદ્ભવે છેઃ—

**શા. જોષીપુરાની દલીલનું પ્રથક્કરણ**

(૧) ભાલણનાં કાવ્યો લોકપ્રસિદ્ધિ પામ્યાં હતાં કે કેમ? (૨) તેનાં બધાંજ કાવ્યોની ભાષા શું આધુનિક છે? (૩) તેનાં કેટલાંક કાવ્યોની ભાષા પ્રાચીન નહિ લાગવાનું શું કારણ? (૪) ભાલણના સમયના કાન્હડદે પ્રબંધ સિવાયના કોઈ ગ્રન્થો મળે છે? જો તેમ હોય તો તેમની ભાષા કેવી છે? આ મુદ્દાઓ ક્રમવાર તપાસીએ.

**શું ભાલણ લોકપ્રસિદ્ધિ પામ્યો નહોતો?**

પ્રથમ તો એમ કહેવું કે ભાલણ લોકપ્રસિદ્ધિ પામ્યો નથી તેજ અયથાર્થ છે આધુનિક સમયમાં તેના વિષે લોકો બહુ ઓછું જણાતા હોય અથવા તેનાં કાવ્યો બીજા કવિઓનાં કાવ્યોના પ્રમાણમાં ઓછા વંચાતા

હોય, એથી એમ કહી ન શકાય કે તે સર્વદા અપ્રસિદ્ધિમાં રહ્યો હશે. * બીજા પણ અનેક કવિઓ જેવા કે નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ, આદિને હાલ સુધી કોઈક જ જાણતું હતું, તેથી શું એમ કહી શકાય કે પ્રાચીન સમયમાં પણ તેઓ અપ્રસિદ્ધ રહ્યા હશે? ભાલણનાં કાવ્યોની જૂદા જુદા સમયમાં ઉતારેલી અનેક પ્રતો મળી આવે છે. તેના દશમસ્કંધની જ અનેક પ્રતો મળી આવી છે. મેં આ લેખમાં અહિંના નાગર ગૃહસ્થની સં ૧૮૧૬ માં ઉતારેલી તથા એક મારી પોતાની પ્રતનો ઉપયોગ કર્યો છે. રા. બા. કંટાવાળા પાસે સંવત ૧૮૭૦માં ઉતારેલી એક પ્રત છે રા. નનસુખરામ ત્રિપાઠી પાસે પણ એક પ્રત છે, એમ સાંભળ્યું છે. તે સિવાય બીજી પણ અનેક પ્રતો હશે. દશમસ્કંધનાં છૂટક વેરાએલાં પદો પણ અનેક સ્થળેથી મળી આવે છે. નાગરસ્ત્રીઓને મોઢે પણ તેનાં પુષ્કળ પદો હોય છે, તે મેં આગળ જણાવ્યું છે જ. પ્રાચીન કાવ્ય ત્રિમાસિકમાં 'સપ્તશતી' છપાવતાં પણ ૧૭૩૬, ૧૮૩૦ અને ૧૮૪૭ માં લખાએલી ત્રણ પ્રતોનો ઉપયોગ તેના પ્રકાશકોએ કર્યો હતો. આ બધો પુરાવો તેની પ્રાચીન કાળની પ્રસિદ્ધિની તરફેણમાં છે. તે ઉપરાંત તેનાં કાવ્યોની છાયા તેના પછીના કવિઓના કાવ્યોમાં જણાય છે તેને નરસિંહ મહેતા જેટલી પ્રસિદ્ધિ નહિ મળી હોય, તો પણ તે અપ્રસિદ્ધ રહ્યો હતો એમ કહી શકાય નહિ. નરસિંહની ભક્તિની સાક્ષાત્કારતા, તેમ જ તેને શ્રી કૃષ્ણે બતાવેલા પરચાને લીધે, તેની પ્રસિદ્ધિ વિશેષ થઈ હોય, તેમાં કાંઈ આશ્ચર્ય નથી. તે ઉપરાંત, વિશ્વનાથ, પ્રેમાનન્દ, દયારામપ્રભૃતિ, કવિવરોએ તેના જીવન સબંધી કાવ્યો રચીને પણ એને વિશેષ પ્રસિદ્ધિ અપાવી છે આવું ભાલણ સંબંધમાં બન્યું નથી. તેથી તેની પ્રસિદ્ધિ નરસિંહ કરતાં ઓછી થાય, તે સ્વાભાવિક છે. પરન્તુ, એથી એમ કહેવું યોગ્ય નથી કે, તેને પ્રાચીન કાળમાં કોઈ જાણતું જ નહિ હોય.

શું ભાલણનાં બધાં જ કાવ્યોની ભાષા આધુનિક છે?

ભાલણનાં બધાં જ કાવ્યોની ભાષા આધુનિક છે, એમ નથી. તેની કાદંબરીની ભાષા સ્પષ્ટ રીતે પ્રાચીન જ છે. તે ઉપરાંત તેના પ્રકટ થયેલા નળાખ્યાન અને અપ્રકટ દશમસ્કંધમાં પણ કોઈ કોઈ સ્થળે પ્રાચીન ભાષાનાં રૂપો જળવાઈ રહ્યાં છે.

* પ્રેમાનન્દના નામથી પ્રકટ થયેલા માર્કંડેય પુરાણમાં દેવીચરિત્રમાં ભાલણના નામનો નિર્દેશ છે.

" ભાલણ, માધવ દેવસૂરિ, વળી કહ્યુંથી તળને એક—
એમણે દેવીમહાત્મ્ય પ્રાકૃત કર્યાં, મરી અર્થનો ખરો વિવેક "

( પ્રા કા મા માર્કંડેય પુરાણ પૃ ૮૩૧ )

જો આ કાવ્ય ખરેખર પ્રેમાનંદના હાથેજ રચાએલું હોય ( જે માટે પ્રબળ સંશય છે ) તો તેણે ભાલણના નામનો કરેલો ઉલ્લેખ મહત્વનો છે, તે ઉપરથી ભાલણની વિખ્યાતિનો વિસ્તાર જણાય છે

નળાખ્યાન :—

"મન્દ હાસ્યે દમયંતી વદઈ સુણઈ નળભૂપાળ ;
દેવતાને નમઈ વદું, સુને વરૈ તતકાળ.
વિશ્વાસવાળી વામા જાણો, કહો શું કર કામ ?
વિશ્વાસ જેવો મિં ધર્યો, તેવા ધરો તમિ સ્વામ." (કડવું ૧૦)

દશમસ્કંધમાંથી પાછળ અનેક ઉતારા આપ્યા છે, તે ઉપરથી તેની ભાષા જણાશે જ. તો પણ અન્ય સ્થળેથી ચાર પંક્તિઓ ફરી લઇએ

"દષ્ટ દીવડી ચાચર મહીલી, હરિ ઉપર ઉતારી રે,
આનન્દે સહુ ગાન કરિ છિ ગોકુળની સર્વે નારી રે,
લુણ ઉતારિ કુમ્અર ઉપરિ ભામણડાં લિ માડી રે,
અંગેઅંગિ કરિતાં રક્ષા ગૌનું પુછ ભમારી રે."

નળાખ્યાન અને દશમસ્કંધમાં પ્રાચીન સમયનાં અનેક રૂપો અનેક સ્થળે જોવામાં આવે છે, પરન્તુ અહિં નમૂના દાખલ જ થોડી પંક્તિઓ ઉતારી છે * ભાલણની ભાષા સંબંધી પ્રાચીન કા. મા. અંક ૧૧ ના "ગ્રન્થવિવેચન'મા પણ તેના લેખકે આ પ્રમાણે લખ્યું છે"—

"કવિની ભાષામા આજના કરતાં કંઇક ફેર દેખાય છે. છે, કરે છે, તે, હવે, અમે, વગેરેને બદલે છિ, કરિછિ, તિ, હવઈ, અમ્હિ, વગેરે રૂપો લખ્યાં છે" (પૃ. ૧૪.)

આ જોતાં ભાલણના સર્વ ગ્રન્થોની ભાષા આધુનિક નથી.

પ્રાચીન કવિઓના કાવ્યો તેના મૂળ સ્વરૂપમાં આપણને કવચિત્ જ મળ્યા છે. પરન્તુ, તેમાં ઘણી વિકૃતિ થઈને તે આપણા સુધી આવ્યા છે. આ વિકૃતિ આ પ્રકારે થાય છે -(૧) પ્રથમ, પ્રાચીન કાવ્યોના પ્રકાશકોએ કાતો તેમને તે વખતની લેખનપદ્ધતિએ લખાએલાં

**પ્રાચીન ગ્રન્થોની ભાષા- માં કેવી રીતે વિકૃતિ થાય છે?**

* ભાલણકૃત 'મૃગલી સંવાદ આખ્યાન'માં પણ પ્રાચીન ભાષાના રૂપો પુષ્કળ જગાએ જળવાએલાં છે તેમાંથી એક ઉતારો પણ જોવાની જરૂર છે.

"પુત્રી ચેથાનિ લે દામ, વેંચિ કાહાનો દાલિ કામ
હંસા કરતાં આણિ પ્રીત્ય, હેતે વાદવદે વિપરીત્ય,
કુડી સાક્ષ પીહારિ કિહિ, લોભી લાંચ પીઆરી ગ્રહિ,
ઘ ઢ્રી વચ ન રાખિ એક, વિષ્ણુભક્તિ ન આણિ વિવેક,
પીવી પાણી વાલિ ગાય, બાલ વછનિ દૂધ ન પાય
લે દામસુ ન કર સંતોષ એ સઘલા એ મુજનિ દોષ (કડવું ૭)

આ આખ્યાનની પ્રત સં. ૧૭૭૮ માં ઉતારેલી છે

સમજી, અથવા તો સામાન્ય વર્ગથી તે નહિ સમજી શકાય એમ ધારી, તેમાં ઘણો ફેરફાર કરીને પ્રકટ કરેલાં છે, એમ તેમના અભ્યાસીઓને જણાયા સિવાય રહેતું નથી.* (૨) છૂટક પદો મુખપરંપરાએ રહેવાથી, દરેક કાળની ભાષાને અનુરૂપ થઈ તે હાલ ચાલતી ભાષામાં અથવા તો તેની નકલો જે સમયે ઉતારવામાં આવી હોય, તે સમયની ભાષામાં વિકૃત થયેલાં આપણને મળે છે. આ બે વર્ગનાં કાવ્યો ભાષાના સમયનિર્ણય માટે અનુપયોગી હોય છે.

(૩) ત્રીજા વર્ગમાં હસ્તલિખિત ગ્રન્થો આવે છે. આ વર્ગના બે ઉપવિભાગ છે. (અ) જે સમયે કાવ્યો રચાયાં હોય તે સમયના આસપાસની ઉતારેલી તેની નકલો, (આ) રચનાકાળ પછી ઘણા સમયે ઉતારેલી નકલો. આમાં (અ) વિભાગના ગ્રન્થોનો તો નિર્વિવાદ રીતે પ્રત્યક્ષ પુરાવા (*Direct evidence*) તરીકે ઉપયોગ થઈ શકે. પરન્તુ આમાં એક બાબત ધ્યાનમાં રાખવાની છે, તે એ કે ઘણી વખત પ્રતોના છેડે તે ઉતાર્યાની એક સાલ આપેલી હોય છે, પરન્તુ ખરી રીતે જોતાં તે વખતે નકલ કરેલી હોતી નથી, કારણ કે ઘણા નકલ કરનારા પાછળના વખતમાં નકલ કરે છે, તથાપિ મૂળ નકલની જ ઉતાર્યાસાલ પોતાની નકલમાં કાયમ રાખે છે અને પોતે જે સાલમાં ઉતારે છે તે સાલ જણાવતા નથી. આવા ગ્રન્થો ભૂલ ખવરાવનારા હોય છે. માટે તેવા ગ્રન્થોના કાગળ, લિપિ, લખાણની ધાટી વગેરે ઉપરથી તેના સમયની અટકળ થઈ શકે છે. જેના નીચે ઉતાર્યા સાલ ન હોય તેનો સમય પણ આ રીતે અટકળી શકાય છે. (આ) ઘણાંખરાં પ્રાચીન ગુજરાતી કાવ્યો આખ્યાન અથવા ધાર્મિક કથાના રૂપે હોય છે, અને તેમનો ઉદ્દેશ લોકોમાં તે ગાઇને કથા કરવાનો હોવાથી, લોકોને સારી રીતે સમજાવવા માટે નકલ કરનાર તે કાવ્યોને પોતાના સમયની ભાષામાં ઢાળીને ઉતારે છે. આથી ઘણાખરા હસ્તલિખિત ગ્રન્થોની પ્રતોમાં, તે જે સમયે રચાયા હોય છે તે સમયની ભાષા હોતી નથી, પણ તેની નકલ જે સમયમાં

---

*, નરહરકૃત ભગવદ્ગીતાની પ્રસ્તાવનામાં તેના પ્રકાશકો આટલી વાત કબૂલ કરે છે.—

"કોઈ જગાએ શુદ્ધ સંસ્કૃત શબ્દો એવા અપભ્રંશ રૂપમાં મળી આવે છે કે, હાલના જમાનામાં કોઈ લખનારો એવા અપભ્રંશ સામ્યેજ લખે કદાચ આવો શબ્દનો બગાડો, તેમણે ના પણ કર્યો હોય, પરન્તુ પાછળથી ગ્રન્થ લખનારાઓએ સ્વરુચ્યનુસાર તેમાં ફેરફાર કર્યો હોય તો કોણ જાણે? વળી આ ગ્રન્થની ભાષાશૈલી વિલક્ષણ લાગવાનું બીજું કારણ એવું પણ હશે કે, તે વખતે જે ગ્રન્થો લખાતા તેની જોડણી જૂની ગુજરાતીને અનુસરી કરવામાં આવતી હશે. અમે વાચનારની સુગમતા સારૂ તે તે જગાએ શબ્દના ચાલુ ઉચ્ચારને અનુસરી જોડણીમાં કંઈક ફેરફાર કર્યો છે યદ્યપિ તેવો ફેરફાર કરવામાં અમે શબ્દના રૂપ બદલી નાખ્યા નથી કે પ્રકૃતિપ્રત્યયની કાઢઘાલ કરી નથી, તથાપિ બહુધા ઇ કારનો ઘટે તો એકાર કર્યો છે. અથવા તો સામાન્યપણે લેખનદોષને લીધે શબ્દ અશુદ્ધ થઇ ગયો હોય તેને શુદ્ધ કરીને લખ્યો છે જેમ 'તેણિ'ના તેણે 'તેહણુ'ના તેણુ 'અહિવી'ના અહિવી, 'નવી'ના નવ, 'ગોવ્યંદ'ના ગોવિંદ, 'ક્રીપા'ના કૃપા, 'થેલિ'ના જેણે, અને એવા બીજા લેખનશૈલીના ફેરફારથી સાંપ્રત કાળમાં વિલક્ષણ લાગે તેવા શબ્દો માત્ર સુધારીને લખ્યા છે" (પ્રા. કા. મા. અંક ૩૨)

---

થઈ હોય છે, તેનુ પ્રતિબિમ્બ તેમા પડેલુ જોવામાં આવે છે. તો પણ એટલું ખરૂ કે આનો સર્વસાધારણ નિયમ થઈ શકે નહિ ઉપરના કથનને કેટલાક અપવાદો પણ છે.

(૧) ગ્રન્થનો વિષય ધાર્મિક આખ્યાન અથવા કથન ન હોય, પણ એવો કોઈ હોય કે જે લોકયોગ્ય હોય નહિ, તો તેમાં તે ગમે ત્યારે ઉતારેલો હોય તો પણ ઘણું કરીને મૂળ ભાષામાં કાયમ રહે છે

(૨) ધધાદારી લહીઆઓએ (Professional scribes) જે નકલ ઉતારેલી હોય તો ઘણી વખત ભાષામાં વિકૃતિ થએલી માલુમ પડતી નથી.

(૩) પ્રતીક ઉતારનાર વિદ્વાન જૈન સાધુ હોય તો પણ મૂળ ભાષા અવિકૃત સ્વરૂપે કાયમ રહેલી જોવામાં આવે છે જૈન લેખકોનુ અત્યારનુ કામ પણ જેમને જોવાનો પ્રસગ મળે છે, તેમને એ જણાયા સિવાય રહેતું નથી કે તેઓ કાળજીથી યથાસ્થિત નકલ કરનારા હોય છે. મારી પાસે ૧૪૯૯ માં રચાએલ 'વિક્રમ ચરિત્ર કુમરરાસ'ની ત્યાર પછી બસેં વર્ષે લખાએલી એક જૈન પડિતના હાથની નકલ છે તેમાં મૂળ ભાષા અવિકલિત રીતે કાયમ રહેલી જણાય છે.

આ ત્રણ અપવાદને પણ એક અપવાદ છે કે જે ઉતલા નકલ કરનારે અસલ નકલ ઉપરથી પોતાની નકલ ઉતારી હોય તો જ તેમાં મૂળ ભાષાનુ દર્શન થઈ શકે; પરન્તુ તેને જ જો વિકૃત થએલી ભાષાવાળી પ્રત નકલ કરવાને મળી હોય તો તેની ભાષા અસલ ન હોય એ ઉઘાડુ છે.

ગુજરાતી ભાષાના પ્રાચીન હસ્તલેખોના અવલોકન ઉપરથી આટલી બાબતો જણાય છે, અને અમુક ગ્રન્થોના સમયની ભાષાનો નિર્ણય કરતી વખતે, તેને આ બધી કસોટી એ કસવાની જરૂર છે *

ભાલણ તેમ જ નરસિહ, મીરા, આદિ કવિઓનાં કેટલાંક કાવ્યોની ભાષા વિકૃત ભાલણ અને તેના સમકા- થવાનાં કારણો ઉપર પ્રમાણે છે. તેમના સમયમા લખાએલા લીન કવિઓની મૂળ ભાષા પણ મૂળ ભાષા અવિકૃત સ્વરૂપે કાયમ રહી હોય તેવા ગ્રન્થો તે કવિઓના જો મળી આવે, તો તેમની ભાષા પણ પ્રાચીન જણાયા વિના રહે નહિ +

---

* આ મુદ્દા ઉપર રા તનસુખરામભાઈએ નોંધ કરેલી છે કે તે સારી રીતે લખાયો છે

× જેમ નરસિંહના પદોમા અને કાન્હડદે પ્રબધમા પઈનો ચો પ્રત્યય જોવામા આવે છે, તેમ ભાલણના કાવ્યોમાં પણ કેટલેક સ્થળે તે પ્રત્યય વપરાએલો છે તેના નળાખ્યાનની અન્તે,

"નળની કથા ગાઇ મનોહર, ભાગે દુખીઆચા દુખ"

દશમસ્કંધમા પણ એક બે સ્થળે,

"ભાલણ પ્રભુઓ સ્વામી"

એમ નિર્દેશ છે

મરાઠી ભાષામાં 'હમણાં' ને બદલે 'આતા' શબ્દ (સં. अत) વપરાય છે ભાલણના દશમ- તેવા અર્થમાં 'આતા' શબ્દ ઘણી જગાએ વપરાએલો છે

"આતા એમ ન કીજીએ રે" (પદ ૧૯૦)

---

કાદંબરીની ભાષા;

ભાલણની કાદંબરીની જે નકલ મળી છે, તે તેના સમય પછી બહુ લાંબે કાળે લખાએલી નથી. તેથી તેમાં ભાલણના સમયની ભાષા ઘણુંખરૂં કાયમ રહેલી જણાય છે. તેમાથી ઉતારા પાછળ મેં આપ્યા છે. તે ઉપરથી તેની ભાષાનું સ્વરૂપ જોવામાં આવ્યું જ હશે. તો પણ તાત્કાલિક ઉપયોગને માટે એક વિશેષ ઉતારો રજુ કરૂં છું.

"હું પડતું દીઠું જેટલી, શિષ્ય પ્રતિ બોલ્યું તે તેટલી.—
જાણૂં વૃક્ષ થકુ શુકબાલ આવ્યૂં છિ શિયાણી કાલિ.
છૂટું છિ ચચામાંથી આજ, એ જીવતું રાખું મહારાજિ.
પૂરી આવિ છિ નહિ પાંખ, કરિ ઉડવાની અતિ ધાંખ;"

તથા સત્તરમાં શતકની સહેજ અસર.

કાદંબરીની પ્રત વિ. સં. ૧૬૭૨ માં ઉતારેલી છે, તેથી તેમાં અસલ ભાષા ઘણીખરી કાયમ રહેલી જણાય છે. જો તે ત્યાર પછી ઘણી મોડી ઉતારેલી હોત તો, તેમાં વિકૃત થયા વિના કદાચ રહેત નહિ. આમાં 'ઘણુંખરી' મૂળ ભાષા કાયમ રહી છે, એમ કહેવાનું કારણ એ કે તેમાં મારા અભિપ્રાય મુજબ સત્તરમા શતકની અસર થયેલી જણાય છે. રા. નરસિંહરાવે લખ્યું કે કાદંબરીને "ભાષાના ફેરફારનો આઘાત લાગ્યો નથી." પરન્તુ તેની જે નકલ આપણને મળી છે, તેની ભાષા સોળમા શતકની ભાષા જેમાં કાયમ રહી છે, તેવા ગ્રન્થોની ભાષા સાથે મેળવતાં તેમાં સત્તરમા શતકની ભાષાની સહજ અસર થઈ જણાય છે. તેની પુષ્ટિમાં એટલું જણાવીશ કે સોળમા શતકની ભાષામાં જો કે છિ, કરિ, દિસિ, એમ છઈ, કરઈ, દીસઈ, એ રૂપોની એવી વિકૃતિની શરૂઆત થઈ હતી ખરી, પરન્તુ, છિ, કરિ, દિસિ, એ રૂપો બહોળા પ્રમાણમાં વપરાતાં નહોતાં. કાદમ્બરીમા છઈ, કરઈ, દિસઈ, આદિ રૂપો જોવામાં નથી. પરન્તુ, તેમાં સત્તરમા શતકમાં વિકૃત થયેલાં રૂપો છિ, કરિ, દીસિ, એ જે જોવામાં આવે છે, તેથી હું એમ માનું છું કે તેની ભાષામાં સત્તરમા શતકની સહેજ અસર થયેલી છે.

(અપૂર્ણ.)

धी ऑनरेबल

मि. दिनशाह एदलजी वाच्छा.



इम्पीरीयल लेजीस्लेटीव काउन्सीलमां मुंबाई ईलाकानी प्रजा तरफथी

निमायला प्रतिनिधि, जुन १९१६

धी ऑनरेबल
सर इब्राहीम रहिमतुल्ला.



धी ऑनरेबल
मि. महमदअली जिन्हा.



इम्पीरीअल लेजीस्लेटीव काउन्सीलमा मुंबाई ईलाकानी तरफथी नीमायला प्रतिनिधिओ.

"બ્હેન, ડાક્ટરે શું કહ્યું તે તો ત્હેં સાંભળ્યું ને?"

"હા, પણ, માશી, એ તો કહે છે કે હમણાં કાંઈ ખાસ ગંભીર......"

"એ તો ગમે તે કહે. ત્હને તો એની સ્થિતિ દેખાય છે ને?" માશી જરાક ચીડાયા.

"પણ, માશી, ત્રણ ભાઈ પછી મ્હારે આ પ્હેલી જ બ્હેન આવી છે, અને બધાની બહુ જ લાડકી છે! બહુ ધામધુમ પણ થવાની છે, અને હું ન જાઉં તો બાને......"

"ઠીક, ત્હારી બાને છો લાગે. પણ મણિ, જો તું જ્યોતિન્‌ને આવી સ્થિતિમાં એકલો મુકીને જઈશ તો ત્હારા પિતાજી ત્હારા ઉપર ચીડાશે એ કાંઈ ખબર છે?"

"હા. પણ ત્હમે એમના ઉપર એક કાગળ લખજો ને કે હમણાં કાંઈ ખાસ ચિન્તા કરવા જેવું નથી. અને હું જાઉં તો પણ કાંઈ હરકત.. ..."

"હા; મણિ, તું જઈશ તો કાંઈ અહિં ત્હારી ખોટ નહિ પડે! પણ એટલું યાદ રાખજે કે જો હું ત્હારા પિતાજીને લખીશ તો બધું મ્હારા મનમાં છે તે હું કહી દઈશ."

"ના, ના, ત્યારે તો ન લખશો. હું એમને કહીશ, અને એ તો જરૂર..."

"મણિ, જો સાંભળ; મ્હેં ત્હારા તરફથી બહુ ખમ્યું છે; પણ જો આવું કાંઈ પગલું તું લઈશ તો મ્હારાથી વધારે નહિ ખમાય, હોં!... ત્હારા પિતાજી તો ત્હને બરોબર ઓળખે છે, એટલે એમને તો તું છેતરી શકવાની નથી"

માશી ગયાં એટલે મણિ ફ્ડ્ડાટમાં પથારીમાં પડી, એટલામાં એની પડોશણ—સખી—અંદર આવી.

"બ્હેન, આ જુલમ તો જો! મ્હારી એકની એક બ્હેનનું "અન્નપ્રાશન" આવે છે, અને માશીજી મ્હને જવા દેતાં નથી."

"શું! મણિ, ત્હારા પતિ આટલા બધા માંદા છે, અને તું જવાની વાત કહે છે? વાહ, બ્હેન!"

"પણ એમને માટે હુ કશું કરતી તો છું નહિ, અને યત્ન કરૂં તો પણ મ્હારાથી નથી થતું. બ્હેન, આ ઘર એવું તો સ્મશાનની માફક ખાવા ધાય છે! મ્હારાથી તો આ રહેવાતું નથી" મણિની આંખોમાં આંસુ આવ્યાં.

"મણિ, તું તો કોઈ અદ્ભુત સ્રી લાગે છે હોં! પતિ કરતાં કાંઈ બ્હેન વધારે છે?"

"પણ, હું ત્હમારી માફક ઢોંગ કરીને શાંત રહી શકતી નથી; પછી લોકો મ્હારે માટે ગમે તે ધારે!"

"ઠીક, હવે ત્હારે શું કરવું છે એ તો કહે!?"

"હું તો જવાની જ—મ્હને કોઈ ખાળી શકવાનું નથી—હા." મણિ નિશ્ચયપૂર્વક બોલી.

"વાહ! તું પણ બહી જબરી લાગે છે બાઈ!"

૨૦

એના પિતાજીને સાં જવાની વાત જરાક છેડી એટલામાં તો મણિ રડી પડી એ સાંભળી જ્યોતિન્‌ને બહુ આશ્ચર્ય લાગ્યું. એ પથારીમાં બેઠો થયો; એક તકીઓ ખેંચી એના ઉપર અઢેલીને બેઠો

"માશી, આ દીવો લઈ લ્યો, અને પેલી બ્હારી જરાક ઉઘાડશો?"

અનંત કાલની એક પ્રવાસિની, ગાઢ શાંત રાત્રિ સર્વત્ર વ્યાપી રહી હતી; અનેક યુગોમાં અસખ્ય મરણ પથારીઓના સાક્ષી તારાઓ આકાશમાં પ્રકાશી રહ્યા હતા!

ગાઢ અંધારી રાત્રિની છાયામાં દૂર, પોતાની મણિનું રમણીય મુખ જાણે આલેખાયલું હોય એમ જ્યોતિન્‌ને ભાસ્યું મણિની વિશાળ નીલ આંખો આંસુથી છલકાયલી હતી.

એને શાંત જોઈ માશીને કાંઈક નિવૃત્તિ વળી. એ સુઈ ગયો હશે એમ એમને લાગ્યું.

અચિંત્યો એ ચમકીને બેઠો થયો "માશી, આ આપણા ગરીબડા ઘરમાં મણિ-ઉછાંછળી-મણિ-સુખી નહિ થાય એમ ત્હમને બધાને લાગતુ હતુ ખરૂં? પણ ત્હમે જોયું તે...?

"હા, ભાઈ. મ્હેં જોયું! મ્હારી ભૂલ થઈ હતી, પણ વિપત્તિ મનુષ્યને કસે છે."

"માશી!"

"ભાઈ, બેટા, હવે જરા સુઈ જા જોઉં!"

"ના, ના, મ્હને જરા વાતો કરવા દો, માશી, ત્હમે ચીઢાશો નહિ, હોં!"

"ઠીક, ભાઈ"

"માશી, એક વખત, મ્હને જ્યારે એમ લાગ્યું કે મણિના હૃદયમાં મ્હને સ્થાન નહિ મળે ત્યારે મ્હેં શાંતિથી સહન કર્યું, પણ ત્હમે .."

"ના, ભાઈ, એમ માં બોલ. હું પણ ત્હારા દુઃખમાં સહભાગી હતી હોં!"

"માશી, મનુષ્ય-હૃદયો કાંઈ માટીના ઢેફાં જેવાં-નથી હોં, કે આપણે ફક્ત ઉપાડી લઈએ એટલે આપણાં થાય! મ્હને લાગ્યું કે મણિને પોતાનાં હૃદયનું પોતાને જ ભાન નહોતું. એક દિવસ, કોણ જાણે કેમ, પણ અચિંત્યો જ એને મ્હારા તરફ. ."

"હા, જ્યોતિન્ તુ કહે છે એમ જ થયું!"

"અને તેથી એના ઉછાંછળાપણાની મ્હેં બહુ દરકાર કરી નહિ" જ્યોતિન્ આંખો મીંચી કાંઈક ધ્યાનમાં પડયો.

એક નિઃશ્વાસ નાખી, માશી શાંત રહ્યાં, તોફાની વરસાદમાં, દઝાતી હાલતમાં, બ્હાર અગાશીમાં અનેક રાત્રિઓ જ્યોતિને પસાર કરી હતી, અને પોતાના શયન ગૃહમાં પણ

જવાની દરકાર કરી નહોતી. અનેકવાર, જ્યોતિન્ ધગધગતા માથા સાથે ખીછાના ઉપર પડી રહેતો અને પુચ્છતો કે મણિ આવી એનું માથુ દાબે-એનું દુઃખ કાંઈક ઓછુ કરે; જ્યારે મણિ તો કોઈ સખી સાથે નાટકમાં જવાની તૈયારી કરતી હોય! અને જો માશી એનું માથું દાબવા જાય તો એ એમને હઠ કરી પાછાં મોકલી દેતા આ રોષમાં અત્યંત દુઃખ સમાયલું હતુ. ઘણીવાર એમને એમ કહેવાનું મન થતુ કે "જ્યોતિન્, એની તુ બહુ દરકાર ન કરીશ; ભાઈ, એને જરૂર પડશે-ગરજ પાડશે-ત્યારે એ સમજશે." પણ આવી વસ્તુઓ કહેવામાં ગેરસમજુતીનો ભય રહે છે.

જ્યોતિન્‌ના હૃદયમાં "સ્ત્રીત્વ" ને માટે એક પવિત્ર મંદિર હતું, અને ત્હેના સિંહાસન ઉપર મણિને સ્થાન મળ્યું હતું. "આ દિવ્યાંગના તરફથી પ્રેમ-મંદિરનો મ્હારો ભાગ મ્હને નહિ મળે, એમ વિધિએ નિર્મ્યું છે"-આ કલ્પના જ જ્યોતિન્‌ને ભયંકર થઈ પડતી. પરિણામે એ દિવ્યમંદિરની દિવ્યાંગનાની પૂજા ચાલુ જ રહી; ભોગ ઉપર ભોગ અપાયા જતા હતા, અને વરદાનની આશાનો અંત ન જ આવ્યો. અમર આશાની પણ બલિહારી છે!!

જ્યોતિન્ નિદ્રાધીન થયો હશે એમ માશીને લાગ્યું; પણ એ તો પાછો બેઠો થયો.

"માશી, ત્હમે ધાર્યું કે મણિથી હું સુખી નથી, અને તેથી ત્હમને એના ઉપર રોષ મ્હડ્યો હતો ખરૂં? પણ, માશી, સુખ તો પેલા તારાઓ જેવુ છે, હો! તારાઓ બધા અંધકારનો નાશ નથી કરતા, વચ્ચે વચ્ચે છિદ્રો પણ હોય છે. જીવનમાં આપણે ભૂલો અને ગેરસમજુતીઓ કરીએ છિયે પરંતુ આ છિદ્રોની વચ્ચેથી સત્ય પ્રકાશે છે.. .માશી, હું નથી સ્હમજી શકતો-મ્હારૂં હૃદય કાંઈક અપૂર્વ આનંદથી ઉભરાઈ જાય છે-એમ કેમ હશે, હેં?"

કાંઈ પણ ઉત્તર દીધા વિના માશીએ પોતાનાં કોમળ હાથથી એનું માથુ દાબવા માંડ્યું. ગાઢ અંધકારમાં એમનાં આંસુઓ જણાયાં નહિ.

"માશી, હજી તો એ ન્હાની છે; મ્હને એમ થાય છે કે મ્હારા વિના એના દિવસો કેમ જશે?"

"ન્હાની? ભાઈ, એ એવુ સ્હમજતી થઈ છે...જ્યોતિન્, મ્હારા જીવનની મૂર્તિ મ્હેં ખોઈ ત્યારે હુ પણ ન્હાની હતી, હો! પછી જ મ્હારા હૃદયમાં સદાને માટે એમની સ્થાપના થઈ!" માશીના આંસુઓ અવિચ્છિન્ન વહેતાં હતાં

"પણ, માશી, મ્હને એમ લાગે છે કે મ્હારી મણિનું હૃદય જાગૃતિનાં ચિન્હો દેખાડે છે એટલામાં જ મ્હારે આ જગતનો......"

"ભાઈ, જ્યોતિન્, એવુ માં બોલ; એનું હૃદય જો જાગે તો જ બહુ છે ને!"

કેટલાક વર્ષો ઉપર સાંભળેલું એક ગામડીઆનું રમ્ય ગીત જ્યોતિનને સાંભર્યું એની આંખો પણ આંસુભીની થઈ.

"માશી, કેટલા વાગ્યા હશે?"

"ભાઈ, નવેક થયા હશે."

"હજી નવ જ થયા છે? મ્હેં તો ધાર્યું કે પ્રભાતના બે કે ત્રણ વાગ્યા હશે! પણ, માશી ત્હમે જાણો છો ને, મ્હારી મધ્યરાત્રિ તો સૂર્યાસ્ત સાથે જ શરૂ થાય છે!"

"ભાઈ હવે જરા જંપીને સુઈ જા, કાલે રાત્રે પણ તું બહુ મોડો સુનો'તો."

"માશી! બ્હેણી સુઈ ગઈ?"

"ના, ના, એ તો ત્હારે માટે કાંઈ બનાવે છે" જ્યોતિન્ ચમક્યો.

"ખરેખર, માશી, સાચું કહો છો!"

"હા, ભાઈ, ખરે! ત્હારૂં બધુ ખાવાનું એ જ કરે છે."

"મ્હને તો લાગ્યું કે એને નહિ આવડતું હોય——"

"પણ આવું શીખતાં સ્ત્રીઓને વાર ન લાગે તો! જરૂર પડે એની મેળે આવડે."

"આજે રહવારે મ્હેં કૉફી પીધી તે એવી તો સરસ હતી! માશી, મ્હને તો લાગ્યું કે ત્હમેજ કરી હશે"

"ના, ભાઈ, મણિ મ્હને એવું કરવા પણ દે છે? ત્હારાં કપડાં પણ એ ધુએ છે! એ જાણે છે કે ત્હને કાંઈ પણ અસ્વચ્છ ગમતુ નથી, અને એને ચીવટ પણ બહુ છે, ત્હારી ઓરડી પણ એણે એવી સાફ અને સુઘડ રાખી છે! જો એને હું અહિં આવવા દઉં તો તો એ સાંજે થાકીને લોથ થઈ જાય ..પણ એ બધું ખરા મનથી કરે છે, હોં!"

"ત્યારે. .એનું શરીર સારૂ છે?"

"ડાક્ટર કહે છે કે માંદા માણસ પાસે એને બહુ ન રાખવી, એનું હૃદય બહુ કોમળ છે"

"પણ, માશી, એ અહિં આવવાની હઠ નથી કરતી?"

"ભાઈ, એ તો બહુએ હઠ કરે છે. પણ હું જરાક કહું એટલે મ્હારૂં કહ્યું માને છે. ત્હારી ખબર હું એને બહુ વાર આપું છું."

અશ્રુબિંદુઓની પેઠે તારાઓ વિશાળ આકાશમાં ચળકતા હતા. જ્યોતિને ઉંચુ જોયું અને ઉપકારમાં પોતાનું માથું સ્હેજ નમાવ્યું એની જીવન-જ્યોતિ હવે થોડા જ સમય પ્રકાશવાની હતી. ગાઢ અંધકારમાં જ્યારે કાળે પોતાનો હાથ એના તરફ લંબાવ્યો, ત્યારે જ્યોતિને અગાધ શ્રદ્ધાથી એ લીધો

---

એણે એક નિશ્વાસ નાંખ્યો, અને કાંઈક આતુરતાથી-ચિંતાથી-એ બોલ્યો.

"માશી, જો મણિ જાગતી હોય તો એને જરા બોલાવશો?"

"હા, ભાઈ, બોલાવું હોં!"

"બહુ વાર નહિ, માશી, ફક્ત એક થોડીક ક્ષણ-મ્હારે એને કાંઈક કહેવું છે."

એક નિશ્વાસ નાખી માશી ગયાં જ્યોતિન્‌ની નાડી જોરથી ચાલવા માંડી. એના આખા જીવનમાં એક વખત પણ મણિ સાથે બેસી નિકટ રીતે વાત કરવાનો પ્રસંગ એને મળ્યો નહોતો. આ બે વાદિત્રો પ્રભુએ કાંઈક જુદી જ રીતે ઘડ્યાં હતાં અને એમને એકલયથી harmoniously—વગાડવાં એ અશક્ય હતું

એની સખીઓ સાથે મણિ જ્યારે હસીને આનંદથી વાતો કરતી-કલ્લોલ કરતી-ત્યારે જ્યોતિન્‌ને અદેખાઈ આવતી. પોતે એમના જેવી નકામી અને તુચ્છ વાતો કરી શકતો નહિ એટલે એને પોતાનો જ વાંક વસતો, એ એના મિત્રો સાથે તુચ્છ અને સાધારણ વાતો કરી શકતો, પણ કેટલીક વાતોમાં પુરૂષોને જ આનંદ પડે છે-સ્ત્રીઓને નથી પડતો એક મનુષ્ય પોતે એકલો મહાન્ ફીલસુફીભર્યા સંવાદો પોતાની જ સાથે કરી શકે, પણ તુચ્છ વિષયો ઉપર વાતો કરવાને બે જણ તો જોઈએ જ એક શરણાઈ એકલી વગાડી શકાય પણ કરતાલની તો જોડી જ જોઈએ. અનેકવાર સંધ્યા સમયે, અગાશીમાં પોતે મણિ સાથે એકલો બેઠો હોય ત્યારે વિવિધ વિષયો ઉપર વાતો કરવાનો એ પ્રયત્ન કરતો, પણ દોરી અધવચમાં જ તુટતી, અને સંધ્યા સમયની શાંતિને પણ જાણે શરમ આવતી ન હોય એમ થતું એને સ્પષ્ટ લાગતું કે મણિ સરકી જવા ઇચ્છે છે. એ એમ ઇચ્છતો પણ ખરો કે કોઈ ત્રીજું મનુષ્ય આવે, કારણ કે કેટલીક વખત જ્યાં બે જણ વાત નથી કરી શકતાં ત્યાં ત્રણ હોય તો વાત કરવી સ્હેલી પડે છે.

મણિ આવે ત્યારે શું બોલવું એનો એ વિચાર કરવા લાગ્યો પણ એવી બનાવટી-કૃત્રિમ વાતોથી કાંઈ સંતોષ મળે? આ થોડીક ક્ષણો નકામી જશે એમ એને ભય હતો-પણ મણિ સાથે નિકટ રીતે વાતે કરવાનો બહુ જ થોડો સમય હવે રહ્યો હતો.

૩.

"બ્હેન, મણિ, આ શું? તું કાંઈ જાય છે કે શું?"

"હાસ્તો! હું તો સીતારામપુર જાઉં છું"

અટન!..... હ, ક્રાતા સાથ?

"કેમ, અનાથ છે ને?"

"બ્હેન, મ્હાર માન, આજે નહિ, કાલે જજે" માશીએ કાંઈક વિનતિના રૂપમાં કહ્યું.

"પણ, માશી, બધી તૈયારીઓ થઈ ગઇ છે ફક્ત નીકળીએ એટલી જ વાર છે."

"એમાં શું? એ તો પાછુ છોડી નખાશે. બ્હેન, મ્હાર માન, કાલે સ્હવારમાં વ્હેલી જજે" માશી ફરીથી કરગર્યા

"માશી આ તમારા વ્હેમમાં હુ માનતી નથી, હુ આજે જઇશ તો મ્હને શું થઈ જવાનું છે?"

"બ્હેન, જ્યોતિન્ ત્હને જરા બોલાવે છે—આવીને જા"

"ઠીક, હજી થોડોક વખત છે, એમને જરા મળી આવુ"

"પણ, મણિ, તુ આજે જવાની છે તે એને કહીશ નહિ હોં"

"વારૂં, નહિ કહું. પણ હું તો જવાની જ, મ્હારાથી નહિ રહેવાય." મણિએ સ્પષ્ટ કહ્યુ,

"બ્હેન હું તારે પગે પડુ છુ, મ્હારૂં માન, મન પુરૂં શાંત રાખીને એની પાસે જરા બેસજે. એને ખબર ન પડે કે તુ જવાની ઉતાવળમાં છે."

"પણ હું શુ કરૂં? ગાડી કાંઈ મ્હારે માટે ખોટી થશે અનાથ પાછો આવે એટલો વખત એમની પાસે બેસુ છુ" જાણે માશી ઉપર ઉપકાર કરતી હોય ને!

"ના, મણિ, એમ નહિ. આવી સ્થિતિમાં હુ ત્હને ત્યાં નહિ જવા દઉં. ઓ અભાગણી, તુ શા માટે એને દુ:ખ દે છે? એ હવે થોડા દીવસનો મ્હેમાન છે! મણિ, યાદ રાખજે હોં! ત્હારે આ દિવસ ત્હારા આખા જન્મારા સુધી સભારવો પડશે! હજી મ્હારૂ માન; ઇશ્વર ઉપર બેઠો બેઠો બધુ જુએ છે, આણુ કોઈક દીવસ તુ સ્હમજીશ—ત્યારે જ ત્હને ખબર પડશે" અત્યત રોષમાં—દુ:ખમાં માશીએ કહ્યુ

"માશી ત્હમે મ્હને એમ શાપ ન દેશો હા."

"અરે રે! ભાઈ જ્યોતિન્, બેટા, હું પણ આ દુ:ખમાથી છુટે તો સારૂં હુ, પણ શુ કરૂં? આ લુંડાણુનો અને પાપનો તે ક્યારે અત આવશે? ઓ પ્રભુ!" નિરાધાર, દુ:ખી પણ પ્રેમાળ માસી, સહન ન થઈ શકવાથી ચોધાર આંસુએ રડી પડ્યાં દૂર મણિ ગઈ

થોડીકવાર રહી, કદાચિત્ જ્યોતિન સુઈ ગયો હશે એમ ધારી, માશી એની પાસે ગયાં પણ એ તો બેઠો થયો.

"ભાઈ, આ તો એ બીચારી! મણિ... .."

"કેમ શું થયુ? માશી, એ આવી નહિ? ત્હમને વાર કેમ લાગી હું?"

"ભાઈ, હુ ગઈ ત્યારે એ ચોધાર આંસુએ રડતી હતી. મ્હે પુછ્યુ તો એ કહે કે એમની કાજીનું દુધ ઉભરાઈ ગયુ.' મ્હેં કહ્યુ 'ગાંડી એમાં રડે છે શું કરવા? બીજુ દુધ છે ઘરમાં' પણ એની બેદરકારીથી ત્હારી કાજીનું દુધ ઉભરાઈ ગયુ, અને પછી વાર થશે એ દુખથી તો બાપડી રડવા બેઠી. પછી મ્હેં જેમ તેમ સ્હમજાવીને સુવાડી દીધી. હશે, હવે કાલે વાત, છો બીચારી બે ઘડી સુએ–આખા દિવસના કામથી થાકીને લોથ થઈ ગઈ છે."

મણિના ન આવવાથી જ્યોતિનને સ્હેજ દુખ તો થયું, પણ કાંઈક શાંતિએ વળી, મણિની શારીરિક હાજરીથી, પોતાના હૃદયમાં એની જે મૂર્તિ હતી તેને કાંઈક થાય એમ એને ભય હતો. પણ "મ્હારી કાજીનું દુધ ઉભરાઈ ગયુ તેથી એ આટલી બધી દુખી થઈ"– આ વિચારે એનું હૃદય આનંદથી છલકાયું

"મા઼શી!"

"કેમ, ભાઈ?"

"માશી! મ્હને ખાત્રી છે કે આ જગતમાં મ્હારે હવે થોડા જ દિવસ રહ્યા છે. પણ કાંઈ દીલગીરી નથી થતી. માશી, ત્હમે દુ:ખી ન થશો હોં!"

"વાર, ભાઈ, હુ દુ:ખી નહિ થાઉં હોં. કાંઈ જીવવું જ સારૂં છે અને મરણ ખરાબ છે એમ નથી"

"માશી હુ ખરૂં કહું છુ હોં. મ્હને મરણ એવુ રમણીય લાગે છે!"

"જ્યોતિને વિશાળ આકાશ તરફ જોયું અને મણિ પોતે જ જાણે મરણના વેશમાં આવતી હોય એમ એને લાગ્યું. એનુ યૌવન અમર હતું; અને અસંખ્ય તારાઓ, જાણે એના વિશાળ, કાળા કેશ ઉપર આશિર્વાદના પુષ્પો ન ખરતાં હોય! એવા જ્યોતિનને લાગ્યા. અંધકારના આવરણ નીચે, પોતાની વધુનુ પ્રથમ જ દર્શન પ્રુન થતું હોય એમ એને ભાસ થયો.* ગાઢ રાત્રિ મણિની પ્રેમમય દષ્ટિઓથી જાણે ભરાઈ ગઈ. મણિ જ્યોતિનની બાલક ગૃહિણી એક ભવ્ય પ્રતિમામાં ફેરવાઈ ગઈ; જન્મ અને મરણના સંગમ આગળ, તારાઓની એક વેદી ઉપર એનું સિંહાસન હતું, અજલિ રચી જ્યોતિન સર્યો; "હા– અતે આવરણ ઉંચકાયુ આ અતિ ગાઢ અંધકારના પડદામાં ગોરો પડયો! સુંદરિ! હેં મ્હારાં હૃદયને અનેક વાર ટટળાવ્યુ છે–રીબાવ્યું છે, પણ હવે તું મ્હને ત્યજી શકશે નહિ!"

* બંગાળમાં, લગ્ન સમયે વરકન્યાના માથા ઉપર એક આવરણ નાખવામાં આવે છે, તેની નીચે જ વરકન્યા એક બીજાનું મુખ પ્હેલી વાર જુએ છે

ગુજરાતી લૉ રૈલ્વે કોડ ૨. ૭–૦–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુબાઈ.

"માશી, મ્હને સ્હેજ દુઃખ તો થાય છે પણ ત્હમે ધારો છો એટલું બધું નહિ, હોં. જાણે મ્હારૂં દુઃખ અને જીવન—એ બે ધીમે ધીમે પૂરાં ન પડતાં હોય ! માશી, મ્હારૂં જીવન, માલથી ભરેલી એક હોડીની માફક કિનારા તરફ ખેંચાતું હતું, પણ અચિંત્યું દોરડું તુટી ગયું અને હવે મ્હારા બધાં દુ:ખો સાથે એ હોડી સમુદ્ર તરફ ઘસડાઈ જાય છે એ હોડી મ્હને હજી દેખાય છે, પણ હવે તો એ પ્રભુને અધીન છે !—પણ, માશી, મ્હેં મણિને બે એક દિવસથી જોઈ નથી એ કેમ જણાતી નથી, હેં ?"

"ભાઈ, લે આ બીજું ઓશીકું, જરા માથા તળે મૂક—ત્હને હવે જંપ વળશે."

"માશી, પેલી દુઃખથી ભરેલી હોડી ઘસડાઈ જાય છે, ત્હેની પેઠે મણિ પણ મ્હને છોડી ગઈ હોય ને ! એમ લાગે છે એમ કેમ હશે, હેં ?"

"ભાઈ, લે આ જરા ઠંડુ પાણી પી ત્હારૂં ગળું સુકાઈ ગયું છે—ક્યારનું."

"માશી, મ્હેં મ્હારૂં 'વીલ' ગઈ કાલે કર્યું છે. મ્હેં ત્હમને દેખાડ્યું કે નહિ ?"

"ભાઈ, મ્હારે જોઈને શું કરવું છે ? છો રહ્યું."

"માશી, જ્યારે બા ગુજરી ગયાં ને, ત્યારે મ્હારી પાસે કશું નહોતું ત્હમે જ મ્હને "ઉછેરીને મ્હોટો કર્યો, પછી તો——"

"ભાઈ, એવું મા બોલ, મ્હારી પાસે પણ શું હતું ! આ ગરીબડું ઘર અને બે પૈસા. બાકીનું બધું તો તું જાતે જ કમાયોને !"

"પણ, માશી, આ ઘર——"

"આ ઘર ! એમાં છે શું ? અને ત્હેં એમાં એટલો બધો સરસામાન ભર્યો કે ઘર તો આપડું ઢંકા-ઢંકાઈ ગયું !"

"માશી, મણિને ત્હમારા તરફ પ્રેમ અને માન છે, ખરૂંને ?"

"હા, ભાઈ, હું જાણું છું—પણ હવે તું સુઈ જા"

"માશી, 'વીલ' માં મ્હેં બધું મણિને નામે ચઢાવ્યું છે, પણ ખરૂં જોતાં તો એ બધું ત્હમારૂં જ છે, હોં. એ કોઈ દિવસ ત્હમારૂં વચન નહિ ઉથાપે."

"હશે, ભાઈ, એની અત્યારથી આટલી બધી ચિંતા શી !...પણ હવે તું જરા સુઈ જા, જોઉં !"

"માશી, આ બધું ત્હમારૂં જ છે ને ! પણ મ્હારૂં 'વીલ' જુઓ ત્યારે જરાક પણ એમ ન ધારશો કે ..."

મ્હારથી ધક્કો મારતી હતી પણ એ તો ઉપડે જ નહિ!.... પણ, માશી, હવે તો ત્હમે હદ કરો છો, હોં આ મ્હારી મરણપથારી છે તે એ છો જુઓ, નહિ તો મ્હારા મરણના સમાચારથી એને ગભીર આંચકો લાગશે હોં!"

"ભાઈ, લે આ શાલ જરા ત્હારા પગ ઉપર નાંખુ—એ કેવા ઠંડા પડી ગયા છે!"

"ના, ના, માશી, મ્હારાથી એનુ કશુ નથી ખમાતુ—શાલ ન નાંખશો, હોં!"

"ભાઈ, ત્હને ખબર છે? આ શાલ તો ત્હારે માટે જ મણિએ ખાસ બનાવી છે. રોજ મોડી રાત્રિ સુધી જાગીને ગઈ કાલે જ એણે એ પૂરી કરી!"

જ્યોતિને શાલ લીધી અને મૃદુતાથી એને સ્પર્શ કર્યો. જાણે શાલના ઉનની કોમળતા મણિની પોતાની ન હોય! મણિના સ્નેહભર્યાં વિચારો એમાં દોરાઓની સાથે દર રાત્રિએ વણાયા હતા. એ શાલ ફક્ત ઉનની ન્હોતી, મણિનો મૃદુ સ્પર્શ પણ એમાં લાગતો હતો. માશીએ જ્યારે એ શાલ એના પગ ઉપર નાંખી ત્યારે જાણે મણિ દરરોજ રાત્રિએ પોતાના શ્રાન્ત પગો ધીમેથી-કોમળતાથી-દાબતી હોયને એવો રમણીય અનુભવ જ્યોતિન્‌ને થયો.

"પણ માશી, એને ભરતાંગુંથતાં તો ન્હોતુ આવડતુ. એનુ કાંઈ એને ગમતુ તો ન્હોતુ જ!"

"ભાઈ, શીખતાં તે કાંઈ વાર લાગે છે? મ્હેં એને જરાક દેખાડ્યુ, એટલે પછી ચાલ્યું—પણ થોડી ભૂલો રહી ગઈ છે માળ."

"માશી, ભૂલો છોને રહી—આપણે ક્યાં એને કોઈ મોટા પ્રદર્શનમાં મોકલવી છે? ભૂલો હશે તોયે મ્હારા પગ એનાથી ગરમ રહે છે, હો!"

જ્યોતિન્ હસ્યો; એના મુખ ઉપર આનંદ છવાઈ રહ્યો હતો. દર રાત્રિએ મણિ શાલ ગુંથતી, ભૂલો કરતી પણ આનંદ અને ઉત્સાહથી મંડી રહેતી, જ્યોતિન્‌ને એની કલ્પનામાં દેખાઈ. કેવુ રમણીય પણ કરુણારસથી ભરેલું દશ્ય!—જ્યોતિને ફરીથી, સ્નેહ અને મૃદુતાથી શાલ ઉપર હાથ ફેરવવા માંડ્યો.

"માશી, ડાક્ટર નીચે આવ્યા છે?"

"હા, ભાઈ, આજે એ અહિં જ રહેશે"

"પણ માશી, એમને કહેજો કે દવાની હવે કાંઈ જરૂર નથી, દવાથી મ્હને બીલકુલ આરામ થતો નથી—હું તો હવે જાગતો જ રહીશ ..હ માશી, ત્હમને યાદ છે? અમ્હારૂ લગ્ન વૈશાખ શુદ પૂર્ણિમાની રાત્રિએ થયું હતું! આવતી કાલે જ પાછો એ

"ત્હારા ભાઈને—મણિને"

"ભાઈ, એ તો હજી પાછા નથી આવ્યાં"

"પાછાં નથી આવ્યાં? એટલે? કેમ કઈ ગયાં છે!"

"હા, સીતારામપુર ગયાં છે ને!"

"ક્યારે? શંભુ, કેટલા દિવસ થયા?"

"ભાઈ, ત્રણેક દિવસ થયા."

જાણે વજ્રપાત થયો હોય એમ જ્યોતિન્ ચમક્યો એનું માથું ફરવા લાગ્યું. વિજળી પડવાથી એક ન્હાનકડું વૃક્ષ નીચે પછડાઈ પડે એમ એ પથારીમાં પડ્યો. પગ ઉપરની શાલને લાત મારી એણે દૂર ફેંકી દીધી.

માશી પાછાં આવ્યાં ત્યારે જ્યોતિને મણિનું નામ પણ લીધું નહિ. એમણે ધાર્યું કે એ બધું ભૂલી ગયો હશે. એમને કાંઈક નિવૃત્તિ વળી-પણ એ અલ્પાયુષી જ નીવડી. અચિંત્યો જ્યોતિન્ બોલ્યો

"માશી, પેલા સ્વપ્નની વાત મ્હેં ત્હમને કરી કે નહિ?"

"કયું સ્વપ્ન, ભાઈ!"

"જાણે, મણિ બ્હારથી મ્હારા દ્વારને ધક્કો મારતી હતી પણ એ તો ઉઘડે જ નહિ. એ અંદર આવી શકી નહિ માશી, હવે તો અંત સુધી એને મ્હારા દ્વારની બ્હાર જ ઉભું રહેવું પડશે!" એના સ્વરમાં કાંઈક કટુતા હતી.

માશી નિરુત્તર રહ્યાં. અનેક અસત્યોથી માશી જ્યોતિન્ને માટે જે સ્વર્ગ ધીમે ધીમે રચતા હતાં—ઉભું કરતાં હતાં— તે અંતે તો એક ક્ષણમાં ચૂરેચૂરા થઈ ગયું હતું! આ ભાન થતાં માશી કમ્પ્યાં! જ્યારે દુઃખ આવે ત્યારે સહન કર્યાં વિના છુટકો નથી. ઈશ્વરના ઘરનો ફટકો આવે ત્યારે છટકવાનો પ્રયત્ન કરવો વૃથા છે!

"માશી, ત્હમારો સ્નેહ હું કદી નહિ ભૂલું, હો, જન્માંતરમાં પણ મ્હને એનું સ્મરણ રહેશે મ્હારૂં જીવન ત્હમારા સ્નેહવડે જ સુખી હતું ...માશી, આવતા જન્મમાં ત્હમે જરૂર મ્હારાં પુત્રી તરીકે અવતરશો, હો! પછીને તે મ્હારો બધો સ્નેહ હું ત્હમારા ઉપર જ વર્ષાવીશ, હો! માશી," જ્યોતિન્ની કટુતા હવે જતી રહી હતી—એનું સ્થાન મૃદુતાએ લીધું હતું.

"ના, ના, ભાઈ, હવે તો મ્હારે સ્ત્રીનો જન્મ જ ન જોઈએ.... હું ત્હારા પુત્ર તરીકે અવતરીશ"

"ના પુત્ર નહિ! આશી, ત્હમે ન્હાનાં હતાં તે સમયે ત્હમારૂં જે અદ્ભુત સૌંદર્ય હતું, ને–એ જ સૌંદર્ય સાથે મ્હારે ત્યાં આવજો; પછી હું ત્હમને સારાં સારાં વસ્ત્રો પ્હેરાવીશ અને....."

"ભાઈ, જ્યોતિન્, હવે તું થાકી જઈશ, સૂઈ જા જોઉં! હવે આપણે કાલે વાતો કરીશું."

"......અને ત્હમારૂં નામ હું 'લક્ષ્મી' પાડીશ હોં, આશી!"

"પણ, જ્યોતિન્ એ તો પુરાણા સમયનું નામ!" આશી પણ ક્ષણભર દુઃખ ભૂલી ગયાં.

"ને ત્હમે પણ મ્હારાં પુરાણાં આશી છો ને! પછી આપણે . ."

"ના, ભાઈ, છોકરીનો જન્મ મ્હારે ન જોઈએ. ત્હારાં અનેક દુ:ખોમાં એ બાકી રહ્યું હશે! હું તો પુત્ર રૂપે જ ત્હારે ત્યાં આવીશ."

"આશી, ત્હમે ભૂલો છો. એથી મ્હારૂં દુઃખ તે કાંઈ ઓછું થવાનું છે?"

"ભાઈ, આખરે પણ હું સ્ત્રી જ છું. એટલે એ સહજ નિર્બલતા મ્હારામાં હોય જ ને? જ્યોતિન્, ત્હારા આખા જીવનમાં અનેક ઉપાધિઓથી ત્હને મુક્ત રાખવા મ્હેં બહુ કર્યું--પણ અંતે તો બધું નિષ્ફળ જ ગયું." આશીનું મુખ ઝ્હાંખું થઈ ગયું.

"આશી, આ જીવનમાં જે પાઠો હું શીખ્યો ત્હેમને અનુભવમાં મૂકવાનો સમય મ્હને ન જ મળ્યો. હશે, આવતા જન્મમાં વાત. . આશી, સ્વાર્થી થઈ, ફક્ત પોતાનું જ સંભાળીને બેશી રહેવું કેટલું મિથ્યા છે એ હવે હું સ્હમજ્યો, હો!"

"ભાઈ, મ્હેં ત્હને કોઈ દિવસ સ્વાર્થી થતા નથી જોયો. જ્યોતિન્, લેવા કરતાં આપવામાં ત્હને હંમેશ આનંદ પડતો!"

"આશી, એક વાત તો હું નિશ્ચયપૂર્વક કહી શકું મ્હારા પોતાના સુખને માટે હું કોઈ દિવસ પણ નિષ્ઠુર નથી થયો–અથવા મ્હારો અધિકાર મ્હેં કદાપિ પણ બલાત્કારે સિદ્ધ નથી કર્યો. જુદાપણાથી મ્હને સંતોષ ન મળ્યો, એટલે મ્હારે થોડો સમય વધારે ગાળવો પડશે. પણ આશી, અંતે તો સત્ય જ પ્રકાશશે, હોં! પ્રભુ, મ્હારા તરફ ઉદાર દૃષ્ટિથી જોશે જ." ન્હાનપણથી જ જ્યોતિન્‌ને ઈશ્વરમાં–ઈશ્વરના દરેક કાર્યમાં–અગાધ શ્રદ્ધા હતી, આ શ્રદ્ધા સમય જતાં વધુ ને વધુ દૃઢ થઈ હતી.

"પણ આશી, પેલું કોણ છે?"

"ક્યાં, ભાઈ, ત્યાં તો કોઈ નથી."

"આશી, જરા જુઓને હમણાં જ કોઈ ગયું."

"ના ભાઈ, એનો ત્હને એમ લાગ્યું હશે."

"પણ માશી, મ્હને સ્પષ્ટ દેખાયું..."

"ના ના, જ્યોતિન્ કોઈ નથી. હવે જરા શાંત થઈ સુઈ જા, જોઉ !...લે, આ ડાકટર આવ્યા."

"જુઓ, બ્હેન, ત્હમારે દરદી પાસે બહુ ન બેસવું; એને ઉશ્કેરવો નહિ, સ્હમજ્યાં. હવે ત્હમે જરા જમી આવો. હું ભાઈની પાસે બેસું છું." ડાકટર ચીઢાયા. જ્યોતિન્‌ના મુખ ઉપરનાં ચિન્હ એમને બહુ સારાં ન લાગ્યા

"ના, ના, માશી, હુ ત્હમને નહિ જવા દઉં"

"ઠીક ભાઈ, હું પેલા ખુણામાં બેસું છું, હો !"

"ના, ના, માશી, મ્હારી પાસે જ બેસો, ત્હમારો હાથ હું નહિ છોડું—અંત સુધી નહિ જ છોડું.'

માશી, ત્હમારે હાથે હું ઉછર્યો છુ અને ત્હમારા જ હાથમાંથી ઈશ્વર મ્હને લઈ લેશે."

"ઠીક, બ્હેન, ત્હમે અહિં પાસે બેસો; પણ, જ્યોતિન્ બાબુ, ત્હમારે એક શબ્દ પણ બોલવો નહિ હોં!......લો, દવાનો વખત થયો."

"દવાનો વખત! છટ્; એ સમય તો હવે ગયો. હવે દવા પીવી એ પ્રભુને છેતરવા જેવું છે. અને મરણથી હું કાંઈ બ્હીતો નથી......માશી પ્રભુના દૂતો મ્હને લેવાને આવ્યા છે ... હવે ડાકટરની જરૂર નથી, એમને જવા દો માશી, મ્હારે હવે ત્હમારી જ જરૂર છે; બીજા કોઈની નહિ—બીજું કોઈજ નહિ! હવે વધારે જુદાઈ મ્હારે ન જોઈએ."

"ભાઈ, આમ ઉશ્કેરાઓ નહિ. એથી.... "

"ઠીક, ડાકટર, હવે ત્હમે જાઓ; મ્હને વધારે ઉશ્કેરશો નહિ."

બિચારા ડાકટર બીચારા ફફડાટમાં ચાલી ગયા.

"....માશી, એ ગયા? ઠીક.. માશી, હવે મ્હારી પાસે બેસો. મ્હારૂ માથું જરા ત્હમારા ખોળામાં લેશો?"

"લે, ભાઈ, આ લીધુ હવે જરા સ્વસ્થ થઈ સુઈ જા " અંતનાં ચિન્હો સ્પષ્ટ હતાં. પ્રેમાળ દુઃખી માશી ચોધાર આંસુ સારતાં હતાં."

"ના, માશી, સુવાને હજી થોડીક વાર છે. સુતા પછી હું પાછો નહિ ઉઠું હોં, માશી! હજી થોડીક વાર સુધી જાગવાની જરૂર છે......ઠં માશી, કોઈ આવ્યું?"......

## ગુરૂક્રિયા.

લેખક —રા. પ્રણયી.

(નમક)

જીવન વિણ બાગ સૂકો, તો
હતી બહારો નહીં ભરપૂર:
જીવનનીર તેં સીંચ્યાં તેમાં
ભરી સુગંધ શી અણમૂલ!

જીવનનાં ઓસવા પાણી—
જીવન હું માનતો તેમાં
મૂઝાયું તેં દિધા ના તે
જીવન-સાગર તુ-અન્તરમાં

ભવન ભટક્યો જૂદાં જૂદાં
વિષે હું માનતો જીવન
તહીંથી આત્મ દોર્યો તેં
ઉંડી જીવન્ત શાન્તિમાં

જગત જે દાખતું માર્ગો
જીવનના તે થકી જૂદા
બતા તારા અનેરા રાહ
શિવોઽહમ્ વડે વિલસ્યા

અહા! કેવું અંગે હાવાં
જીવનસૌંદર્ય મારૂં સૌ
પરમ તુજ વાણુ પામીને
વહે આનન્દમાં કેવું!

દીધું નીર તેં, દીધી જ્યોતિ,
દીધો રસ તેં ભરીપૂરી
દીધું આયુ, દીધું સઘળું,
ગુરૂ ! શું શું વખાણું હું!

---